મુંબઇ નગરીમાં પ્રથમ પ્રવેશ કરનાર, આબાલ બ્રહ્મચારી ૧૦૦૮
શ્રીમદ્ મોહનલાલજી મહારાજ



જન્મ :
વિ. સં. ૧૮૮૭
ચાંદપુર (મથુરા)

સ્વર્ગગમન :
વિ. સં. ૧૯૬૩
સુરત

# श्री मोहनलालजी अर्धशताब्दी स्मारक-ग्रंथ:

लेखक तथा संपादक :

पू. मुनिवर्य श्री मृगेन्द्रमुनिजी महाराज



प्रकाशक :

श्री मोहनलालजी अर्धशताब्दी स्मारकग्रंथ-प्रकाशन-समिति

मुंबई-१

પ્રકાશક :

જયંતિલાલ રતનચંદ શાહ
મનસુખલાલ તારાચંદ મહેતા

મંત્રીઓ :

શ્રી મોહનલાલજી અર્ધશતાબ્દી
સ્મારકગ્રંથ-પ્રકાશન-સમિતિ,
શારદાસદન,
૧૧, પારસી બજાર સ્ટ્રીટ, કોટ, મુંબઇ-૧.



વિ. સં. ૨૦૨૦
ઈ. સ. ૧૯૬૪



મૂલ્ય રૂા. દશ



મુદ્રક :

બહાદુરસિંહજી પ્રિન્ટિંગ પ્રેસ,
પાલીતાણા
તથા
જવાહીર પ્રિન્ટિંગ પ્રેસ,
મુંબઇ, ૯




સમુદાયના આધારસ્તંભ અને જેમની કૃપાદૃષ્ટિથી જ

આ ગ્રંથનું હું સંપાદન કરી શક્યો........

તે

દીર્ઘચારિત્રપર્યાયી

પૂ. પંન્યાસપ્રવર શ્રી કીર્તિમુનિજી ગણિવર

તથા

શાંતમૂર્તિ તપસ્વી

પૂ. પંન્યાસપ્રવરશ્રી નિપુણમુનિજી ગણિવરને

આ સ્મારક-ગ્રંથ

સાદર

સમર્પિત કરું છું.

*

ભવદીય કૃપાકાંક્ષી

મૃગેન્દ્ર



# સ્મારક ગ્રંથનું શબ્દ સ્થાપત્ય



કાવ્યવિભાગ



જીવનચરિત્ર-વિભાગ

લેખક : શ્રી મૃગેન્દ્રમુનિજી મહારાજ

## પરિશિષ્ટ



## શ્રી ચરિત્રનાયક-વિષયક લેખ-સંગ્રહ

## અન્યવિષયક લેખ-સંગ્રહ

### (ગુજરાતી વિભાગ)



### ( हिन्दी विभाग )







# પ્રકાશકીય નિવેદન

મહાપ્રભાવિક મુનિરાજશ્રી મોહનલાલજી મહારાજનો અર્ધશતાબ્દીમહોત્સવ સંવત્ ૨૦૧૩ માં ભૂલેશ્વર લાલબાગ ખાતે શાંતમૂર્તિ પંન્યાસપ્રવર શ્રીનિપુણમુનિજી ગણિવર તથા પૂજ્ય મુનિરત્ન શ્રી ભક્તિમુનિજી આદિ સાધુસમુદાયની નિશ્રામાં ઉજવવામાં આવ્યો, ત્યારે પૂજ્યપાદની કાયમી સ્મૃતિરૂપે તેમનું ચરિત્ર છપાવી બહાર પાડવાની વિચારણા થઈ હતી. ત્યારબાદ મહારાજશ્રીની જીવનપ્રભા ઉપરાંત જૈનધર્મ સંબંધી લેખો માટે અનેક વિદ્વાનોને આમંત્રણ આપી એમના ઉપયોગી લેખોનો એમાં સમાવેશ કરી, ગ્રંથની ઉપયોગિતા વધારવા સ્મારકગ્રંથ પ્રગટ કરવાનો નિર્ણય લેવાયો. આ યોજનાને મૂર્તસ્વરૂપ આપવા એક સમિતિ નીમવામાં આવી અને ચરિત્રનું આલેખન, તથા વિદ્વદ્ભોગ્ય લેખો મેળવી સંપાદન–કાર્યની જવાબદારી મુનિશ્રી મૃગેન્દ્રમુનિજીને સોંપવામાં આવી.

યદ્યપિ સમિતિના અંદાજ કરતાં આ ગ્રંથપ્રકાશનમાં ઘણો વિલંબ થયો છે, તો પણ તેમાં ચરિત્રનાયકના જીવન સંબધી વિશેષ માહિતી અને અનેક વિદ્વાનોના લેખોનો સમાવેશ થઇ શક્યો છે, એ બાબત અમારે માટે આનંદદાયક છે પૂજ્યપાદનો શિષ્ય–સમુદાય, ભક્તજનો તથા સામાન્ય જૈનસમાજ ઘણા સમયથી આ ગ્રંથના પ્રકાશનની રાહ જોઈ રહ્યો હતો, તે આજે પ્રકાશિત થઇ રહ્યો છે, તે અમારા માટે ગૌરવનો પ્રસંગ છે.

આ ગ્રંથ-પ્રકાશનમાં શાંતમૂર્તિ પં. શ્રી નિપુણમુનિજી ગણિ, પૂ. મુનિશ્રી ભક્તિમુનિજી તથા મુનિશ્રી ચિદાનંદમુનિજી આદિએ અમને માર્ગદર્શન આપ્યું છે, તે માટે અમો તેમના ઋણી છીએ. મુનિશ્રી મૃગેન્દ્રમુનિજીએ પૂજ્યપાદના ચરિત્રલેખન તથા બીજા લેખો મેળવવા ખૂબ જ પરિશ્રમ સેવ્યો છે, તેમજ આ ગ્રંથનું સંપાદનકાર્ય સંભાળી ખંતથી પાર પાડયું છે, તે માટે અમે તેમના અત્યંત ઋણી છીએ.

આ પ્રકાશનકાર્યમાં પ્રેમભર્યો સહકાર આપવા માટે શ્રી બહાદુરસિંહજી પ્રિન્ટિંગ પ્રેસ, જવાહીર પ્રિન્ટિંગ પ્રેસ તથા પ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસના સંચાલકોનો સમિતિ વતી આભાર માનવાની તક લઇએ છીએ.

સેવામૂર્તિ શ્રી ફતેહચંદ ઝવેરભાઇએ અમને વારંવાર જે યોગ્ય માર્ગદર્શન આપ્યું છે, તે માટે એમનો આભાર માનવાનું કેમ ભૂલાય? આ કાર્યમાં સક્રિય સાથ અને સહકાર આપવા માટે અમે શ્રી માણેકચંદભાઇ હરખચંદ, શ્રી કાળીદાસ સુંદરજી કપાસી, શ્રી કેશરીચંદ હીરાચંદ ઝવેરી, તથા શ્રી સરદારમલજી કોઠારી, શ્રી મકનજી અનોપચંદજી વગેરેના આભારી છીએ.

શ્રી મોહનલાલજી અર્ધશતાબ્દી ગ્રંથ :

શ્રી કાંતિલાલ કોરાએ આ ગ્રંથને સુશોભિત કરવા માટે કિંમતી સૂચનો આપ્યા છે, તે માટે તેમનો આભાર માનવાની તક લઈએ છીએ.

શ્રી સારાભાઇ મણિભાઇ નવાબ પ્રકાશિત 'Jain Mantrashastra' પુસ્તકમાંથી પૂ. મુનિશ્રી મોહનલાલજી મહારાજની મંત્રશકિત વિષેનો લેખ પ્રગટ કરવા માટેની પરવાનગી આપવા માટે આભાર વ્યકત કરવાની જરૂર ખરી?

આ ઉપરાંત શ્રી વલ્લભસૂરિ સ્મારકગ્રંથમાંથી ચિત્રો અને ફોટાઓની રજૂઆત આ ગ્રંથમાં શ્રી મહાવીર જૈન વિદ્યાલયના સહકારથી અમે કરી શકયા છીએ, એ માટે તેમના ઋણી છીએ.

શતાવધાની પંડિત શ્રી ધીરજલાલભાઈએ આ ગ્રંથના આગળના ભાગના તમામ મુદ્રો તપાસી આપી ગ્રંથને સમયસર તૈયાર કરી આપવા માટે જે ખંતભર્યો સહકાર આપ્યો છે, તે માટે તેઓ ધન્યવાદને પાત્ર છે.

અંતમાં આ ગ્રંથ માટે જે જે પૂજ્ય મુનિવર્યો તથા વિદ્વાન લેખકબંધુઓએ પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપીને વિદ્વત્તાપૂર્ણ લેખો લખી આપ્યા છે, એ બધા માટે એમનો આભાર કયા શબ્દોમાં માનવો? અગાઉથી સભ્યો થઇ આ પ્રવૃત્તિને પ્રોત્સાહન આપનાર સૌ કોઇ ભાઇઓ, બહેનો, જુદા જુદા ટ્રસ્ટો, દેરાસરો, પુસ્તકાલયોનો આભાર માનતા અમને આનંદ થાય છે.

લિ.

જયંતિલાલ રતનચંદ શાહ<br>
મનસુખલાલ તારાચંદ મહેતા<br>
માનદ મંત્રીઓ :

શ્રી મોહનલાલજી અર્ધશતાબ્દી<br>
સ્મારકગ્રંથ-પ્રકાશન સમિતિ.

મુંબઈ,<br>
તા. ૧-૧૨-૬૪





# संपादकीय निवेदन

**जयन्तु जिनेन्द्राः ॥**

જે મહાપુરુષની પુણ્યસ્મૃતિમાં આ સ્મારકગ્રંથ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે, તે ગ્રંથ-નાયક શ્રીમદ્ મોહનલાલજી મહારાજનું નામ જૈન આલમથી તો અજાણ્યું નથી જ.

પ્રસ્તુત સ્મૃતિગ્રંથનું પ્રકાશન તો આજે થાય છે, પરંતુ એના વિચાર-બીજનું વાવેતર આજથી ૬ વર્ષ અગાઉ થયું હતું. વિ. સં. ૨૦૧૩ માં ચૈ. વ. ૧૨ ના રોજ પૂ. શ્રી મોહનલાલજી મહારાજનો ૫૦ મો સ્વર્ગારોહણદિન આવતો હોઈ એ ૫૦ મી સંવત્સરી પ્રસંગે શ્રીમદ્‌નો અર્ધશતાબ્દી-સ્વર્ગારોહણ-મહોત્સવ મુંબઈ-ભૂલેશ્વર ખાતે લાલબાગ ઉપાશ્રયના હૉલમાં પૂ. પંન્યાસશ્રી નિપુણમુનિજી ગણીવર આદિની શુભ-નિશ્રામાં ઉજવાયો હતો.

ઉત્સવોની ઉજવણી પછી અનેક ઉપયોગી કાર્યો પ્રાયઃ પ્રમાદથી વિસારે પડી જતાં હોય છે, પરંતુ ધગશને જો ઢીલી પાડવામાં ન આવે તો એ સમયે પ્રારંભેલાં કાર્યો જરૂર સાકાર બની શકે છે. અહિં પણ સ્વર્ગારોહણ-મહોત્સવ-સમિતિએ જ્યારે પૂ. શ્રી મોહન-લાલજી મહારાજનું જીવન-ચરિત્ર છપાવી પ્રસિદ્ધ કરવાની ભાવના પૂ. મહારાજશ્રી સમક્ષ વ્યક્ત કરી, ત્યારે સૌએ એને વધાવી લીધી. અને મને યાદ છે કે, જુનાગઢ-દિલખુશથી શ્રીજીવણચંદ સાકરચંદ ઝવેરીનો પણ એક શુભેચ્છા-પત્ર અમારા ઉપર આવેલો, જેમાં તેમણે પણ એ જ ભાવના દર્શાવી હતી; આમ આ વિચારને વેગ મલ્યો અને પૂ. પંન્યાસજી મહારાજે લખાણનો પ્રારંભ કર્યો. દરમ્યાન મને એક વિચાર સ્ફૂર્યો કે—"આમ માત્ર જીવનચરિત્ર જ શા માટે? ૫૦ વર્ષની પૂર્ણાહુતિ પ્રસંગે એક સ્મૃતિગ્રંથ પ્રકાશિત કરાય તો કેમ? મારી આ ભાવના મેં વડીલોની સમક્ષ રજૂ કરી અને તે તેમને ગમી. પછી તો આ કાર્યની જવાબદારી મને સોંપવામાં આવતાં વડીલોના આશીર્વાદ સાથે મેં તેનો સ્વીકાર કર્યો.

સં. ૨૦૧૮ના લાલબાગ (મુંબઈ) ના ચાતુર્માસ દરમ્યાન સ્મારક-ગ્રંથની યોજના માટે 'શ્રી મોહનલાલજી અર્ધશતાબ્દી સ્મારકગ્રંથ-પ્રકાશન-સમિતિ'ની નીમણુક કરવામાં આવી અને તેના ફળસ્વરૂપે આ સ્મૃતિગ્રંથ પ્રગટ થયો.

આ ગ્રંથના પ્રકાશન પાછળ ટૂંકી પણ આટલી મૂળભૂત કડી છે.

## મુંબઈ અને સુરતમાં મુનિશ્રીનાં સ્મૃતિ-કાર્યો

પૂ. મુનિરાજશ્રી મોહનલાલજી મહારાજ ભારતભરમાં ગુજરાત, સૌરાષ્ટ્ર, રાજસ્થાન, મધ્યપ્રદેશ, યુ. પી. બિહાર વગેરે જે જે પ્રાંતોમાં વિચર્યા ત્યાં તેઓ જીવનની દિવ્ય સુવાસ મૂકતા ગયા છે. અને તેમાં પણ મુંબઇ અને સુરતની પ્રજા પરના તેમના ઉપકારોની સ્મૃતિઓ ઇતિહાસના પાને ચિર-અંકિત બની રહેશે.

આજથી અરધા સૈકા પહેલાંનો ભૂતકાળ એ બતાવે છે કે સં. ૧૯૦૭ થી ૧૯૬૩ સુધીનો સમય મુંબઇ અને સુરતના જૈન સંઘ માટે ખરેખર સુવર્ણ-યુગ હતો. ૧૬ વર્ષના એ સમયમાં ધાર્મિક ક્ષેત્રે ઘણી ક્રાંતિ આવી, અનેક યાદગાર સર્જનો થયાં. આ યશસ્વી પરિવર્તનમાં જો કોઇનો મુખ્ય હિસ્સો ગણીએ તો તે આપણા ચારિત્રનાયકનો હતો. સં. ૧૯૪૭ માં શ્રીમદ્ મોહનલાલજી મહારાજ સૌ પ્રથમ મુંબઇમાં સંવેગી સાધુ તરીકે પધાર્યા, ત્યારથી ૧૪ થી ૧૬ વર્ષપર્યંત મુંબઇ અને સુરતના સંઘને તેમની ધર્મપ્રભાવનાનો નિયમિત લાભ મળતો રહ્યો, જેના પરિણામે અનેક નૂતન જિનમંદિરો, જીર્ણોદ્ધારો, પ્રતિષ્ઠાઓ, ઉપધાનો, દીક્ષાઓ અને તે ઉપરાંત જ્ઞાનભંડાર, પાઠશાળા, હાઇસ્કૂલ, હોસ્ટેલ, કન્યાશાળા, ધર્મશાળા, ભોજનશાળા, ડિસ્પેન્સરી, ચેરિટી ફંડો વગેરે અનેક ભગીરથ કાર્યોના બીજ રોપાયાં અને તેમાંથી આજે ઘણીખરી સંસ્થાઓ વિકસિત બની સમાજ અને ધર્મના ક્ષેત્રમાં યશસ્વી કાર્ય કરી રહી છે. આમ આ બધાનું શ્રેય મુખ્યત્વે આપણા ચરિત્રનાયકને ફાળે જાય છે.

સુરત, મુંબઈ, પાલીતાણા તથા ઓસિયા વગેરે અનેક સ્થળે એ સ્મારકો આજે પણ એમની કીર્તિ-ગાથા ગાતાં ઊભા છે.

### સ્મૃતિગ્રંથની એક આછી રૂપરેખા

પ્રસ્તુત ગ્રંથની સામગ્રી નીચે મુજબ પાંચ વિભાગમાં વિભક્ત છે :-

૧ કાવ્ય વિભાગ.
૨ ચરિત્રનાયકની સળંગ જીવન-કથા અને પરિશિષ્ટો.
૩ ચારિત્રનાયકના જીવનને સ્પર્શતા લેખો.
૪ અન્યવિષયક લેખો.
૫ ફોટોગ્રાફ્સ, પ્લેઈટસ્.

(૧) આ વિભાગમાં સંસ્કૃત, ગુજરાતી તથા હિન્દી ભાષાના કાવ્યોનો સમાવેશ થાય છે.

(૨) વિભાગ બીજામાં પૂ. શ્રી મોહનલાલજી મહારાજની સંપૂર્ણ, સળંગ અને ક્રમબદ્ધ જીવન-કથા વણી લેવામાં આવી છે. મહાન-પુરુષોની જીવન-સમીક્ષાનું કામ સરળ તો નથી જ. તેમ છતાં તેમના તરફની ભક્તિ અને ભાવના એ માટે પ્રેરતી હોય છે.

સંપાદકીય નિવેદન :

ચરિત્રને લોકભોગ્ય અને વાચનક્ષમ બનાવવા યથાશકિત પ્રયાસ કર્યો છે. અને ચરિત્રગત પ્રસંગોના પરિમાર્જન માટે આધાર તરીકે મેં જે જે પુસ્તકો, પત્રો, ફાઇલો તથા હસ્તનોંધોનો ઉપયોગ કર્યો છે, તેની યાદી સંદર્ભગ્રંથોની સૂચિમાં આપી છે. પરિશિષ્ટોમાં ચરિત્રના દોહનરૂપે ઘટનાઓ, કાર્યો અને ચાતુર્માસનાં સ્થળોની સાલવાર યાદી આપી છે. સમયના નિર્ણય અંગે 'શ્રી મોહનચરિત્ર' સંસ્કૃત કાવ્ય તો ખૂબજ ઉપયોગી થયું. અને પંન્યાસજી મહારાજે કરેલી ચરિત્રસંબંધી નોંધે તો આ કાર્યમાં મને એક પગદંડીની ગરજ સારી છે.

આ સાથે હું એ પણ નિર્દેશ કરી દઉં કે ચરિત્રનાયકના જીવન સાથે સંકળાયેલી બે બાબતો–સમાચારી અને ગુરુપરંપરા વિશે વિભિન્ન ખ્યાલો પ્રવર્તે છે, તેનું સ્પષ્ટીકરણ ચરિત્ર તેમજ અન્ય લેખોમાં આવી જતું હોવાથી વાંચકોને તેમાંથી ઘણુંખરૂં જાણવાનું મળી રહેશે, એની મને ખાતરી છે.

(૩) આ પછીના વિભાગમાં ચરિત્રનાયકના જીવનને સ્પર્શતા લેખો આપવામાં આવ્યા છે. તેમાં ગુજરાતી, હિન્દી, સંસ્કૃત તેમજ ઇંગ્લીશ ભાષાના અભ્યાસપૂર્ણ લેખોનો સમાવેશ થાય છે.

ચરિત્રનાયકના સમાગમમાં આવવાનું સદ્‌ભાગ્ય સાંપડ્યું હતું, એવા ત્રણ લેખકોના બહુમૂલ્ય લેખો અહિં સાભાર ઉદ્ધૃત કર્યા છે, તે નીચે મુજબ :—

| | લેખકનું શીર્ષક : | લેખક : | સ્થાન : |
|---|---|---|---|
| ૧ | શ્રી આત્મારામજી મહારાજ અને શ્રી મોહનલાલજી મહારાજ. | સ્વ. પં. રિદ્ધિમુનિજી ગણિવર | શ્રી આત્મારામજી જન્મ–શતાબ્દી સ્મારકગ્રંથ |
| ૨ | શ્રી સ્વર્ગસ્થ પુણ્યાત્મા શ્રીમાન્ મુનિમહારાજશ્રી મોહનલાલજી. | શ્રી મોહનલાલ દલીચંદ દેસાઇ બી. એ. એલ્. એલ્. બી. | જૈનયુગ સં. ૧૯૮૫–૬ |
| ૩ | મુનિ મહારાજશ્રી મોહનલાલજી | શ્રી મોહનલાલ ભગવાનદાસ ઝવેરી, સોલીસીટર | કમ્પેરેટીવ એન્ડ ક્રીટીકલ સ્ટડી ઑફ મંત્રશાસ્ત્ર |

ચરિત્રનાયકના જીવનનું સાહિત્યિક પાસું તપાસતાં તેઓશ્રીએ રચેલી પાંચેક પદ્યકૃતિના નમૂના પ્રાપ્ત થયા છે. આ લેખ, ભૂલથી અન્યવિષયક લેખવિભાગમાં આવી ગયો છે.

(૪) આ વિભાગમાં અન્ય વિષયક લેખો–ગુજરાતી તેમજ હિન્દી ભાષામાં વિભકત છે.

હિન્દીલેખો મેળવી આપવામાં શ્રીયુત અગરચંદજી નાહટાનો પ્રયત્ન હું ભૂલી શકું તેમ નથી. તેમણે શરૂઆતથી જ આ માટે આત્મીયતા દર્શાવી છે, તે બદલ તેઓ ધન્યવાદને પાત્ર છે.

શ્રી મોહનલાલજી અર્ધશતાબ્દી સ્મારક-ગ્રંથ :

પૂ. આગમપ્રભાકર મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજશ્રીએ તેઓશ્રીની અનેકવિધ પ્રવૃત્તિઓમાંથી સમય મેળવી આ ગ્રંથનું આમુખ લખી આપવા અનુગ્રહ કર્યો છે, તે બદલ હું તેમનો ઋણી છું.

પૂ. પં. શ્રી ભદ્રંકરવિજયજી ગણીવર, પૂ. મુનિશ્રી જંબૂવિજયજી મહારાજ તથા ડૉ. ઉમાકાંત પ્રે. શાહ, ડૉ. સાંડેસરા, ડૉ. ભાયાણી, પ્રો. કાપડીઆ, આદિ સૌએ લેખની વાનગી મોકલી ગ્રંથનું ગૌરવ વધાર્યું છે.

આ ઉપરાંત પૂ. વયોવૃદ્ધ શ્રી જિનભદ્રવિજયજી મ., પૂ. ઉપાધ્યાય શ્રી લબ્ધિમુનિજી મ., પૂ. પં.શ્રી નિપુણમુનિજી ગણીવર, પૂ. શ્રી લલિતમુનિજી મ. તથા મારા પૂ. ગુરુદેવશ્રી આદિ સૌએ વખતો વખત પ્રત્યક્ષ કે પત્રરૂપે સૂચનો કરી જેમણે મારા આ કાર્યને સરળ બનાવ્યું છે, તે બદલ તેમના ચરણમાં કૃતજ્ઞતાની અંજલિ અર્પું છું.

સહૃદયી શ્રી રતિલાલ દીપચંદ દેશાઇએ પણ લેખન અંગે સૂચનો અને માર્ગદર્શન આપેલ છે, તે બદલ તેમને ધન્યવાદ ઘટે છે.

ગ્રંથપ્રકાશન-સમિતિના કાર્યકર્તાઓમાં સુશ્રાવક જયંતિલાલ રતનચંદ શાહ, શ્રી ફતેહચંદ ઝવેરભાઇ, શ્રી મનસુખલાલ તારાચંદ મહેતા, શ્રી માણેકલાલ હરખચંદ, શ્રી કેશરીચંદ હીરાચંદ ઝવેરી, શ્રી કાલીદાસ કપાસી, શ્રી મુલચંદ હરિચંદ દોશી સૌએ સુંદર સેવા બજાવી લાભ લીધો છે.

આ સિવાય પ્રો. બીપીનચંદ્ર જી. ઝવેરી, શા કપૂરચંદ રણછોડદાસ વારૈયા તથા શા ચંપકલાલ ભોગીલાલ અને અન્ય જે ભાઇઓએ આ ગ્રંથને સમૃદ્ધ બનાવવામાં ફાળો આપ્યો છે, તે ઉલ્લેખનીય છે.

અને અંતે આ ગ્રંથમાં શાસ્ત્ર કે ઇતિહાસ વિરૂદ્ધ કાંઇપણ લખાયું હોય, કિંવા પ્રેસ કે દૃષ્ટિદોષથી છપાયું હોય, તે અંગે મિચ્છામિ દુક્કડં દઉં છું. સુજ્ઞ વિદ્વાન વાચકોને કાંઇપણ ક્ષતિ જણાય તો જણાવવા અનુગ્રહ કરે.

લેખકો અને ગ્રાહકોની દીર્ઘ-પ્રતીક્ષાને પ્રાંતે વિલંબથી પણ ગ્રંથ પ્રકાશિત થયો છે, તેમાં સંતાપ વ્યક્ત કરવા સિવાય વિશેષ શું કહી શકું?

તા. ૧-૧૨-૧૯૬૩
પાટણ જૈન મંડળ
૭૬, મરીનડ્રાઇવ
મુંબઇ-૧.

લિ.
પૂ. ગુરુદેવ શ્રી ચિદાનંદમુનિ
ચરણરેણુ મૃગેન્દ્ર મુનિ



॥ जयन्तु वीतरागा : ॥

# આવકાર

સંતો અને આત્મસાધકો એ સંસારની સનાતન સંપત્તિરૂપ છે. આવી વ્યક્તિઓ પોતે ધર્મને માર્ગે ચાલે છે અને સ્વાનુભવને બળે દુનિયાને ધર્મનો માર્ગ બતાવે છે. માર્ગભૂલેલી માનવજાતને ન્યાય-નીતિ અને ધર્મનો સાચો માર્ગ દર્શાવવાને કારણે આવા સાધકોને સમાજ-જ્યોતિર્ધર લેખવામાં આવે છે. જૈન પરંપરામાં આવા મહાપુરુષોને પ્રભાવક પુરુષો તરીકે બિરદાવવામાં આવે છે. અને આવા ધર્મપુરુષોની સેવાથી તેમજ એમના સંપર્કથી માનવીનું જીવન ચરિતાર્થ અને ધન્ય બની જાય છે. એટલા માટે જ શાસ્ત્રોમાં સત્સંગ કે સંતસમાગમનો ઘણો મહિમા વર્ણવવામાં આવ્યો છે અને એની ખુબ પ્રશંસા કરવામાં આવી છે.

વીસમી સદીમાં જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘમાં જે પ્રભાવશાળી મહાપુરુષો થઈ ગયા, એમાંના પૂજ્ય મુનિગણાલંકાર શ્રી મોહનલાલજી મહારાજ પણ એક હતા. તેઓ જેમ જ્ઞાનવાન હતા, તેમ ચારિત્રપાત્ર પણ હતા. આજથી ૬૦-૭૫ વર્ષ પહેલાં આપણા શાસ્ત્રગ્રંથો છપાવવાની શરૂઆત હજી થઇ ન્હોતી અને શાસ્ત્રાભ્યાસ માટે આજના જેટલી વિપુલ સાહિત્ય-સામગ્રી પણ સુલભ નહોતી, એવા સમયમાં પણ શ્રી મોહનલાલજી મહારાજે શાસ્ત્રોનું ઉંડું અધ્યયન કર્યું હતું, એ જ બતાવે છે કે-એમની જીજ્ઞાસા અને જ્ઞાનભક્તિ કેટલી ઉત્કૃષ્ટ હતી. વળી મૂળે તેઓએ યતિદીક્ષા લીધેલી અને યતિજીવનમાં તો ચારિત્રની સાધના અમુક મર્યાદામાં જ કરવાની હોય છે; એટલું જ નહિં, એમાં તો સંપત્તિ અને વૈભવની સામગ્રી પણ સારા પ્રમાણમાં સુલભ હોય છે, એ જાણીતું છે. તેમાં વળી ગાદીપતિ શ્રીપૂજ્યનો ઠાઠમાઠ તો ખૂબ જ હોય છે. પણ શ્રી મોહનલાલજીએ યતિદીક્ષા લેવા છતાં એમનો આત્મા તો સાચા ત્યાગી, વૈરાગી અને સંયમી સાધકનો આત્મા હતો. એટલે છેવટે શ્રમણત્વનો જૈન સાધુના કઠોર જીવનનો સ્વીકાર કર્યો ત્યારે જ એમના આત્માને સંતોષ થયો. ભોગની સામગ્રી સહજ રીતે પ્રાપ્ત થઇ હોવા છતાં એનો સહર્ષ ત્યાગ કરીને તેમણે હોંશે હોંશે ત્યાગમાર્ગનો સ્વીકાર કર્યો. એ બીના એમની ચારિત્રપરાયણતાનો સચોટ ખ્યાલ આપે છે.

મુનિવર્ય શ્રી મોહનલાલજી મહારાજનું જીવન વાંચતાં એમ જાણવા મલે છે કે તેઓનો જન્મ બ્રાહ્મણકુળમાં થયો હતો અને આત્મસાધનાને માટે એમણે શ્રમણજીવનનો સ્વીકાર કર્યો હતો. આ ઉપરથી એમ જરૂર કહી શકાય કે આ પ્રભાવક મુનિવરે જ્ઞાનયોગ દ્વારા પોતાના બ્રહ્મત્વને ઉજાળ્યું હતું અને ચારિત્રયોગ દ્વારા પોતાના શ્રમણત્વને શોભાવ્યું હતું.

જ્ઞાન અને ચારિત્રના સુમેળથી શોભતી પોતાની સાધુતાના બળે તં કાળે મુનિરત્ન શ્રી મોહનલાલજી મહારાજે જૈનસંઘ ઉપર ઘણો ઉપકાર કર્યો હતો. એમના ઉપદેશથી અનેક ધર્મકાર્યો થયાં હતાં, અને સંઘને ધર્મકરણીની પ્રેરણા મળી હતી. તેમાંય મુંબઈ અને સુરત શહેર ઉપર તો એમનો ઉપકાર સાવિશેષ હતો. એમજ કહી શકાય કે મુંબઈમાં જઈ વસેલા જૈનોને ધર્મનો રંગ લગાડવાની તેમજ મુંબઈનો માર્ગ જૈનમુનિવરો માટે ખુલ્લો કરવાની પહેલ સ્વનામધન્ય આ મુનિવરેજ કરી હતી.

વળી જરૂર પડે ત્યારે વિચારીને બને તેટલું ઓછું બોલવાના ગુણને લીધે સંઘમાં તેઓ વચનસિદ્ધ પુરુષ ગણાતા હતા અને ગમે તેવા મુશ્કેલીભર્યા કે ઉશ્કેરણીના વખતમાં પણ તેઓ ન ક્યારેય ગુસ્સે થતા કે પોતાની શાંતિ અને સમતાને ખલેલ પહોંચવા દેતા. उवसमसारं खु सामन्न–ઉપશમ એ જ શ્રમણપણાનો સાર છે. મુનિવર્ય શ્રી મોહનલાલજી મહારાજનું જીવન આ શાસ્ત્રવચનના દાખલારૂપ હતું. એમના જીવનની પ્રેરક અને બોધદાયક ઘટનાઓનું વર્ણન આ સ્મારકગ્રંથમાં આપવામાં આવેલ જીવનચરિત્રમાં તેમજ બીજા અંજલિ–લેખોમાં આપવામાં આવ્યું છે. તેની અહિં પુનરુક્તિ કરવાની જરૂર નથી.

આવા એક આત્માર્થી, હળુકર્મી, પાપભીરૂ, અલ્પકષાયી અને ધર્મનિરત સંતપુરુષની સ્મૃતિ શ્રી સંઘમાં તાજી થાય એ ઇષ્ટ છે અને તેથી એમના કાળધર્મને ૫૦ વર્ષ થયા એ નિમિત્તે આ અર્ધશતાબ્દી–સ્મારક–ગ્રંથ પ્રગટ કરવાની જે યોજના કરવામાં આવી છે, તેથી ચિત્તમાં આહ્લાદ થાય, એ સ્વાભાવિક છે.

આ સ્મારક–ગ્રંથમાં ઉત્સાહી મુનિશ્રી મૃગેન્દ્ર મુનિએ લખેલી પૂજ્યપાદ શ્રી મોહનલાલજી મહારાજની સળંગ જીવનકથા આપવામાં આવી છે; તે ઉપરાંત શ્રી મોહનલાલજી મહારાજને અંજલિ આપતી કે એમનાં ગુણગાન કરતી સંસ્કૃત, ગુજરાતી, હિંદી તેમજ અંગ્રેજી ભાષામાં જુદા જુદા લેખકોની કૃતિઓ આપવામાં આવી છે, તે ઉપરથી શ્રી મોહનલાલજી મહારાજ કેવા પ્રભાવક પુરુષ હતા તેનો સારો ખ્યાલ આવી શકશે.

વળી, આ સ્મારકગ્રંથને શ્રી મોહનલાલજી મહારાજના જીવન કે ગુણગાન પૂરતો મર્યાદિત ન રાખતાં એમાં આપણા કેટલાક લબ્ધપ્રતિષ્ઠ વિદ્વાનોના ઐતિહાસિક, સાહિત્યિક

કે તાત્ત્વિક વિષયના લેખો આપવામાં આવ્યા છે, તેથી આ ગ્રંથની ઉપયોગિતામાં વધારો થયો છે.

તેથી એક સંતપુરુષના પુણ્યસ્મરણ–નિમિત્તે તૈયાર કરવામાં આવેલ આ ગ્રંથને આવકાર આપતાં આનંદ થાય છે.

આવો ઉપયોગી ગ્રંથ તૈયાર કરવા બદલ મુનિ શ્રી મોહનલાલજી મહારાજના સાધુ–સમુદાયને, મુનિ શ્રી મૃગેન્દ્રમુનિને, આ સ્મારક–ગ્રંથની કમિટિના સભ્યોને, એના સલાહકાર મંડળને અને આમાં એક યા બીજા રૂપે સહાયક થનાર સર્વ મહાનુભાવોને ધન્યવાદ ઘટે છે.

અંતમાં, પૂજ્ય મોહનલાલજી મહારાજ એક આત્મસાધક પુરુષ હતા અને એમના જીવનનો એ જ મહિમા હતો અને તેથી જ આટલાં વર્ષે પણ તેઓનું પુણ્યસ્મરણ આપણે કરીએ છીએ એટલે આવા મહાપુરુષને જાણ્યાનું અને એમને સ્મરણ કર્યાનું સાચું ફળ આપણા જીવનને ધર્મના માર્ગે દોરીને નિર્મળ બનાવવું એ જ છે.

લુણસાવાડા, મોટીપોળ
જૈન ઉપાશ્રય
અમદાવાદ

પોષ સુદિ ૧૩
વિ. સં. ૨૦૨૦

મુનિ પુણ્યવિજય



# બિંદુમાંથી સિંધુ

જલબિંદુના દ્વારે એક વાર સાગર ગયો !

મથુરાની મહાનગરી હતી. બ્રાહ્મણનું દ્વાર હતું. સમર્પણ અને સાધુતા ત્યાં મળ્યાં.

સાધુતાએ કહ્યું,

'માઈ! સંસાર તો મદારીનો ખેલ છે. તારા દીકરાને મદારીનો માંકડો બનાવી ઠેર ઠેર પેટ માટે નચાવવા માગે છે, કે સંસારનો વિજેતા સરજવા ચાહે છે ?'

સમર્પણશીલા માતા પળવાર મૌન રહી.

માતા શું જવાબ આપે ? અને એમાં જવાબ આપવા જેવું પણ શું હતું ? કયી મા દીકરાનું શુભ ન વાંછે ?

'માઈ ! સંસારની આસક્તિઓને હું પિછાણું છું. પિંજરના પંખીને પરને અધીન કરવું સહેલ નથી, તો આ તો પેટની માયા છે. તારો દીકરો માગું છું. વૈરાગ્યની વિરાસત આપવા અને સાધુતાના સિંહાસને બેસાડવા.'

ભોળી માતાએ કાળજાની કોર કાપીને, નવ વર્ષના દીકરા મોહનને યતિપુરુષને ભેટ ધર્યો. ને ઇતિહાસવિદોને કાળદેવતાના લાંબા અંતરપટ ભેદીને આંગણે આવીને ઉભેલા આચાર્ય દેવચંદ્રસૂરિને, પોતાનો એક પુત્ર ચાંગ–આચાર્ય હેમચંદ્ર સરજવા માટે–ભેટ ધરતી માતા પાહિની યાદ આવી.

ચિંતા નથી કે એક ઘટના ઉત્તર પ્રદેશમાં ઘટી અને એક ગુજરાતના ધંધૂકા શહેરમાં બની. રે ! સંસાર ત્યાં સુધી કુશળ છે, જ્યાં સુધી આવી સમર્પણશીલા ત્યાગમૂર્તિ માતાઓ હયાત છેઃ ને અનાથ સંસાર સનાથ છે, જ્યાં સુધી શિષ્યમોહી નહિ, પણ શાસનપ્રેમી સાધુઓ પોતાના નિંભાડામાં આવાં નકલંક મોતી પકવે છે !

ચઢતે પરિણામે માતાએ મોહનને અર્પણ કર્યો. એ યતિપુરુષ એને પોતાની પોસાલમાં લઇ ગયા, ને ઘડતર–ચણતર શરૂ કર્યાં. સાત વર્ષ સુધી એને સંસારમાં રાખ્યો, બ્રહ્મચારી સર્જ્યો ને એના બ્રહ્મની નાવનું સુકાન કયો પ્રવાહ પકડે છે, તે નીરખ્યા કર્યું !

એક રાતે શીલગુણ સૂરિએ સનાથમાંથી અનાથ બનેલ વનરાજનાં પારણાં પોતાનાં

ઉપાશ્રયે બાંધ્યાં હતાં! એનાં તેજકિરણોની દિશા નિહાળતા હતા. જોતા હતા કે જુવાનની નાવ કયી તરફ જાય છે. રજસ્ કે સત્ત્વ તરફ? અને રજસ્ પ્રકૃતિ નિહાળી જાતે વનરાજને આશીર્વાદ આપી આત્મિક નહિ તો દેશની આઝાદી હસ્તગત કરવા વિદાય આપી હતી.

જૈન સાધુઓ એ કાળે અંતરની જાગૃતિને ઉપાસના માનતા. ઓછું જ્ઞાન એમના તપસ્તેજને દુર્બળ બનાવતું નહિ. દંભને તેઓ આત્મિક દુર્બળતા માનતા. અને દુર્બળ માનવી કયું પાપ આચરતો નથી? તેઓ પાસે પ્રેમનો ધર્મ હતો, ને ધર્મનો પ્રેમ હતો. શાખા–પ્રશાખાઓનો બાહ્ય વિસ્તાર એમનો ઓછો હતો, પણ મૂળજ એમનું મહાન હતું. અને એમાં ક્રાંતિકાર જૈનધર્મ સાંપડયો.

પચીસસો વર્ષ પહેલાં પ્રગટેલી પરમજ્યોતિ પ્રભુ મહાવીર મહા ક્રાન્તિકાર હતા. એમનો ધર્મ ક્રાંતિનો હતો. તેઓએ ખાબોચિયામાં ખદબદતા જીવોને સાગરની વિશાળતા અર્પી હતી! માનવને ઇશ્વરસર્જિત કેદમાંથી મુકત કરી કર્મની ફિલસુફી આપી હતી. જેવાં કરો કર્મ, તેવો પામો મર્મ! દેવત્વનું દાસત્વ છોડાવી, માનવતાનાં મૂલ્ય આપ્યાં હતાં. કહ્યું હતું કે મનુષ્યજન્મ દુર્લભ છે!

ભગવાન મહાવીર ગણતંત્ર રાજ્યના એક રાજકુમાર હતા. ગણતંત્રનાં લોકશાહી મૂલ્યો તેમણે જીવન અને કવન દ્વારા વ્યકત કર્યાં. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્રત્વના વિભાગોની જન્મજાત મહત્તાની હીનતા એમણે રદ કરી હતી. ને વર્ણાશ્રમ ધર્મનાં ચોકઠાંને દૂર કર્યાં હતાં. સંસારમાં વ્યકિતપૂજાની ઇજારાશાહી નષ્ટ કરી, ગુણપૂજાનો પ્રચાર કર્યો હતો. અંધારી ગુફા જેવાં ધર્મતત્ત્વોને તેઓએ ચાલુ લોકભાષામાં પ્રગટ કરી, અગમ્યતા ને ગુહ્યતા ટાળી હતી! ધર્મ, તીર્થ અને સંઘ સ્થાપી સંસારને તરવાની ત્રિવેણી બતાવી હતી! અહિંસા, સંયમ અને તપને જીવનનાં માંગલ્ય દર્શાવ્યાં હતાં.

એ ભગવાન મહાવીરના શાસનના એક સુભટ તરીકે મોહને આગળ કદમ બઢાવ્યા. પોતે ગુરૂ પાસે દીક્ષિત થઇ યતિપદ સ્વીકાર્યું હતું. ને પરંપરાએ પોતાને શ્રીપૂજ્યપદ પણ પ્રાપ્ત થવાનું હતું.

શ્રીપૂજ્યપદ એટલે બીજું રાજપદ! રાજા જેટલો વૈભવ, એટલો માનમરતબો, એટલો વૈભવવિલાસ!

યતિશ્રી મોહનલાલજીને આ સત્તા, આડંબર ને શ્રીમંતાઇ અરુચિજનક થઇ. તેઓને લાગ્યું કે જે સાગર પાસે હું આવ્યો છું, એમાં ભલે ઘણી નદીઓની જળલક્ષ્મી ઠલવાય છે, પણ મુજ તૃષાતુરને એ ઉપયોગી નથી.

બિંદુમાંથી સિંધુ:

ક્ષુધાતુર સાગરે ન જાય, એને સરોવર જોઇએ. અને એક નાનું શું જલબિંદુ સાગર છોડી સરોવરની શોધે નીકળ્યું. જૈન દર્શનોનો એનો અભ્યાસ એની આ વૃત્તિને પોષી રહ્યો.

જોવું એ જીવન છે;

અનુભવવું એ સંસાર છે;

ત્યાગવું એ મોક્ષ છે. આ માટે સદોદિત જાગ્રત એટલે જૈન સાધુ! ઇન્દ્રિયોના દાસત્વ સામે સદા જંગે ચઢેલો વિજિગીષુ!

એણે નિશ્ચય કર્યો કે વિષયના દીવા ને વૈભવની રોશની ભલે આકર્ષક લાગે, પણ એ આત્મસૂર્યના ઉદય સુધી! આત્મસૂર્યના ઉદય આડેનાં આવરણો નષ્ટ કરી નાખવાં. ન રહે વાંસ, ન બજે વાંસળી!

સંઘર્ષ એ તો સાધુતાનો પ્રાણ છે! મોહનલાલજી યતિ બધે ફરે છે, બધે વિચરે છે. પણ હૃદયમાં જ્યોતિ જુદી છે!

આત્મબળ એકત્ર કરવા, એકલમલ્લની શક્તિ સંગઠિત કરવા એ કલકત્તામાં ધરણેન્દ્રને સાધી રહ્યા, ને ત્યાં તેઓને દર્શન લાધ્યાં. શક્તિઓ નિર્ભય બની.

આખરે એક દહાડો યતિધર્મ તજી સાધુ ધર્મ સ્વીકારી લીધો. સાધુધર્મ તો અસિની ધાર પર ચાલવાનો ધર્મ હતો. પણ તે તેમણે સ્વીકાર્યો! અહિંસા, સત્ય, અસ્તેય, અપરિગ્રહ, ને બ્રહ્મચર્ય! એક એક વ્રત જીવનનું સત્ત્વ માગતું હતું.

પણ જંગે ચઢેલો જોધ્ધો ન ડરે! અને પછી ભારત વર્ષની ભોમકા ખૂંદવા માંડી. ધર્મની ખેતી કરવા માંડી: ને જીવદયાની હરિયાળી ચારે તરફ પ્રસારી દીધી. કેટલાંક તપ-ત્યાગ ઝરમર વર્ષા જેવાં હોય છે. ટીપેટીપું સીધું ધરતીમાં ઉતરી જાય છે. કેટલાક મુશળધાર વર્ષા જેવાં હોય છે. એક સાથે પૃથ્વીને પરિપ્લાવિત કરે છે. ને વહી જાય છે. ધરતીનું નજીકનું પડ પણ સાવ કોરું રહે છે!

પહેલા પ્રકારના શ્રી મોહનલાલજી મ. હતા. તેઓએ મુંબઈમાં જૈન સાધુઓનો પ્રવેશ દુર્લભ ભાળી, પોતે ત્યાં વિહાર કર્યો. ને મોહમયી નગરીને ધર્મના સંસ્કારોથી સીંચી! મેઘ અને મહાપુરુષનું જીવનવ્રત સરખું છે! સૂકામાં લીલું કરે. તાપમાં શીતળતા પ્રસરાવે. શ્રી મોહનલાલજી મ. જીવનભર એ વ્રતના પાલક રહ્યા!

એ જીવનવ્રતની કથા કહેતી આ સ્મરણાંજલિ સમાજને જૂની સત્યધર્મની સાધુતાનાં દર્શન કરાવશે. ને ચરિત્ર ચારિત્રને ઘડે છે. એ ઉક્તિને સાર્થક કરશે, એમ હું માનું છું.

આજે તો પરિસ્થિતિ નિહાળતાં એમ લાગે છે કે સ્હામાની અશક્તિ જાણવામાં જ સાચી શક્તિ રહેલી છે. તે અંધકાર ક્યાંથી આવ્યો તે જાણવામાં ખરી જાગૃતિ રહેલી છે. તે શક્તિ ને જાગૃતિ મેળવવાનો પ્રયત્ન આવાં ચરિત્રો દ્વારા કરવો ઘટે. એમાં જ આવાં પ્રયત્નોની સફળતા છે.

છૂટી છૂટી પડેલી સામગ્રીને સંકલિત કરીને એને સરલ અને રોચક ભાષામાં રજૂ કરવાનો મુનિશ્રી મૃગેન્દ્રમુનિજીનો પ્રયાસ પ્રશંસાપાત્ર છે, અને આ રીતે જ્ઞાનસાધના દ્વારા પોતાના વડાગુરુની ચિરંજીવી ભક્તિ કરવા બદલ એમને ધન્યવાદ ઘટે છે.

મહાપુરુષોના જીવન એ તો આરસી છે. મુનિવર્ય શ્રી મોહનલાલજીની જીવન-આરસીમાં જૈનસંઘ પોતાના મુખનું દર્શન કરીને એને સરખું કરવા પ્રયત્ન કરે, એ જ આવાં આવાં ચરિત્રગ્રંથોની ચરિતાર્થતા છે.

'જયભિખ્ખુ'



# વિશ્વની મહાન વિભૂતિ
# શ્રી મોહનલાલજી મહારાજનું જીવનદર્શન

### સંપાદક: **શ્રી મનસુખલાલ તારાચંદ મહેતા**

[શ્રી. મોહનલાલજી અર્ધ-શતાબ્દી સ્મારક ગ્રંથ તૈયાર કરવામાં શરૂઆતથી છેડે સુધી જેમણે અત્યંત કાળજી રાખી માર્ગદર્શન આપેલ છે, તેમજ ગ્રંથની રચનામાં અને જીવન-ચરિત્ર લખાવવામાં મહત્ત્વની વિગતો પૂરી પાડી દોરવણી આપેલ છે, એવા પૂ. ભક્તિ મુનિજીએ આ લેખ વિષેની તમામ હકીકતો તેમજ તે ઉપરથી આ લેખ કેમ તૈયાર કરવો તેની જરૂરી સૂચના પણ આપેલી છે. પૂ. પં. શ્રી નિપુણ મુનિજી તેમજ પૂ. લલિત મુનિજીએ પણ આ લેખ સંબંધમાં માર્ગદર્શન આપેલ છે. તે માટે શ્રી. મોહનલાલજી અર્ધશતાબ્દી-સ્મારક ગ્રંથસમિતિ તેની આભારપૂર્વક નોંધ લે છે. — સંપાદક]

## ૧ – પૂર્વ ઇતિહાસ

દરેક જીવ જન્મે છે, ત્યારે પોતાનું ભાગ્ય પણ સાથે જ લેતો આવે છે. ભાગ્યના બે પ્રકારો છેઃ શુભ અને અશુભ. આ બંને પ્રકારો અનુક્રમે પુણ્ય અને પાપના નામે ઓળખાય છે. વગર પુરુષાર્થે શાલિભદ્રને દેવલોકમાંથી વિપુલ સામગ્રીની નવાણું પેટીઓ દરરોજ આવ્યા કરતી, આને પુણ્યનો પ્રભાવ કે શુભ કર્મનો ઉદય કહેવાય; જ્યારે આખો દિવસ મહેનત-મજૂરી કર્યા છતાં પેટપુરતું ખાવાનું પણ મળતું નથી, એવા પણ અનેક દાખલાઓ જોવામાં આવે છે. આવી પરિસ્થિતિને પાપનો પ્રભાવ કે અશુભકર્મનો ઉદય કહી શકાય. કુશળ વેપારી દેવાદાર હોય તો પણ વ્યાપાર કરી પોતાનું દેવું પતાવી ધનાઢ્ય બની જાય છે, અને પોતાની આસપાસના વેપારીઓને પણ ધનવાન બનાવવામાં મદદ રૂપ બને છે, તેવી જ રીતે, જેમનું જીવન ચરણ-કરણ-સિત્તરીના વ્યાપારમાં જોડાયેલું હોય અને અપ્રમત્તતારૂપ કુશળતાથી તેજીનો ધંધો કર્યા કરતો હોય તો થોડા વખતમાં કર્મોનો ક્ષય કરી કેવલજ્ઞાનરૂપ અપૂર્વ ધન પ્રાપ્ત કરી સિદ્ધદશામાં ચાલી જાય છે. આ પ્રદેશમાં પહોંચ્યા પછી કોઇ પ્રકારની કમાણી કે ધંધો કરવાપણું રહેતું નથી. આ કળિકાળમાં પણ કોઇ વિશિષ્ટ વ્યક્તિ દરિદ્રનારાયણની પેઢીનો માર્ગદર્શક બની સ્વ અને પરનું કલ્યાણ સાધવાનો અધિકારી થઇ શકે છે.

આ જ રીતે આપણા ગુરુદેવનો જીવ દેવલોકની ભૂમિ પરથી મૃત્યુલોકના પામર માનવીઓને માર્ગદર્શન આપવા ભારત દેશમાં ખેંચાઇ આવ્યો. ભારતમાં એક મહાન તીર્થ

સ્થાન જેવા ગણાતા મથુરાની નજીકમાં ચાંદપુર નામનું ગામ આવેલું છે. આ ગામમાં માત્ર કુળની દૃષ્ટિએ નહિ, પણ ગુણોમાં શ્રેષ્ઠ એવા બ્રાહ્મણદંપતીને ત્યાં ગુરુદેવનો જન્મ થયો. પિતાનું નામ બાદરમલ અને માતાનું નામ સુંદરી. પિતાનું જીવન સંત જેવું હતું, જ્યારે માતા એક મહાન સતી હતા. તેમનામાં રૂપ અને ગુણ એવા તો અલૌકિક કે દર્શન કરતાં જ તેમની કુખે જન્મ લેવાનું મન થઇ આવે.

વર્ષા ઋતુમાં, એક રાત્રે, પ્રભાતના સમયે, સતી માતાએ સ્વપ્નમાં પૂર્ણિમાના ચંદ્રને પોતાના મુખમાં પ્રવેશ કરતો જોયો. સ્વપ્ન જોઇ હર્ષઘેલી થયેલી માતાએ પતિને સ્વપ્નની કહાણી કહી સંભળાવી. માતા-પિતાએ સ્વપ્નનો ફળાદેશ જાણ્યો. માતાને ધર્મ પ્રત્યે અનુરાગ થવા લાગ્યો, એટલે મનમાં તીર્થયાત્રાઓની કલ્પનાઓ આવ્યા કરે, ગરીબ અને સંત પુરુષોની ભક્તિ કરવાનું મન થયા કરે. સ્વપ્ન પછી નવ માસ પૂરા થતાં વિ. સં. ૧૮૮૭ના વૈશાખ સુદિ છઠ્ઠને ગુરુવારના દિવસે સ્વાતિ નક્ષત્રમાં આકૃતિએ અતિ સુંદર અને દેખાવમાં અતિ રમણીય લાગે એવા પુત્રને સુંદરી માતાએ જન્મ આપ્યો. માતાપિતાના હર્ષનો પાર ન રહ્યો.

## ૨ – ભવ્ય ત્યાગ

બાળકને જોતાં જ તેના પ્રત્યે મોહ જાગે, એટલે માતાપિતાએ કુંડલીની રાશિ પરથી નહિ, પણ ભાવ ઉપરથી બાળકનું નામ મોહન રાખ્યું. લાડકવાયા મોહનનું પાલન કરવા સાથે પોતાના કુલોચિત બ્રાહ્મણસંસ્કૃતિના સંસ્કાર અને વ્યાવહારિક શિક્ષણ આપતાં બીજના ચંદ્રની જેમ દિનપ્રતિદિન વૃદ્ધિ પામતા મોહનને નવ વર્ષનાં વહાણાં વાયાં. વ્યવહાર-દૃષ્ટિએ મોહનરૂપી રત્નની માલિકી માતાપિતાની હતી, પણ નિશ્ચય દષ્ટિએ તો મોહન સમગ્ર વિશ્વના કલ્યાણ અર્થે જન્મ્યો હતો. બાળકની તીવ્ર બુદ્ધિ અને અદ્ભુત સમજશક્તિ જોઇને માતાપિતાએ વિચારી લીધું કે આ બાળકને ઉચ્ચ શિક્ષણ આપવું જોઇએ, અને તે દિશામાં યોગ્ય પગલાં પણ લીધાં. જે જે માણસો બાળકને જુએ તે છક થઇ જતા. બધાએ સલાહ આપી કે નાગોરમાં બિરાજતા યતિશ્રી રૂપચંદ્રજી ઉચ્ચ કોટિનું જ્ઞાન ધરાવે છે, માટે આ બાળકને શિક્ષણ માટે તેની દેખરેખ નીચે મૂકવો.

માતાપિતા આ સંબંધમાં કાળજીપૂર્વક વિચાર કરતા હતા, તેવામાં માતા સુંદરીને સ્વપ્ન આવ્યું કે મારી દૂધપાકની થાળી કોઇએ લઇ લીધી. માતાપિતાએ આખરી નિર્ણય લઇ લીધો અને મોહનને યતિશ્રી રૂપચંદજી પાસે લઇ ગયા. યોગાનુયોગે જે દિવસે બાળક સાથે તેઓ યતિશ્રી પાસે પહોંચ્યા, તે જ રાત્રે યતિશ્રીને સ્વપ્ન આવેલું કે તેમને કોઇ દંપતિએ દૂધપાકનો ઘડો વહોરાવ્યો. મોહનને જોઇ યતિશ્રીનો આત્મા ભારે પ્રસન્ન થયો, અને બાળકને જૈન ધર્મનો અભ્યાસ કરાવવો શરૂ કર્યો. જીવનમાં શીખવા જેવી તો

અનેક કલાઓ છે, પણ આ બધી કલાઓમાં શ્રેષ્ઠ કલા તો ધર્મકલા છે. ધર્મકલા જાણ્યા વિનાની તમામ કલાઓ ઉતરતી છે અને મોહને તો શરૂઆત જ ધર્મ કલાથી કરી. માત્ર સોળ વરસની વયે તો જૈન ધર્મના પ્રકરણાદિ ગ્રંથો મોહને કંઠસ્થ કરી લીધા, અને યતિને યોગ્ય પાત્ર માની યતિધર્મની દીક્ષા માટે શ્રી રૂપચંદજીએ મોહનને પોતાના વડીલ શ્રી મહેન્દ્રસૂરિજી પાસે મોકલ્યા. आकृति : कथयति गुणान्‌ની કહેવત અનુસાર મહેન્દ્રસૂરિજીએ મોહનને જોયો કે તેમના હૃદયમાં આનંદોલ્લાસ વ્યાપી રહ્યો, અને તેઓ મોહનને યતિદીક્ષા આપવા અર્થે મક્ષીજી લઇ ગયા. સિંહરાશિ (સિંહરાશિના અક્ષરો 'મ' અને 'ટ' છે.)માં જન્મ લેનારં મોહન સાથે ત્યાં પાંચ મમ્મા ભેગા થઇ ગયા. મક્ષીજી તીર્થ, મહેન્દ્રસૂરિ, મોહન, માગશર માસ અને મનોભાવ. મોહને અહીં યતિધર્મની દીક્ષા લીધી. મોહનનું આકર્ષણ અદ્‌ભુત હતું. જન્મથી બ્રહ્મચારી, નિર્મળ અને કોમળ હૃદય, સંયમી જીવન અને સંસ્કાર તેમજ કેળવણીનો માબાપ અને ગુરુએ આપેલો વારસો, પછી તેમાં બાકી શું રહે?

## ૩ – આત્મમંથન

ભાગ્યને અનુરૂપ યોગો પ્રાપ્ત થયા સિવાય રહેતા નથી. પોતાના ગુરુ સાથે મોહનયતિ કાશીએ પહોંચ્યા અને ત્યાં વ્યાકરણ, કાવ્ય, તીર્થ અને જ્યોતિષશાસ્ત્રનો અભ્યાસ કર્યો. થોડા સમય બાદ રૂપચંદજી યતિ માંદા પડયા અને કાળધર્મ પામ્યા. મોહનયતિના આત્માને ભારે આઘાત લાગ્યો, પણ સંસારનું સ્વરૂપ તેમને સમજાઇ ગયું હતું, એટલે અનિત્ય ભાવનામાં મન વાળ્યું. રૂપચંદજીના કાળધર્મની મહેન્દ્રસૂરિજીને ખબર પડતાં તેઓ તરત ત્યાં આવ્યા અને પોતાની પાસેના આગમશાસ્ત્રો, તેમજ તત્ત્વજ્ઞાનને લગતાં તમામ પુસ્તકો મોહનને સુપ્રત કરી દીધાં. થોડા સમય બાદ મહેન્દ્રસૂરિ પણ કાળધર્મ પામ્યા, પરંતુ મરણ એ તો જન્મ લેનાર જીવનો અબાધિત અધિકાર છે, એમ માની મોહનયતિએ મનનું સમાધાન કર્યું.

યતિશ્રી રૂપચંદજી અને મહેન્દ્રસૂરિજીના કાળ ધર્મ પામ્યા પછી મોહનયતિમાં ભારે આત્મમંથન શરૂ થયું. સામાન્ય લોકોને નજીવી લાગતી બાબતમાંથી જ્ઞાની મહાત્મા પુરુષો મોટો અર્થ તારવી લે છે. યતિજીવનમાં પરિગ્રહને અવકાશ છે, પણ જેના જીવનમાં ત્યાગ તાણાવાણાની માફક વણાઈ ગયો છે, એવા મોહનને પરિગ્રહ પ્રત્યે ઘૃણા થઇ આવી, અને પોતાની પાસેના દ્રવ્યનો ધર્મકાર્યોમાં સદ્‌ઉપયોગ કરી યતિજી લખનૌથી છુટ્ટન બાબુના સંઘ સાથે ગિરિરાજની જાત્રા કરવા અર્થે ચાલી નીકળ્યા. તે પછી પાછા કલકત્તા આવી પોતાનો વધુ વખત ધ્યાન અને જ્ઞાનમાં પસાર કરવા લાગ્યા. ધ્યાનમાં એક વખત મુખ પહોળું કરેલો એવો એક કાળો નાગ જોવામાં આવ્યો. મોહનયતિએ એવા આભાસને

જ્ઞાનરૂપમાં ઘટાવી વિચાર્યું કે કાલરૂપ કાળો નાગ અંતે તો અન્ય જીવની માફક મારો પણ કોળિયો કરી જવાનો. યતિજી વિચારવા લાગ્યા કે જીવનનો કાલ તો મર્યાદિત હોય છે, અને કાર્ય તો અનેક કરવાનાં છે. એવામાં બહારથી આવેલો એક યાત્રિક યતિજીને વાંદવા આવ્યો. યાત્રિકને વંદનાની ક્રિયા અટકાવતાં યતિજીએ કહ્યું : 'મહાનુભવ! મારો આત્મા હજુ વંદન કરાવવાને યોગ્ય થયો નથી, માટે વંદન કરી મને પાપમાં ન નાખ.' કેવી સરલતા ! કેટલી નિઃસ્પૃહતા !

આત્મમંથનના અંતે તેમણે યતિજીવનને તિલાંજલી આપી અને પોતે સંઘસમક્ષ ક્રિયોદ્ધારપૂર્વક શ્રી સુખસૂરિજીના શિષ્ય તરીકે સંવેગીપણું સ્વીકારી લીધું. જીવનમાં આમ ક્રાંતિ આવી, અને મોહન યતિ હવે મુનિ મોહનલાલજી બન્યા.

## ૪ – કોણ અનાથ? કોણ સનાથ?

યતિજીના પલટાએલા જીવને તે વખતના કાશીનરેશ પર ભારે અસર કરી. કાશીનરેશને લાગ્યું કે યતિજીએ આ શું કર્યું? સુખ અને આરામવાળા જીવનનો ત્યાગ કરી દુઃખદ પરિષહો સહન કરવાનો ધર્મ સ્વીકારવાનો અર્થ શું છે? નિરાધાર અને અસહાય અવ્યવસ્થાના કારણે મોહનયતિએ આ પગલું ભર્યું હશે, એમ વિચારી કાશીનરેશ મુનિ મોહનલાલજી પાસે જઇ પહોંચ્યા અને કહ્યું : 'આપની એકે એક સગવડતા પૂરી કરવા હું તૈયાર છું, માટે આપે ગ્રહણ કરેલો આ કષ્ટમાર્ગ વાળો ધર્મ છોડી દેવો, અને મારા રાજમહેલમાં આવી જવું. મુનિ મોહનલાલજી કાશીનરેશની વાત સાંભળી મુક્ત કંઠે હસી પડયા, પણ પછી ગંભીર ભાવે કહ્યું : 'રાજન્! આ જગતમાં બધાંજ અનાથ છે, અને કોઈ એક વ્યકિત બીજી વ્યકિતનો નાથ નથી બની શકતી. મારી સગવડતા તો એક બાજુએ રહી, પણ તમે પોતે પણ નિરાધાર છો. વિચાર કરો, માનવીનું આયુષ્ય ઝપાટાબંધ પસાર થઇ જાય છે, તેમાં કોઇ એક પળનો પણ વધારો કરી શકતું નથી. આમ છતાં, આ બાબતમાં આપ ગેરન્ટી આપો કે મારી ઇચ્છા મુજબ આપ મારું આયુષ્ય વધારી આપશો, તો તમારી વિનંતિ માન્ય કરવા હું તૈયાર છું. કાશીનરેશને મુનિજીની વાત સાચી લાગી, અને સંસારની અનિત્યતા અને પોકળતા વિષે પણ ખાતરી થઇ.

તે પછી મુનિ મોહનલાલજી જોધપુર આવ્યા અને ત્યાંની પ્રજામાં પ્રચલિત એવા અનેક કુરિવાજો જેવા કે કન્યાવિક્રય, ભક્ષ્યાભક્ષ્ય સંબંધનું અજ્ઞાન વગેરે દૂર કરાવ્યાં.

શીરોહીનરેશ કેશરીસિંહજી પર પણ મુનિરાજનો જબ્બર પ્રભાવ પડયો અને તેના રાજ્યમાં પણ અનેક સુધારાઓ દાખલ કરાવ્યા. મુનિરાજની વિદાય વખતે પણ શીરોહીનરેશે કોઇ પણ સેવા માગી લેવા વિનંતિ કરી, ત્યારે ભવ્ય મુનિરાજે કોઇ પણ ભૌતિક

પદાર્થની માગણી ન કરતાં દશેરાના તહેવારના દિવસે દેવી પાસે પાડાનો વધ કરાવવામાં આવતો, તે પ્રથાને બંધ કરાવવા માગણી કરી. મહાપુરુષોની માગણીમાં પણ અનેક જીવોનું કલ્યાણ જ રહેલું હોય છે. જોધપુરમાં આલમચંદજી નામના અધ્યાત્મી રાજકર્મચારી પુરુષ પણ મુનિરાજના પરમ ભકત થઇ ગયા અને મહારાજ સાહેબના સૌથી પ્રથમ શિષ્ય બનવાનું ભાગ્ય પણ તેમના ફાળે ગયું.

તે પછી મુનિરાજે બ્રાહ્મણવાડજી તીર્થમાં બ્રાહ્મણો અને જૈનો વચ્ચેના ઝઘડાનું સમાધાન કરાવ્યું. મુનિરાજ મારવાડમાં ચારે તરફ ફર્યા અને તેમના અલૌકિક પ્રભાવથી ત્યાંની પ્રજાએ તેમને 'મરુધરદેશોદ્ધારક'નું બિરૂદ આપ્યું.

## ૫ – ગચ્છના ભેદ અને દૃષ્ટિની વિશાળતા

વિ. સં. ૧૯૪૧ની સાલની વાત છે. મુનિરાજ એ વખતે જૈનોના પુરાતન શહેર પાટણમાં ચોમાસું હતા. મોહનલાલજી મહારાજ ખરતર ગચ્છના સાધુ હતા, પરન્તુ પાટણ જૈનસંઘના આગેવાનોએ મહારાજશ્રીને વિનંતિ કરતાં કહ્યું : 'ગુરુદેવ! અહિંનો મોટો ભાગ તપગચ્છની ક્રિયા કરવાવાળો છે, માટે આપ કૃપા કરી અમને એ ગચ્છને અનુરૂપ એવી ક્રિયા કરાવો તો સારું.' ગચ્છના ભેદો પ્રત્યે મોહનલાલજી મહારાજ ઉદાર દિલ અને વિશાળ દૃષ્ટિ ધરાવતા હતા. ગચ્છના ભેદનો તેમને બિલકુલ આગ્રહ ન હતો. મહારાજશ્રીએ સંઘના આગેવાનોની વાત સાંભળીને કહ્યું : 'મહાનુભાવો! મુક્તિ તો ન ખરતર મેં હૈ, ન તપગચ્છ મેં. મુકિત તો આત્મા મેં હૈ. જીસકો ક્રિયા કરની હો વો બેઠ જાઓ!' અને મહારાજ સાહેબે તપગચ્છની ક્રિયા કરી, તેમજ કરાવી.[૧]

## ૬ – પૂજ્ય આત્મારામજી મહારાજ અને મોહનલાલજી મહારાજ વચ્ચે પૂર્ણ સદ્ભાવ

પૂ. આત્મારામજી મહારાજ સુરતમાં ચોમાસુ હતા, ત્યારની આ વાત છે. ચોમાસુ પૂર્ણ થતાં આત્મારામજી મહારાજના વિહારવખતે સુરતના આગેવાન જૈનોએ ગદ્ગદિત કંઠે આચાર્યશ્રીને કહ્યું : 'આપ સ્થિરતા કરી જાઓ તો કેવું સારૂં ? અમને આપશ્રી જેવા આચાર્ય હવે કયાંથી મળી શકવાના?' પૂ. આત્મારામજી મહારાજે શ્રાવકોને જવાબ આપતા કહ્યું : 'મહાનુભાવો! ગભરાવાની કે મુંઝાવાની જરૂર નથી ? પાલીતાણામાં હાલ મુનિ

---

૧. વિ. સં. ૧૯૪૯ માં તપગચ્છ ક્રિયા આદરી એ હકીકત અમારા વડીલ પૂજ્યો દ્વારા જાણવા મળેલ છે.

ભકિતમુનિજી તથા પં. શ્રી નિપુણમુનિજી

મોહનલાલજી બિરાજે છે, એમને મળો, એટલે તમારો અસંતોષ ટળી જશે.' ખરેખર! મહાપુરુષોના હૃદય પણ અત્યંત સરળ અને મૃદુ હોય છે.

એ જમાનામાં અમેરિકાની ચીકાગોની સર્વધર્મપરિષદમાં સ્વ. વીરચંદ રાઘવજી શ્રીમદ્ આત્મારામજી મહારાજના આશીર્વાદ લઇ હાજરી આપવા ગયા હતા. ત્યાંથી આવ્યા બાદ શ્રી વીરચંદભાઇની બાબતમાં જૈન સમાજમાં ભારે ઉહાપોહ જાગ્યો. મુંબઇનું વાતાવરણ એ વખતે ભારે ઉકળાટભર્યું અને ક્લેશમય થઇ ગયું. તે સમયે શ્રી મોહનલાલજી મહારાજ મુંબઇમાં બિરાજતા હતા. શ્રી આત્મારામજી મહારાજને જ્યારે મુંબઇના ઉગ્ર વાતાવરણની ખબર પડી, ત્યારે તેમણે મુંબઇસંઘના આગેવાન ગૃહસ્થોને કહેવરાવ્યું કે આ બાબત શ્રી મોહનલાલજી મહારાજ પાસે રજૂ કરવી, અને તેઓશ્રી જેમ સલાહ આપે, તે મુજબ કરવું. દીર્ઘદૃષ્ટા શ્રી મોહનલાલજી મહારાજ પાસે જ્યારે આ પ્રકરણ આવ્યું, ત્યારે મહારાજશ્રીએ એવો ફેંસલો આપ્યો કે શ્રી વીરચંદ ગાંધીએ જિનેંદ્ર પ્રભુની એક સ્નાત્રપૂજા ભણાવવી અને મુંબઇના સકળ જૈન સંઘે તે નિર્ણયનો સહર્ષ સ્વીકાર કર્યો.

સં. ૧૯૫૨માં શ્રી આત્મારામજી મહારાજના સ્વર્ગગમનના સમાચાર ચારે તરફ ફરી વળ્યા. શ્રી મોહનલાલજી મહારાજ એ વખતે વાલકેશ્વર ચુનીલાલ સાંકળચંદના બંગલામાં બિરાજતા હતા. એમને આ ખેદજનક સમાચાર આપવામાં આવ્યા, ત્યારે ભારે આઘાત લાગ્યો અને કહ્યું : 'જૈન શાસનનો એક મહાન સ્તંભ આજે આપણી વચ્ચેથી અદૃશ્ય થયો છે. મારી જમણી ભુજા ગઇ હોય તેવું મને જણાય છે.' જૈન સમાજના સ્તંભ જેવા આ બંને મહાપુરુષો એક બીજાનું ઉત્કર્ષપણું બતાવતા અને ગૌરવ વધારતા, તેથી જ એ જમાનામાં એમની બોલબાલા હતી. ભારતનો સમગ્ર જૈન સમાજ આપણા આવા ગુરુદેવો માટે ગૌરવ અનુભવતો.

## ૭ – મહારાજશ્રીનું સુરતનું ચોમાસુ

સુરતના જૈન અગ્રેસરો આચાર્યશ્રી આત્મારામજીની વાત ધ્યાનમાં રાખી તીર્થયાત્રા અને ગુરુવંદનાર્થે પાલીતાણા શ્રી. મોહનલાલજી મહારાજ પાસે ગયા. અને સુરતમાં ચોમાસુ કરવા માટે મહારાજશ્રીને વિનંતિ કરી. મહારાજશ્રીએ સુરતના જૈનોની વિનંતિ માન્ય કરી.

મહારાજ સાહેબના સુરતના પ્રવેશ વખતે સુરતના સંઘનો આનંદ અદ્ભુત અને અલૌકિક હતો. શહેરના મુખ્ય રસ્તાઓને ધ્વજાપતાકાઓથી શણગાર્યા હતા. સુરતીઓના સાંબેલા અને વાજીંત્રોની સુરતીએ આખા શહેરને આકર્ષી લીધું હતું. જાળીએ, માળિયે અને ઝરૂખે માણસોની ઠઠ જામી હતી. સુરતી લોકો મહારાજશ્રીની વાણીથી ભારે પ્રભાવિત

થયા હતા. સ્થાનકવાસી સંપ્રદાયના સમાગમથી જે લોકોએ મૂર્તિપૂજાને છોડી હતી, તેઓએ પાછી મૂર્તિપૂજા શરૂ કરી. હોળીના તહેવારમાં લોકો ગાંડા માણસો માફક વર્તતા, તે બધું મહારાજશ્રીના ઉપદેશના કારણે બંધ થયું, લોકો શ્રદ્ધાયુક્ત થયા, શકિત અનુસાર સૌએ જાતજાતનાં પચ્ચખાણો લીધાં અને લોકોમાં અપૂર્વ આનંદ ફેલાયો.

ચોમાસા બાદ સુરતથી નવસારી પધારતાં મહારાજ સાહેબે ત્યાંના સંઘને મંદિરનો જીર્ણોદ્ધાર કરવાની પ્રેરણા આપી અને સંઘે જીર્ણોદ્ધાર કરાવ્યો.[૨]

## ૮ – પટેલની વાડી

નવસારીથી વિહાર કરતાં અમલસાડ–બીલીમોરા–વલસાડ–પારડી–બગવાડા વગેરે ગામોની ફરસના કરતાં ગુરુદેવ દમણ પધાર્યા. એ વખતે લોકોને આજના જેટલી અશાંતિ અને ઉપાધિ ન હતા. ગુરુદેવને એક ગામથી બીજે ગામ લોકો પહોંચાડવા આવતા અને આગળના ગામવાળા સામે લેવા આવતા. આવા પ્રસંગે રસ્તા પણ મંગળમય બની જતા અને લોકો મહારાજશ્રીની જય બોલતા.

દમણથી વાપી, દહાણુ વગેરે ગામો ફરી મહારાજશ્રી વાણગામ આવ્યા. ત્યાં જંગલ વચ્ચે સૌરાષ્ટ્રવાસી એક પટેલની વાડીમાં ગયા. પટેલે મહારાજ સાહેબનાં દર્શન કર્યાં કે તેનાં ભાવોલ્લાસમાં વધારો થયો, કારણ કે મહારાજ સાહેબની ભવ્ય દેહાકૃતિ, ઢીંચણ સુધી પહોંચે તેવા લાંબા હાથ અને તેમની સૌમ્ય મુખાકૃતિ કોઇને પણ શાંતિ ઉપજાવે તેવાં હતાં. પટેલે મહારાજશ્રીને વાડીમાં સ્થિરતા કરવા વિનંતિ કરી, એટલે મહારાજ સાહેબે તેની વિનંતિનો સ્વીકાર કર્યો.

મહારાજ સાહેબે પટેલને ભકિતનો લાભ, સાધુસંતની સેવાનો લાભ, વગેરે બાબતો સમજાવી, એટલે પટેલે ત્યાંજ નિયમ લીધો કે આ રસ્તેથી જે કોઇ સાધુસંત પસાર થશે, તેની અવશ્ય ભકિત કરીશ. આ પટેલના વારસદારોએ તેમના વડીલની સેવાભાવનાનો

---

૨. નવસારી સંઘને જીર્ણોદ્ધારની પ્રેરણા આપતી વખતે મહારાજશ્રીએ સૂચના આપી હતી કે જીર્ણોદ્ધાર કરાવતી વખતે મૂળ નાયક ભગવાનને ગાદી પરથી ફેરવવા નહિ. ગુરુદેવનું વચન ધ્યાનમાં રાખી ત્યાંના આગેવાન શેઠ નગીનચંદ જીવણજી તથા અમરચંદ લખમાજી, રામાજી પ્રેમાજી, ઝવેરચંદ ઠાકરશી અને નેમચંદભાઇ વગેરે શેઠીયાઓએ તે પ્રમાણે જ જીર્ણોદ્ધાર કરાવ્યો. સં. ૧૯૮૮ માં મહારાજશ્રીના વયોવૃદ્ધ શિષ્યરત્ન શ્રી દેવમુનિજી મહારાજના હસ્તે પ્રતિષ્ઠા થઇ હતી. જે પ્રસંગે ભક્તિ મુનિ અને નિપુણમુનિ પણ એમની સેવામાં હાજર હતા.

વારસો જાળવી રાખ્યો છે અને તે રસ્તે પસાર થતાં સાધુઓ અને સાધ્વીઓની આજે પણ ભક્તિ કરે છે. [3]

## ૯ – મુંબઈની ભૂમિ પર પ્રથમ સાધુનાં પગલાં

સં. ૧૯૪૭ ની સાલની વાત છે. એ વખતે મુંબઇની જાહોજલાલી આજના જેવી ન હતી, તેમ છતાં ભારતનું એ પહેલા નંબરનું વેપારઉદ્યોગનું શહેર હતું. પરંતુ ભગવાન મહાવીરના શાસનના કોઇ મુનિરાજનાં પવિત્ર પગલાંથી આ ભૂમિ પાવન થઈ ન હતી. જૈન સાધુઓનો વિહાર મોટા ભાગે સુરત સુધી થતો. મહાન વિભૂતિઓ ભારે દીર્ઘદૃષ્ટિવાળી હોય છે અને તેમના સમય પછીની પચાસ–સો વર્ષ આગળની ભાવિ પરિસ્થિતિનો પણ તેમને ખ્યાલ આવી જાય છે. મુંબઈ શહેરનું ભાવિ શું થવાનું છે, તે મહારાજશ્રીના ખ્યાલ બહાર ન હતું, તેથી જ પૂ. મોહનલાલજી મહારાજે પોતાના પુનિત પગલાંથી મુંબઈની ભૂમિને સૌથી પ્રથમ પાવન કરી.

એ વખતે લોકોનો ઉત્સાહ અનેરો હતો. શહેરના મુખ્ય માર્ગો તે દિવસે ધ્વજા-પતાકાથી શોભી રહ્યા હતા. ઝવેરી લોકોએ મોતીની માળાઓના પોતાના દ્વારે તોરણો બાંધ્યા હતાં. નાના બાળકો અને બાલિકાઓ દેવકુમાર જેમ શોભતા હતા. શ્રેષ્ઠ પ્રકારના બેન્ડ વાજાંઓ તે સામૈયામાં સામેલ હતા. સાંબેલાઓની બંને બાજુએ પોલીસોના ઘોડેસ્વારો

---

૩ સં. ૨૦૦૮ ની સાલમાં શ્રી ભક્તિમુનિ–નિપુણમુનિ મુંબઇ જતી વખતે એ જ વાડીમાં ઉતર્યા હતા. ત્યાં પૂ. મોહનલાલજી મ.નો ફોટો જોવામાં આવ્યો. આ સંબંધમાં પૂછતાં સદ્‌ગત પટેલના પુત્રે જણાવ્યું કે તે ફોટો તો તેના પિતાશ્રીના વખતથી રાખવામાં આવ્યો છે, અને સાધુસંતોને આ વાડીમાં રાખવાની સલાહ–સૂચના અમારા વડીલને આ મહાત્મા પુરુષે જ આપેલી. અમે આજે પણ તેનું પાલન કરીએ છીએ. પછી પટેલના પુત્રોને તેઓએ જણાવ્યું કે આ ફોટામાં જે મહારાજ છે, તેજ અમારા ગુરુ છે, અને અમે તેમનાજ શિષ્યો છીએ. અમારી વાત સાંભળી પટેલના તમામ કુટુંબીઓ બહુ રાજી થયા.

એ જમાનામાં ફોટાની પ્રથા ખાસ ન હતી. પણ મુંબઇમાં મહારાજશ્રી હતા, ત્યારે એક વહોરાભાઇ ગુરુદેવની નાની છબી ખેંચી વિલાયતમાં તેની દશ હજાર કોપી કરાવી લાવ્યા. લાલબાગના ઓટલે આ વહોરાભાઇ જ્યારે ફોટા વેચતા હતા, ત્યારે શેઠ દેવકરણ મુલજીનું ધ્યાન ખેંચાયું અને તેમણે તમામ કોપીઓ પૈસા આપી લઇ લીધી, અને લોકોને દર્શનાર્થે ભેટ આપી. આજે પણ મુંબઇના શ્રાવકોના ઘરોમાં મુનિશ્રી મોહનલાલજીના ફોટાઓ મોટા પ્રમાણમાં જોવામાં આવે છે, તેનું મૂળ કારણ આ છે. મુંબઇ હતા ત્યારે (સં. ૨૦૦૮ ની સાલમાં) શ્રી ભક્તિમુનિ–નિપુણમુનિને કારણવશાત્ ભીંડીબજારમાં એક મુસ્લીમ કાગદીને ત્યાં કાગળ લેવા જવાનો પ્રસંગ ઉપસ્થિત થયો; તેની દુકાનમાં ગુરુદેવનો ફોટો જોઇ તેમણે દુકાનના માલિકને પૂછ્યું તો તેણે કહ્યું : 'એ ફોટો તો મારા દાદાના ગુરુનો છે.' પછી તેમણે કહ્યું : 'એ તો અમારા પણ દાદાના દાદા છે.' આમ જૈન તેમજ જૈનેતર તમામ વર્ગમાં ગુરુદેવ માટે સૌને અજબ માન હતું.

ચાલી રહ્યા હતા. જેમ તારામંડળમાં ચંદ્ર શોભે, તેમ મુનિમંડળના સાત સાધુઓ વચ્ચે મુનિ મોહનલાલજી શોભી રહ્યા હતા. મુંબઈના શેઠીઆઓ માથા પર જાત જાત અને ભાત ભાતની પાઘડીઓથી ઈન્દ્ર જેવા શોભી રહ્યા હતા, ત્યારે બનારસી જરીની સાડીઓ અને ઝવેરાતના અલંકારોથી શેઠાણીઓ ઈન્દ્રાણીઓ જેવી ભાસતી હતી. સામૈયું નળબજાર, ઝવેરી બજાર, પ્રિન્સેસ સ્ટ્રીટ, કાલબાદેવી રોડ, પાયધુની અને ત્રાંબાકાંટાના માર્ગેથી મોતીશા શેઠના લાલબાગના મંદિરે આવતાં વચમાં ઠેર ઠેર ગહુંલીઓ થઈ હતી. આ ગહુંલીઓમાં કેટલીક સાચા મોતીની, કેટલીક સોનાની ગીનીઓની તો કેટલીક ચાંદીના રૂપિયાની હતી. ચોખાનો ઉપયોગ મહારાજશ્રીને વધાવવામાં થતો. મુંબઈના આંગણે આવું અને આટલું મોટું સામૈયું પ્રથમ વખતે જ થયું. માત્ર જૈનો જ નહિ, પણ મુંબઈની સમસ્ત પ્રજા આવું ઠાઠભર્યું સામૈયું અને આ પવિત્ર મહાત્માનાં દર્શનથી હાલી ઉઠી. આ વાતને આજે લગભગ પોણોસો વરસો થયાં, તેમ છતાં વર્તમાન કાળના ભવ્ય વરઘોડાને એ સામૈયાં સાથે સરખાવી વૃદ્ધ સ્ત્રીપુરૂષો કહે છે કે એની તોલે તો કોઈ જ વરઘોડો કે સામૈયું ન આવી શકે.

મહારાજ સાહેબનાં વ્યાખ્યાનો સાંભળી મુંબઈની સઘળી પ્રજા ઘેલી થઈ ગઈ. વ્યાખ્યાનમાં સંતમહાત્માઓ વૈષ્ણવ અને પારસી લોકો, ખોજા, વહોરા અને મુસ્લીમ વર્ગના ભાઈઓ બધાજ આવતા, અને મહારાજ સાહેબની અમૃતભરી વાણી સાંભળતાં મુગ્ધ બની જતા. જગ્યા સાંકડી પડી, એટલે મુંબઈના જૈન શ્રીમંતોએ તુરત જ નવો વ્યાખ્યાન હોલ તૈયાર કરાવ્યો. બાબુ સાહેબ બુદ્ધિસિંહજીએ સંઘને રૂા. ૧૬૦૦૦ ની રકમ આપી અનુપમ લહાવો લીધો.

પૂ. મોહનલાલજી મહારાજ મહાન તપસ્વી હતા અને તેમના આ પ્રભાવની અસર મુંબઈના જૈનો પર પડયા વિના ન રહી. પંચરંગી તપથી શરૂઆત થઈ અને એ જમાનામાં જ્યારે મુંબઈની વસ્તી આજથી છઠ્ઠા ભાગની હતી, ત્યારે પણ સાતસો ભાઈ–બહેનોએ એ તપમાં ભાગ લીધો. પર્યુષણ દરમ્યાન ચાર માસખમણ, બે ૨૧ ઉપવાસ, એક ૧૯ ઉપવાસ, બે ૧૬ ઉપવાસ, બે ૧૫ ઉપવાસ, એક ૧૦ ઉપવાસ, ૨૫૦ અઠ્ઠાઈ અને લગભગ ૧૫૦૦ અઠ્ઠમ અને છઠ્ઠની સંખ્યા હતી. અક્ષયનિધિતપમાં પણ ૩૦૦ ભાઈબહેનોએ ભાગ લીધો હતો. કલ્પસૂત્રની પધરામણી બાબુસાહેબ ભોગીલાલ પુનમચંદના બંગલે મોટા ઠાઠથી વિધિપુરસ્સર કરવામાં આવી હતી.

આસો માસમાં આયંબિલની ઓળી અને પીસ્તાલીસ આગમનો તપ થયો, જેમાં સાતસો ઉપરાંત સ્ત્રીપુરુષો જોડાયાં હતાં. મૈથુનક્રિયામાં થતા પાપ અને બ્રહ્મચર્ય વ્રતના તપનો

મહિમા સમજાવતાં મહારાજ સાહેબ પાસે એકસો ઉપરાંત સ્ત્રીપુરુષોએ યાવત્ જીવન ચોથું વ્રત ઉચ્ચર્યું હતું. એ જમાનામાં ચાર હજાર કરતાં વધુ સ્ત્રીપુરુષોએ સ્વદારાસંતોષ વ્રતના પચ્ચકખાણ લીધાં હતાં. અનેક સ્ત્રીપુરુષોએ બાર વ્રતો ઉચ્ચર્યાં હતાં. જૈનો ઉપરાંત જૈનેતર વર્ગ પર પણ મહારાજ સાહેબની વાણીનો અનેરો પ્રભાવ પડયો હતો, અનેક જૈનેતરોએ જીવદયા વગેરેના નિયમો લીધા હતા. શેઠ કેશરીચંદ ભાણાભાઈની પેઢીના મુનિમ રૂસ્તમજી પારસી તો મહારાજ શ્રી પાસે દીક્ષા લેવા તૈયાર થઇ ગયા, પરન્તુ મહારાજ સાહેબે તેને જૈન દાર્શનિક નિયમોનું પાલન કરવાનું શિક્ષણ આપી સંતોષ પમાડયો.

નાના મોટા અનેક ધર્મકાર્યોમાં તન, મન, ધનથી ભાગ લેનાર શેઠ ધરમચંદ ઉદેચંદે ગુરુ મહારાજ આગળ અભિગ્રહ લીધો કે ચતુર્વિધ સંઘને સાથે લઇ છરી પાળતાં હું સિદ્ધાચલજીની જાત્રા ન કરું ત્યાં સુધી ગોળ–ખાંડ–સાકર વગેરે કોઇપણ ગળપણ મને ન ખપે. મહારાજશ્રીએ તે પછી મુંબઇથી સુરત આવવા વિચાર કર્યો.

સુરતના ચોમાસા દરમ્યાન કતારગામના દહેરાસર અને ધર્મશાળાના જીર્ણોદ્ધાર માટે ઉપદેશ આપ્યો અને સંઘે આ વાતનો અમલ કર્યો. શેઠ અભયચંદ કસ્તુરચંદે ફાળા માટે વિનંતિ કરી અને કલકત્તાવાળા બાબુ વિસનચંદજીએ તરત રૂપિયા પાંચ હજાર આપ્યા. તે જ વખતે ફાળાની રકમ રૂા. ૨૫૦૦૦ સુધી પહોંચી ગઇ.

ચોમાસુ પૂરું થયે શેઠ ધરમચંદ ઉદેચંદે પાલીતાણાનો સંઘ કાઢયો. ૫૦૦ ઉપરાંત સ્ત્રીપુરુષો આ સંઘમાં સામેલ હતા. પૂ. મોહનલાલજી મુનિ તેમના આઠ શિષ્યો સાથે સંઘમાં હતા. પાલીતાણાના દરબાર સાહેબે અપૂર્વ રીતે આ સંઘનું સન્માન કર્યું અને સંઘપતિએ ગુરુદેવના હસ્તે સંઘપતિની માળા પહેરી.

## ૧૦ – પાલીતાણામાં અંજનશલાકા અને પ્રતિષ્ઠામહોત્સવ

પાલીતાણામાં એ વખતે મુર્શીદાબાદવાળા રાવબહાદુર ધનપતસિંહજી ગુરુદેવના પધારવાની રાહ જોઇ રહ્યા હતા. મહારાજ સાહેબના પાલીતાણા જવાથી તેમની ઇચ્છા પૂર્ણ થઇ અને ત્યારબાદ મોહનલાલજી મહારાજના શુભ હસ્તે અને શુભ મુહૂર્તે અંજનશલાકા અને પ્રતિષ્ઠામહોત્સવ ઉજવાયા. આજે પણ પાલીતાણામાં તળેટીના બાજુના મંદિરમાં પ્રવેશ કરતાં જમણી બાજુના ગોખમાં મોહનલાલજી મહારાજની ભવ્ય મૂર્તિનાં દર્શન થાય છે.

## ૧૧ – દીર્ઘદ્રષ્ટા અને વચનસિદ્ધ મુનિશ્રી મોહનલાલજી

મતિ, શ્રુત અને અવધિજ્ઞાન સિવાય આ કાળમાં અન્ય જ્ઞાન પ્રાપ્ત થવાની શકયતા નથી, પરંતુ આમ છતાં, મતિ, શ્રુતજ્ઞાનની શક્તિથી અમુક બાબતમાં શું થવાનું

છે, તે મહાત્મા પુરુષો આ કાળે પણ કહી શકે છે અને તેઓની ભવિષ્યવાણી સચોટ રીતે ખરી પડે છે. મહારાજશ્રીને સ્વરશાસ્ત્ર, નિમિત્તશાસ્ત્ર અને જ્યોતિષશાસ્ત્રનું અદ્ભુત જ્ઞાન હતું. તે બાબતમાં બનેલા અનેક પ્રસંગોમાંથી નીચેના બે–ત્રણનો ઉલ્લેખ અહીં કર્યો છે.

સુરતમાં મહારાજશ્રી હતા ત્યારે તેમની પાસે ગામડાનો એક ભાઈ દીક્ષાની ભાવનાથી આવ્યો અને દીક્ષા માટેનો શુભ દિવસ કાઢી આપવા મહારાજશ્રીને વિનંતિ કરી. મહારાજશ્રીએ વૈશાખ શુદિ ૬ ના દિવસનું મુહૂર્ત કાઢી આપ્યું, અને પછી મૌન રહ્યા. તે ભાઈ ત્યાંથી ગયા બાદ મહારાજશ્રી ગૂઢ વિચારમાં પડયા, એટલે પદ્મમુનિજી જેઓ તેમની પાસે બેઠા હતા, તેમણે મહારાજશ્રીને પૂછયું : 'આપ એવા કયા ઉંડા વિચારમાં પડી ગયા છો ?' ગુરુદેવે પદ્મમુનિને કહ્યું : 'કર્મની વિચિત્ર ગતિ વિષે મને વિચાર આવે છે. આ દીક્ષાર્થીની ભાવના વિશુદ્ધ છે, પણ બીચારાનું આયુષ્ય અલ્પ છે. પેલા દીક્ષાર્થીભાઈ ઘરે જઈ માંદા પડયા અને બરાબર વૈશાખ શુદિ ૬ ના દિવસે કાળધર્મ પામ્યા.

સુરતમાં એક દિવસ શેઠ નગીનચંદ કપુરચંદ પૂજા કરી પૂજાનાં કપડે મહારાજશ્રીને વંદન કરવા ગયા અને કહ્યું : 'હું આજે મુંબઈ જવાનો છું. ત્યાંનું કોઈ કામકાજ હોય તો ફરમાવો.' મહારાજશ્રી અનિમિષ દૃષ્ટિએ નગીનચંદ શેઠ સામે થોડી ક્ષણો સુધી જોઈ રહ્યા અને પછી કહ્યું : 'મુંબઈ જવું હોય તો ખુશીથી જાઓ, પણ અહિંથી સીધાજ સ્ટેશને જઈ મુંબઈની ગાડી પકડજો. ગુરુદેવના વચનની ગાંઠ વાળી નગીનચંદ શેઠ સીધા સ્ટેશને ગયા અને ઘરેથી જરૂરી કપડાં મંગાવી લઈ બારોબાર ગાડીમાં બેસી ગયા. પૂર્વની આરાધનાનું પરિણામ કહો કે મહારાજશ્રી પ્રત્યેની ભક્તિનું પરિણામ કહો, પણ મુંબઈ જઈ નગીનચંદ શેઠે લાખોની કમાણી કરી.

વંથળી (સોરઠ)ના દાનવીર શેઠ દેવકરણ મૂલજી સંબંધમાં પણ કાંઈક આવો જ ચમત્કાર બનેલો કહેવાય છે. દેવકરણ શેઠનાં લગ્ન એમની અત્યંત ગરીબ અવસ્થામાં વંથળી-વાળા વાસા જાદવજી રામજીની પુત્રી બાઈ પૂતળી સાથે થયેલાં. કહે છે કે જાદવજીભાઈને ત્યાં તેમની બે પુત્રીઓ દૂધી બહેન અને પૂતળી બહેનનાં લગ્ન એક જ દિવસે થયાં હતાં. બંને જાન આવેલી, પણ દેવકરણ શેઠ એ વખતે તદન ગરીબ એટલે એમની જાનને કંગાલ જગ્યામાં ઉતારો મળ્યો; ત્યારે દૂધી બહેનના પતિ આણંદજી શ્રીમંત કુટુંબના નબીરા. એટલે તેમની જાનને વૈભવી જગ્યામાં ઉતારો મળ્યો.

કાયમ માટે એક સરખી પરિસ્થિતિ કોઈની ટકતી નથી. દેવકરણભાઈ જગ્યાના અભાવે લાલબાગ ઉપાશ્રયમાં મુનિશ્રીની શીતળ છાયામાં પડી રહેતા. સુરતવાસી ધર્મશીલ

અને ગુરુભક્ત પાનાચંદ તારાચંદે મુનિરાજને પ્રાર્થના કરી કે મારું કલ્યાણ થાય તેવું કાંઇ કરી આપો. પાનાચંદ શેઠની મનોકામના મુનિરાજ સમજી ગયા અને એક મધ્ય રાત્રીએ પાનાચંદને બોલાવ્યા. પાનાચંદ સૂતા હતા, પણ મહારાજ શ્રીનો અવાજ સાંભળી દેવકરણભાઇ મુનિરાજ પાસે પહોંચી ગયા. મહારાજશ્રીએ તેમના મસ્તક પર મંત્રેલો વાસક્ષેપ નાખ્યો અને કહ્યું: 'જાઓ, કલ્યાણ કરો.' દેવકરણભાઇ ગુરુ ચરણમાં માથું નમાવી પગચંપી કરવા લાગ્યા અને તેનો સ્પર્શ થતાં મહારાજશ્રીએ જાણ્યું કે આ પાનાચંદ જણાતા નથી. મહારાજશ્રીએ પૂછ્યું, એટલે દેવકરણભાઇએ કહ્યું કે 'પાનાચંદ સૂતા હતા, એટલે હું આવ્યો.' આનું નામ ભવિતવ્યતા!

દેવકરણભાઇના ભાગ્ય આડેનું પાંદડું ખસી ગયું. લાખો રૂપિયાની કમાણી કરી, એટલું જ નહીં પણ કરેલી કમાણી ધર્મકાર્યોમાં વાપરી. એમણે લક્ષ્મી પેદા કરી અને વાપરી પણ જાણી. દેવકરણ શેઠનું નામ જૈન સમાજમાં વગર પુત્રે પણ આજ અમર થઇ ગયું છે. મહારાજશ્રીએ દેવકરણ શેઠને પાનાચંદભાઇના કુટુમ્બની કાળજી રાખવા ભલામણ કરી અને તેઓ જીવ્યા ત્યાંસુધી તેમણે આ ભલામણનું પાલન કર્યું.

બાળબ્રહ્મચારી અને ત્યાગી મહાત્મા પુરુષોની વાણી કે આશીર્વાદ કદી અફળ નથી જતાં. તેઓ બોલે છે, તે પ્રમાણે જ થાય છે, કારણ કે તેની પાછળ ચારિત્રનું બળ અને શક્તિ રહેલાં હોય છે.

## ૧૨ – નેમુભાઇની વાડી અને અમદાવાદનું ચોમાસુ

બીજી વખતના ચોમાસામાં મહારાજશ્રીના એક શિષ્ય સુમતિમુનિજીની તબિયત બગડી આવી અને સુરતમાં કાળધર્મ પામ્યા. એ વખતે સુરતના સંઘ તરફથી અષ્ટાહ્નિકા–મહોત્સવ થયો હતો.

ત્યારપછી મહારાજશ્રીના પરમ ભક્ત નેમચંદ શેઠે ગુરુદેવ પાસે આવી કહ્યું: 'સાહેબ! કોઇ કામ સેવા ફરમાવો.' ત્યાગી મહાત્મા પુરુષોને પોતાના અંગત સ્વાર્થ જેવું તો કશું હોતું નથી, પણ સમસ્ત સંઘનું હિત તેમના હૈયે હોય છે. મહારાજશ્રી એ સમયે નેમચંદ ભાઇની વાડીમાં હતા, એટલે કહ્યું: 'આ વાડી સાધુઓને ક્રિયા અર્થે સંઘને સોંપી દો.' નેમચંદ શેઠે હર્ષપૂર્વક મહારાજશ્રીની માગણી સ્વીકારી અને આજે પણ આ જગ્યા નેમુભાઇની વાડી તરીકે પ્રખ્યાત છે અને તેમાં સાધુઓ ઉતરે છે.

એ અરસામાં મહારાજશ્રી કતારગામની યાત્રાએ ગયેલા અને ત્યાંના મંદિરના જીર્ણોદ્ધાર અર્થે રૂ. ૫૦૦૦ નો ફાળો કરી ગુલાબચંદભાઇ, તલકચંદભાઇ, ભાઇચંદભાઇ, ફુલચંદભાઇ તથા લલ્લુભાઇની એક કમીટી નીમી કામ શરૂ કરાવી દીધેલું.

તે પછીનું ચોમાસું અમદાવાદમાં થયું. સુરતના સ્વાગત–સામૈયાને ટક્કર મારે તેવું ભવ્ય સ્વાગત અને સામૈયું થયું. અમદાવાદના વ્યાખ્યાનોમાં શ્રી. લાલભાઈ દલપતભાઈ અને મનસુખભાઈ ભગુભાઈ વગેરે હાજરી આપતા. વીરના ઉપાશ્રયે મહારાજશ્રીની સાથે ૧૭ મુનિઓની નિશ્રામાં નાના પ્રકારનાં તપોની આરાધના શરૂ થઇ. એ વખતે પ્રેમચંદભાઇ વગેરે સેંકડો ભાઇબહેનોએ બ્રહ્મચર્યવ્રત, સ્વદારાસંતોષવ્રત, પાંચમ, આઠમ, મૌન એકાદશી આદિ તપો સવિધિ ઉચ્ચર્યાં. ગંગાજળ સરખા નિર્મળ ગંગા શેઠાણી તેમજ કેટલીક બીજી બહેનોએં બાર વ્રત અંગીકાર કર્યાં. એ વખતે વ્રતધારીઓની બહુમાન-પૂર્વક ભક્તિ કરીને ધર્મોપકરણની પહેરામણી આપવામાં આવી હતી. આ રીતે બીજાં અનેક શુભ કાર્યો પણ થયાં હતાં અને તેની ઉજવણીનિમિત્તે સંઘ તરફથી અષ્ટાન્હિકા–મહોત્સવ કરવામાં આવ્યો હતો. થોડા દિવસો માટે મહારાજશ્રી જેસીંગભાઇની વાડીમાં રહ્યા હતા. જેસીંગભાઇની મહારાજશ્રી પ્રત્યેની ભક્તિ અપૂર્વ હતી.

અહીં રથયાત્રાનો ભવ્ય વરઘોડો નીકળ્યો હતો. પછી મહારાજશ્રી પેથાપુર પધાર્યા. ત્યાં ઉપધાનતપની ક્રિયા કરાવવામાં આવી હતી.

## ૧૩ – પાલણપુર અને પાટણ

મહારાજશ્રી તેમના બધા શિષ્યો સાથે મેત્રાણા તીર્થની યાત્રા કરવા ગયા હતા, ત્યાં પાલણપુરવાસી શ્રી મંગળદાસ અને અન્ય શ્રાવકો પધાર્યા અને મહારાજશ્રીને પાલણ-પુર પધારવા વિનંતિ કરી. તે વખતે પાલણપુરના સંઘમાં મંદિરમાર્ગી અને સ્થાનકવાસી સંઘમાં કોઇ કારણ માટે ઝઘડો ચાલતો હતો, અને તેથી ધર્મનાં શુભ કાર્યોમાં વિક્ષેપ થતો હતો. નોકારશી, સંઘજમણ વગેરે બંધ થયાં હતાં. બંને પક્ષોને સમજાવી મહારાજ સાહેબે સમાધાન કરાવ્યું. બંને પક્ષોના મોવડીઓએ મહારાજશ્રીનો અત્યંત આભાર માન્યો. આ જ પ્રમાણે તે વખતે મારવાડ અને અન્ય વિભાગોમાં જ્યાં જ્યાં ઝઘડાઓ અને તોફાનો ચાલતાં, ત્યાં ત્યાં મહારાજ સાહેબે જઇને સમાધાન કરાવ્યું અને એકતા સાધી.

તે પછીનું ચોમાસું પાટણ મુકામે થયું. પાટણમાં મહારાજશ્રીએ જ્ઞાનભંડારોને વ્યવસ્થિત સ્વરૂપમાં મૂકવાનું કામ કર્યું. જ્ઞાન પ્રત્યેની રુચિ અને પક્ષપાત તો એમના જીવનના મૂળમાં હતા. 'ज्ञानं धर्मस्य मोक्षस्य, कारणं नात्र संशय :' એ સૂત્ર પ્રમાણે જ એમણે બાળ-પણથી જીવન ઘડયું હતું અને જીવનના છેલ્લા શ્વાસોશ્વાસ સુધી આ સૂત્રનો તેમણે જીવનમાં અમલ કર્યો હતો.

જ્ઞાનભંડારોનો જીર્ણોદ્ધાર કરવા અર્થે સુશ્રાવકશ્રી કરમચંદ મોતીચંદ વગેરે શેઠીઆઓએ કામ હાથમાં લીધું અને તેના ખર્ચ અર્થે રૂા. ૨૨૦૦૦/–ની રકમનો ફાળો એકત્ર કર્યો. પાટણના જ્ઞાનભંડારોને વ્યવસ્થિત કરવામાં મહારાજશ્રીનો અનન્ય ફાળો છે.

એ જમાનામાં પાટણ જેવા શહેરમાં પણ કેટલાક કુરિવાજો ચાલતા હતા. મરણ પાછળ લોકોનો શોક લાંબા કાળ સુધી ચાલતો. સ્ત્રીઓ ભેગી થઇને ખૂબ જોરશોરથી છાતી કુટતી હતી. કોઇ કોઇ ઠેકાણે તો આ ક્રિયા કરાવવા માટે ભાડુતી સ્ત્રીઓ પણ લાવવાનો રીવાજ હતો. વ્યાખ્યાનમાં મહારાજશ્રી આ બધી અજ્ઞાનપ્રથા દૂર કરવા માટે તેમજ જીવન અને મરણના વિષય પર સુંદર રીતે સમજાવતા. જીવનની મહત્તા અને મૃત્યુની અનિવાર્યતાનો વિષય તેમણે એવી સુંદર રીતે સમજાવ્યો કે જેથી આવા કુરિવાજો બંધ થયા.

એ વખતે પાટણમાં ચંદન બહેન મગનલાલ અને મેના બહેન લલ્લુભાઇએ ઉપધાન કરાવ્યાં, અને ઘણાં સ્ત્રીપુરુષોએ ચતુર્થ વ્રતનાં પચ્ચખાણ લીધાં. તે વખતે શ્રી હર્ષ મુનિજી, હેમ મુનિજી અને ઉદ્યોત મુનિજી તથા બીજા મુનિઓને શ્રી આચારાંગ, કલ્પસૂત્ર, મહાનિશીથ સૂત્રના યોગમાં પ્રવેશ કરાવવામાં આવ્યો હતો. ઉપધાન અને યોગની ક્રિયા શ્રી જશ મુનિએ કરાવી હતી.

પાટણથી શેઠ નગીનચંદ સાંકળચંદે શ્રી શંખેશ્વરજીનો છરી પાળતો મોટો સંઘ કાઢ્યો અને મહારાજ સાહેબના સાન્નિધ્યમાં સૌ યાત્રિકોએ અનેરો આનંદ અનુભવ્યો. સંઘપતિએ મહારાજ સાહેબના સ્વહસ્તે સંઘપતિની માલા પહેરી.

શ્રી જિનદત્તસૂરિજી તથા જિનકુશળસૂરિજીની ચરણપાદુકા પાટણમાં ઘણા વખતથી હતી, પણ વ્યવસ્થિત સ્વરૂપે દહેરી વગેરે ત્યાં ન હતાં. મહારાજશ્રીના ઉપદેશથી શેઠ પન્નાલાલ પૂરણચંદે રૂ. ૧૦૦૦ ખર્ચી શહેરની બહાર શામલાજીની નજીક એક રમ્ય બગીચામાં શેઠ જીવણલાલજીના હાથે એક દહેરીનું ખાતમુહૂર્ત કરાવ્યું અને મહારાજ શ્રી ના શુભ હસ્તે તેમાં પાદુકાની પ્રતિષ્ઠા કરવામાં આવી. પાટણથી ચાણસ્મા, ગાંભુ, બહેચરાજી વગેરે ગામો ફરી મહારાજશ્રી અમદાવાદ પધાર્યા. સુરતથી શેઠ ધરમચંદ નગીનચંદ, ભાઇચંદભાઇ વગેરે શેઠીઆઓ મહારાજશ્રીને સુરત પધારવા વિનતિ કરવા આવ્યા અને મહારાજશ્રીએ તેમની વિનંતિ માન્ય કરી.

## ૧૪ – સુરતમાં ફરી ચોમાસુ

મહારાજશ્રી ખંભાત વગેરે સ્થળોએ ફરી સુરત આવ્યા અને ત્યાં શેઠ પ્રેમચંદ રાયચંદની ધર્મશાળામાં રહ્યા. ત્યાંથી દેવસૂરગચ્છના ઉપાશ્રયે આવ્યા, લોકોના ઉત્સાહનો કોઇ પાર ન હતો. સુરતવાસીઓ પર મોહનલાલજી મહારાજે ખરેખર જાદુ કર્યું હતું. તેઓ મહારાજશ્રીને જુવે કે પોતપોતાનો કામ ધંધો ભૂલી મોહનમય બની જતા.

સુરતમાં આ ચોમાસા દરમિયાન સૌથી પ્રથમ શ્રી સુરતમંડન પાર્શ્વનાથજી તથા શ્રી કુંથુનાથજી, તેમજ શ્રી મનમોહન પાર્શ્વનાથજીની પ્રતિષ્ઠા મહારાજશ્રીએ કરાવી

શ્રી. કુંથુનાથજીની પ્રતિષ્ઠાવખતે તો પૂ. સિદ્ધિસૂરિજી દાદા પણ પધાર્યા હતા. કતારગામના દહેરાસરની પ્રતિષ્ઠા પણ ભપકાબંધ થઇ અને તે મહોત્સવનો લાભ લાખથી–સવા લાખ માણસોએ લીધો.

પરંતુ આ જાહોજલાલી અને આડંબર કેટલીક વ્યકિતઓની આંખે આવ્યાં તેઓએ સુરતના કલેકટર સાહેબના કાનો ભંભેર્યા. કલેકટર સાહેબને કહેવામાં આવ્યું કે ભયંકર ગરમીમાં લોકોનાં ટોળે ટોળાં એકઠાં થાય એટલે ગંદકી જામે અને પરિણામે તેમાંથી કોલેરા ફાટી નીકળે. આ બાબતમાં આડકતરી તપાસ કરવા અર્થે કલેકટર સાહેબ મહારાજશ્રીને વંદન કરવા નિમિત્તે આવ્યા. ત્યાંની ભવ્ય રચના, લોકોની ભકિતનો અપૂર્વ ઉત્સાહ, તેમજ ગુરુદેવનાં દર્શન થતાં કલેકટર સાહેબના મનના અધ્યવસાયોમાં અજબ પલટો આવ્યો અને તેઓ બોલી ઉઠયા કે આવા મહાત્મા પુરુષનો જ્યાં વાસ હોય ત્યાંથી કોલેરા અને પ્લેગ દૂર જ ભાગે. લોકોએ મને ઉંધા માર્ગે દોરવ્યો છે. ગુરુદેવના ઉમદા ચારિત્રના પ્રભાવનું જ આ પરિણામ હતું. કલેકટર સાહેબ મહારાજશ્રીની અમૃતવાણી સાંભળી ભાવપૂર્વક વંદન કરી હસ્તા મોઢે પાછા ફર્યા. [૪]

આજે પણ કતારગામનું આ મંદિર સિદ્ધાચલજીની ટુંકની ઝાંખી કરાવતું શોભી રહ્યું છે. કારતક અને ચૈત્ર સુદિ પૂનમના યાત્રાનિમિત્તે ત્યાં હજારો ભાઇબહેનો આવે છે. કારતકી પૂનમે ત્યાં મૂળ નાયકજીને ગાદીનશીન કરવાનો લાભ લેનાર શેઠ નગીનચંદ કપુરચંદ ઝવેરી તરફથી લાડવાનું ભાતું અપાય છે, જ્યારે ચૈત્રી પુનમનું ભાતું શેઠ દલીચંદ વીરચંદ તરફથી આપવામાં આવે છે. વૈશાખ સુદિ ૧૩ ના પ્રતિષ્ઠાની જયંતીના દિવસે શેઠ રૂપચંદ લલ્લુભાઇ ઝવેરી તરફથી પૂજા ભણાવવામાં આવે છે અને સાધર્મિક–વાત્સલ્ય પણ થાય છે.

---

૪ આ લખતી વખતે મારા જીવનનો એક પ્રસંગ આપોઆપ યાદ આવી જાય છે. અગિયાર વર્ષની ઉમરે મેં પંચપ્રતિક્રમણનાં સૂત્રો તૈયાર કરી નાંખ્યાં, અને તે માટે ભીમશી માણેકને ત્યાંથી પંચપ્રતિક્રમણ ચોપડીનો ગુટકો લીધો. એ પુસ્તકમાં, એક મુનિરાજનો ફોટો હતો, પણ મુનિરાજનું નામ નહતું. એ ફોટા પ્રત્યે મને અજબ પ્રકારનું આકર્ષણ ઉત્પન્ન થયું, એટલે તેનાં નિત્ય દર્શન થયા કરે, એ હેતુથી દાગીનાના કબાટના બારણે ચોડી દીધો. દુકાનમાં આવતા–જતા ઘરાકો પણ એ ફોટાનાં દર્શન કરે. એ વખતે એક ગ્રાહકે પૂછ્યું : 'હી કુટા કોણાચા આહે?' મેં કહ્યું : 'અમચા ગુરૂચા આહે.' ગ્રાહકે કહ્યું : 'તુમચા ગુરૂ ચાંગલા દીસતો, હે કુઠે રહેતો?' મેં કહ્યું : 'ગુજરાત, સૌરાષ્ટ્રના પ્રદેશમાં ફીરતો.' ગ્રાહકે કહ્યું : 'તુમી તેનલા હકડે બોલવા, હમાલા ભી દર્શન હોએલ.'

પછી તો ખબર પડી કે એ મુનિ મોહનલાલજીનો જ ફોટો હતો. કહેવાનું તાત્પર્ય એ છે કે મુનિશ્રીની છબી પ્રત્યે મને એકલાને જ આકર્ષણ થયું તેમ નહતું, જેઓ તેની છબી જુએ તે સૌને તેમના પ્રત્યે આકર્ષણ થતું. આ બનાવ બન્યા પછી કેટલાક વરસો બાદ મેં ચારિત્ર ગ્રહણ કર્યું.

ભકિતમુનિ

એ વખતનું સુરતનું ચોમાસુ બહુ ધામધૂમથી થયું. પર્યુષણ ભવ્ય રીતે ઉજવાયા. આસો માસમાં ઉપધાન શરૂ થયા. તે વખતે પાનાચંદભાઈની પુત્રી મણીબહેને દીક્ષાધ્વજ પોતાના મસ્તકે આરોપી સાધ્વીજી શ્રી સુરશ્રીજીની શિષ્યા શ્રી જયશ્રીજીની પાસે દીક્ષા લીધી અને જીવનને ધન્ય બનાવ્યું.

આ પછી ઓસવાળ ભૂપાલ ફકીરચંદ હેમચંદે પણ લાખોની લક્ષ્મી-તેમજ સ્ત્રી-કુટુંબ-સર્વ પરિવારનો ત્યાગ કરી દીક્ષા અંગીકાર કરી અને શ્રી હર્ષ મુનિજીના શિષ્ય તરીકે 'પદ્મમુનિ' એવું નામ રાખ્યું. ગુણોની દૃષ્ટિએ એ નામ યથાર્થ હતું, કારણ કે પાણીમાં રહેવા છતાં પદ્મ (કમળ)ને જેમ પાણીનો સ્પર્શ થતો નથી, તેમ ફકીરચંદભાઈને પણ લાખોની લક્ષ્મી અને પત્ની-પુત્રો વચ્ચે રહેવા છતાં તેના પ્રત્યે મોહ થયો નહિ.

તે પછી શ્રી હર્ષમુનિજી, મહારાજશ્રીએ જે જે ક્ષેત્રો ફરસ્યાં હતાં, તે તે ગામમાં ધર્મોપદેશ આપતાં વડીલ ગુરુબંધુ શ્રી જશમુનિજી પાલણપુર બિરાજતા હતા, ત્યાં પહોંચ્યા અને શીરોહી જીલ્લાની પંચતીર્થીની યાત્રા કરી અમદાવાદ પધાર્યા. શ્રી હર્ષ મુનિ વીરના ઉપાશ્રયે રહ્યા અને શ્રી જશમુનિજી પણ પાલણપુરથી વિહાર કરી ગામેગામ જશ ફેલાવતાં અમદાવાદ પધાર્યા. ગુરુદેવની આજ્ઞાનુસાર શ્રી જશમુનિજીએ પૂ. પં. શ્રી દયાવિમળજી મહારાજ પાસે શ્રી ભગવતી સૂત્રના યોગોદ્વહન કર્યા. ત્યારબાદ પં. શ્રી દયાવિમળજી મહારાજે શ્રી જશમુનિજીને ગણિ અને પંન્યાસ એ બન્ને પદવીઓથી અલંકૃત કર્યા. તે વખતે શેઠ મનસુખભાઇ ભગુભાઇ વગેરે સર્વ સંઘે મોટો ઓચ્છવ કર્યો હતો, જેમાં મારવાડ તેમજ ગુજરાતમાંથી ઘણા લોકોએ હાજરી આપી હતી.

## ૧૫–સુરતનાં શુભ કાર્યો અને મહારાજની નિઃસ્પૃહતા

તે પછી પૂ. પં. શ્રી જશમુનિજી ગણિવર્ય તથા પૂ. મુનિશ્રી હર્ષમુનિજી મહારાજ વગેરે બધા મુનિઓ વિહાર કરી મહારાજશ્રીની નિશ્રામાં પધાર્યા. સાધુસાધ્વીઓએ પં. શ્રી જશમુનિજી પાસે સૂત્રોનાં યોગોદ્વહન શરૂ કર્યાં. શ્રી હર્ષમુનિજીને શ્રી ભગવતી સૂત્રના યોગ ચાલુ રહ્યા. આખું ચોમાસુ પર્યુષણ જેવી ધામધૂમ વર્તી, અનેક પ્રકારનાં તપોની ક્રિયા થઇ. આસો માસના ઉપધાનમાં ૪૦૦ ભાઈબહેનોએ અપૂર્વ લાભ લીધો. તે સમયમાં શ્રી હર્ષમુનિજીના યોગની પણ પૂર્ણાહુતિ થઇ. ઉપધાનવાળા તપસ્વી ભાઇબહેનોને માલારોપણની ક્રિયા તેમજ શ્રી હર્ષમુનિજીને ગણિપદ પં. શ્રી જશમુનિજીના શુભ હસ્તે થયું. ધર્મનિષ્ઠ ધરમચંદ ઉદેચંદ શેઠે જીર્ણોદ્ધાર ફંડની સ્થાપના રૂા. ૨૫૦૦૦/- આપીને કરી અને ફાળો રૂા. ૪૫૦૦૦૦/- સુધી પહોંચ્યો. શેઠ લલ્લુભાઈ, શેઠ ધરમચંદ વગેરે આ ફંડના ટ્રસ્ટીઓ હતા અને અત્યારે પણ આ ફંડની હસ્તિ સુરતમાં છે. આ ફંડમાંથી લાખો રૂપિયા જીર્ણોદ્ધારના શુભ કાર્યમાં વપરાયા છે.

ગુરુદેવના પુન્ય પ્રતાપે આવાં અનેક શુભ કાર્યો એ ચોમાસા દરમ્યાન સુરતમાં થયાં. સુરતની ભોજનશાળા, રાયચંદભાઇ કન્યાશાળા, જશકુંવર પાઠશાળા તથા રત્નસાગરજી બોર્ડીંગ વગેરે સંસ્થાઓની સ્થાપના પૂ. ગુરુદેવનો જ ઉપકાર છે. બોર્ડીંગની સ્થાપના વખતે સુરતના સંઘે મહારાજશ્રીને તેમનું નામ બોર્ડીંગની સંસ્થા સાથે જોડવા આગ્રહ રાખ્યો પણ મહારાજશ્રીએ પોતાની લાક્ષણિક ભાષામાં સંઘની આગેવાન વ્યક્તિઓને કહ્યું : 'મેં તો ઇસ કાર્યકા દલાલ હું. મેરા નામ નહિ ઘટે. શ્રી રત્નસાગરજીકા હિ નામ ઉચિત હૈ.' કેવી નિઃસ્પૃહતા !

ગુરુદેવની વૃદ્ધાવસ્થા જોઇ સુરતના સંઘે મહારાજશ્રીને ત્યાંજ સ્થિરતા કરી જવા આગ્રહ કર્યો, ત્યારે મહારાજશ્રીએ જવાબ આપતાં કહ્યું : 'મહાનુભાવો ! જહાં તક કાયા ચલતી હૈ, વહાં તક વિહાર કરના મુનિઓંકા સનાતન માર્ગ હૈ, તો વિના કારણ હમ ક્યું છોડેંગે? ઔર ભી સાધુજનોંકો તો ફરના હી અચ્છા હૈ. સાધુઓંકે વિહારસે લોગોંકો ધર્મલાભ હોતા હૈ, સંયમકી શુદ્ધિ રહતી હૈ, ઇસલિયે મૈં સ્થિરવાસ કરના ચાહતા નહી હું. યહી મેરા તુમકો ધર્મલાભ.'

## ૧૬ – મુનિ કે આચાર્ય?

પરંતુ સુરતથી વિહાર કરવાના સમાચાર જેવા મુંબઇ પહોંચ્યા કે તરત જ મુંબઈના શેઠીયાઓ પોતાની તક ઝડપી લેવા સુરત દોડી ગયા. શ્રી દેવકરણ શેઠ મહારાજશ્રીના પરમ ભક્ત, એટલે તેમણે સુરત જઇ મહારાજશ્રીને મુંબઇ આવવા આગ્રહભરી વિનંતિ કરી અને મહારાજશ્રીએ મુંબઇ તરફ વિહાર કર્યો. વિહાર દરમ્યાન રસ્તાઓમાં તમામ જાતની સગવડ તેમજ ગામેગામના વ્યાખ્યાનમાં પ્રભાવનાની વ્યવસ્થા મર્હુમ શેઠ દેવકરણ મૂલજી તરફથી કરવામાં આવી હતી. થોડા સમય બાદ સુરતથી પંન્યાસજી શ્રી યશોમુનિજી તથા શ્રી હર્ષમુનિજી ગણી આદિ પાંચ મુનિવરો વિહાર કરી મુંબઈ તરફ આવ્યા. તે બધાની સેવાનો લાભ પણ દેવકરણ શેઠેજ લીધો. દેવકરણ શેઠના આ શુભ કાર્યની સંઘના ભાઇઓને સ્વાભાવિક રીતેજ ઇર્ષા આવે તેવું હતું. એટલે શેઠ પન્નાલાલ બાબુ, નગીનચંદભાઈ, ધરમચંદ શેઠ અને દેવકરણ શેઠે તાત્કાલિક રૂપિયા આઠ હજારનો ફાળો આ ખર્ચના અંગે કર્યો.

અષાડ માસમાં શ્રી હર્ષ મુનિ ગણિવર્યને પંન્યાસ પદવી આપી, તે નિમિત્તે શ્રી સંઘે મોટો મહોત્સવ શરૂ કર્યો. શ્રી સિદ્ધાચલજી, અષ્ટાપદજી, ગિરનારજી, આબુજી, સમેત-શિખરજી, તારંગાજી, સમવસરણ વિગેરેની ભવ્ય રચના કરવામાં આવી અને ગામોગામ પત્રિકાઓ મોકલવામાં આવી. શેઠ અમીચંદ કસ્તુરચંદના ધર્મપત્ની ગુલાબબહેને તેમજ

શ્રી ચુનીલાલ ઝવેરીના ધર્મપત્ની કંકુબહેને બીજી બહેનો સાથે મળી મોટું ઉજમણું કર્યું હતું. ઓચ્છવમાં કુંભસ્થાપન દેવકરણ શેઠ તરફથી થયું અને તે દિવસે સંઘભક્તિનો લાભ તેઓએ જ લીધો. મુંબઈના જૈનો દેવકરણ શેઠને તે વખતે કલિયુગના કર્ણ તરીકે ઓળખતા અને તેમણે જીવનમાં એ નામને યથાર્થ પૂરવાર કરતાં અનેક શુભ કાર્યો પણ કર્યાં છે.

ચાલુ ઓચ્છવે જલયાત્રાનું ભવ્ય સામૈયું કાઢવામાં આવ્યું હતું. એ સામૈયામાં ઝવેરીઓના ઘણા સાંબેલા હતા. છ ઘોડા, ચાર ઘોડા અને બે ઘોડાવાળી બગીઓ હતી, અને દેવવિમાનો માફક તેમને શણગારવામાં આવી હતી. તેમાં બેઠેલાં બાળકો દેવબાળકો માફક શોભતાં હતાં. આ સામૈયું એક માઇલ કરતાં વધુ લાંબુ હતું. જેવી અપૂર્વ માણસોની ઠઠ હતી, તેવી જ અપૂર્વ શાંતિ સામૈયામાં દેખાતી હતી. ધકકાધકકી કે કોલાહળનું નામનિશાન નહીં. આજે સુધરેલા જમાનામાં શીસ્તપાલન જોવામાં આવતું નથી, પણ એ પ્રસંગનું શીસ્તપાલન અજબ હતું. આ બધું મહારાજશ્રીના પ્રભાવને આભારી હતું. મુંબઇનગરીનો એ દિવસનો દેખાવ, પચીસો વરસો પહેલાંની રાજગૃહી નગરીની ઝાંખી કરાવે તેવો હતો.

અષાડ શુદિ ૬ ના શુભ દિવસે અને શુભ મુહૂર્તે ગુરુદેવની નિશ્રામાં શ્રી હર્ષમુનિજી ગણિવર્યને પં. શ્રી જશમુનિજીએ માધવબાગના વિશાળ મંડપમાં હજારો માણસોની મેદની વચ્ચે પંન્યાસપદથી અલંકૃત કર્યા. એ વખતે મુંબઇ સંઘના આગેવાનોએ મહારાજશ્રીને આચાર્યપદ સ્વીકારવા વિનંતિ કરી. સંઘના આગેવાનો ઉપરાંત મહારાજશ્રીનો શિષ્યસમુદાય અને પંન્યાસો પણ આ વિનંતિમાં સંઘ સાથે સામેલ થયા.

પરંતુ મોહનલાલજી મહારાજ તો આચાર્યોના પણ આચાર્ય તરીકે શોભે તેવા પ્રભાવશાળી અને મહા પ્રતાપી સાધુ હતા. મહાન માનવીઓની વિશિષ્ટતા તો એ છે કે તેઓ પોતાની જાતને હંમેશાં સામાન્ય માનતા હોય છે. આચાર્યપદ ગ્રહણ કરવા માટે ચારે તરફથી દબાણ થતાં શિષ્યસમુદાય અને જૈન આગેવાનોને સંબોધી મહારાજશ્રીએ કહ્યું: 'આચાર્યપદ લેના યહ મહાપુરુષોંકા કામ હૈ. મૈં તો એક સામાન્ય મુનિ હું. યહ મેરા મુનિપણા હી અચ્છા. આચાર્યપદ કા ભાર ઉઠાનેકી શક્તિ મેરેમેં નહિ. આચાર્યપદ યોગોદ્વહન વિધિસે હોતા હૈ. ઐસે કે ઐસે આચાર્યપદ નહીં હો સકતા હૈ.'

મહારાજશ્રીની આવી નિઃસ્વાર્થતા અને નિઃસ્પૃહતા જોતાં સ્વાભાવિક રીતે જ શ્રી યશોવિજયજી મહારાજની નીચેની પંક્તિઓ યાદ આવી જાય :

नैवास्ति राजराजस्य यत्सुखं नैव देवराजस्य,
तत्सुखमिहैव साधोर्लोकव्यापाररहितस्य ।

અર્થાત્ ચક્રવતીને જે સુખ નથી, અને જે સુખ ઇન્દ્રને પણ નથી, તે સુખ અહીં લોકૈષણારહિત સાધુને હોય છે. મુનિશ્રી મોહનલાલજીનું સમગ્ર જીવન આ કથનને સત્ય પૂરવાર કરે છે, અને તેથી જ કહી શકાય કે મુનિશ્રી આચાર્ય ન હતા, પણ બીજી રીતે તેમનામાં આચાર્યોના પણ આચાર્ય થવાની લાયકાત જરૂર હતી.

ગણિ હર્ષમુનિજીના પંન્યાસપદપ્રસંગે-શેઠ અમીલાલ જાદવજીએ શ્રી ફળની પ્રભાવના કરી હતી અને સાધર્મિક બંધુઓના હિતાર્થે રૂપિયા અઢાર હજારનું ફંડ કરવામાં આવ્યું હતું. શેઠ પન્નાલાલ પુનમચંદે અષ્ટોત્તરી સ્નાત્ર અને સંઘ-સાધર્મિક-વાત્સલ્યનો અનુપમ લાભ લીધો હતો.

શ્રૉફ માસાજી ફતાજીએ મુંબઇનગરીને શાંતિસ્નાત્રજળની ધારાવાડી કરીને નવકારશીથી સકળસંઘની ભક્તિ કરી હતી. મારવાડી સંઘે પણ સાધર્મિકવાત્સલ્ય કર્યું હતું, અને બીજા અનેક સંઘો થયા હતા. મુંબઇને આંગણે એ વખતે એવો તો ભવ્ય ઓચ્છવ ઉજવાયો કે ન ભૂતો ન ભવિષ્યતિ.

પર્યુષણમાં અનેક તપસ્વીઓએ તપશ્ચર્યા કરી અને તે નિમિત્તે શેઠ રાયચંદ ખુશાલચંદે મોટો અઠ્ઠાઇ ઉત્સવ કરી સાધર્મિકવાત્સલ્ય કર્યું. શેઠ પુરુષોત્તમ ભૂળચંદ તરફથી પણ સાધર્મિકવાત્સલ્ય થયું. પૈસા મેળવવા સહેલા છે, પણ એને સન્માર્ગે લોકહિતાર્થે વાપરવા ભારે કઠિન છે. મહારાજશ્રીએ આ વાત જૈનોને એવી તો સચોટ રીતે સમજાવી કે શુભ કાર્યોમાં પૈસા ખર્ચવા માટે મુંબઇના જૈનોમાં હરિફાઇ શરૂ થઈ. આસો માસમાં વાલકેશ્વર પન્નાલાલ શેઠની વાડીમાં સંઘ તરફથી ઉપધાન શરૂ થયાં. આમ એકંદર પાંચમું ચોમાસુ પણ ભારે જાહોજલાલીપૂર્વક પૂર્ણ થયું. શેઠ હરખચંદ કપુરચંદ તરફથી ભારે દબદબા સહિત માધવબાગમાં ચોમાસુ બદલાવવામાં આવ્યું હતું અને તે પ્રસંગે લાડુની પ્રભાવના થઈ હતી.

એ વખતે શેઠ તલકચંદ માણેકચંદની સુપુત્રી હીરીબહેને યૌવનના આંગણે પગ મુકતી વખતે જ—એટલે કે માત્ર સોળ વરસની વયેજ ચતુર્થવ્રત અંગીકાર કર્યું. અવસરોચિત ઓચ્છવ, સાધર્મિકવાત્સલ્ય, પ્રભાવના વગેરે શ્રી તલકચંદભાઇએ કરી અનુપમ લાભ લીધો.

## ૧૭ – મુંબઇના આંગણેથી વસમી વિદાય અને સકળ સંઘની વેદના

એ અરસામાં મહારાજશ્રીની તબિયત અસ્વસ્થ રહેતી અને જીવનના અંતની તેમને કલ્પના આવી ગઇ હોય કે ગમે તેમ. પણ તેમણે મુંબઇથી પાલીતાણા વિહાર માટે તૈયારી કરી.

પરન્તુ મુંબઈનો જૈન સંઘ મહારાજ સાહેબને એમ કેમ જવા દે? સંઘની આગેવાન વ્યક્તિઓએ મહારાજશ્રીને મુંબઈમાં સ્થિરતા કરી જવા આગ્રહ કર્યો. લોકોના મનની વેદના મહારાજશ્રી સમજતા હતા, પણ તેમનો નિશ્ચય અટલ હતો. લોકોના મનને સાંત્વન આપતાં મહારાજશ્રીએ કહ્યું : 'મેં તો જાત્રા કરનેકો જા રહા હું, તો આપકો ખુશ હોના ચાહિયે કે દુઃખ મનાના ચાહિયે? સાધુઓંકા ધર્મ હૈ કી શકય હોવે વહાં તક અપને આત્માકા ઔર દુસરે ભવ્ય આત્માઓંકા કલ્યાણ અર્થે ક્ષેત્રાંતર જાના હિ ચાહિયે."

મહારાજશ્રીની વિદાય વખતનું દશ્ય અતિ કરુણ હતું. મહારાજશ્રીના થવાના વિયોગના કારણે લોકોના હૃદયને ભારે આંચકો લાગ્યો અને મકકમ મન કરવા છતાં લોકોની આંખમાં આંસુઓ આવી રહ્યા હતાં. મુંબઈ શહેરમાંથી મહારાજશ્રીની એ અંતિમ વિદાય હતી, તેની કલ્પના તો એ વખતે કોઈને કયાંથી હોય? પરંતુ મહારાજશ્રીની એ વિદાય અંતિમ નીવડી.

મહા વદિ ૧૩ના મુંબઈથી વિહાર કરી મહારાજશ્રી સુરત આવવા નીકળ્યા.

## ૧૮. – ગુરુદેવનો શિષ્યસમુદાય

દીક્ષાર્થીઓને શ્રી મોહનલાલજી મહારાજ પ્રત્યે ભારે આકર્ષણ થતું, અને તેમના દીક્ષાપર્યાય–સમયમાં મુખ્યત્વે તેમનો શિષ્ય સમુદાય નીચે મુજબનો હતોઃ–

૧ **શ્રી આલમચંદજી મહારાજ :** જોધપુરના રાજકર્મચારી પુરુષ શ્રી આલમચંદજી મહારાજશ્રીના વ્યાખ્યાનમાં હંમેશ આવતા અને સંસારનું ક્ષણભંગુર સ્વરૂપ સમજાતાં તેમણે મહારાજશ્રી પાસે દીક્ષા લીધી. મહારાજશ્રીના પ્રથમ શિષ્ય થવાનું સૌભાગ્ય શ્રી આલમચંદજી મહારાજના ફાળે જાય છે.

૨ **જશમુનિજી :** મોહનલાલજી મહારાજ જ્યારે જોધપુર હતા, ત્યારે સ્થાનકવાસી ભાઈ જેઠમલજીની ચારિત્ર લેવા માટે ભાવના થઈ અને ત્યાંના સંઘે દીક્ષામહોત્સવનો જશ લીધો, અને તેમનું નામ પણ જશમુનિ રાખ્યું.

૩ **કાંતિમુનિજી :** મહારાજશ્રી પાલણપુરમાં હતા, ત્યારે તેમનાં વ્યાખ્યાનો સાંભળી બાદરમલ નામના શ્રાવકને સંવેગરંગ લાગ્યો અને ગુરુદેવ પાસે સંસારરૂપ સાગર તરવા માટે ચારિત્રરૂપી નૌકાની માગણી કરી. દીક્ષાર્થીની તીવ્ર ભાવના જોઈ મહારાજશ્રીએ તેમને ધામધૂમપૂર્વક ભાગવતી દીક્ષા આપી અને નામ કાંતિમુનિ રાખ્યું. જોધપુરમાં વડી દીક્ષા થઈ.

**૪ હર્ષમુનિજી :** આબુની જાત્રાએથી પાછા ફરતાં વચમાં મહારાજશ્રીને એક સાધુવેષ ધારણ કરેલ ભવ્ય આત્મા સાથે મિલાપ થતાં મહારાજશ્રીએ તેની સરળ અને સૌમ્ય પ્રકૃતિ જોઈને પૂછ્યું : 'મહાનુભાવ ! તું એકલો કેમ વિચરે છે ? ઘોડાને સારથિ, હાથીને મહાવત, તેમ ચારિત્રને પણ સદ્‌ગુરુનું આલંબન જોઈએ.' આ વાત સાંભળી ભવ્ય આત્માએ બે હાથ જોડી કહ્યું : 'આપ જ મારા ગુરુ અને હવે મને આપનું જ શરણુ હો.' મહારાજશ્રીએ ખરેડી (આબુ) ગામે તેને દીક્ષા આપી અને તેનું નામ હર્ષમુનિ રાખ્યું. હર્ષમુનિજીની મુખાકૃતિ એવી અદ્‌ભુત હતી કે તેમને જોતાં જ ચિત્તમાં હર્ષનો ઉલ્લાસ પ્રગટે.

**૫-૬ ઉદ્યોતમુનિ અને રાજમુનિ :** મહારાજ સાહેબનાં વ્યાખ્યાનો સાંભળી સુરત મુકામે મહેસાણાના ઉજમભાઇ અને માલવાના રાજમલજીને ચારિત્રસુખની ભાવના થઇ. મહારાજશ્રીએ બંનેને દીક્ષા આપી અને ઉજમભાઇનું નામ 'ઉદ્યોતમુનિ' તથા રાજમલજીનું નામ રાજમુનિ રાખ્યું. સુરતી શ્રાવકોએ આ મહોત્સવ ભારે ઠાઠપૂર્વક ઉજવ્યો.

**૭ દેવમુનિ :** મહારાજ સાહેબના પરિચયમાં આવતાં માતરનિવાસી છગનલાલ-ભાઇને કોડ જાગ્યા. એમના માતુશ્રી પણ ખરેખર વીર પુત્રની માતા હતા. માતાએ પોતાના સ્વહસ્તે મહારાજશ્રીને ગોચરીમાં પુત્રને વહોરાવ્યો. મહારાજશ્રીએ તેને દીક્ષા આપી અને દેવમુનિ નામ રાખ્યું. દીક્ષામહોત્સવ બહુ ભવ્ય રીતે સુરત શાહપોરના શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ દહેરાસરમાં ઉજવાયો. આ મુનિરાજનો આત્મા ખરેખર દિવ્ય હતો અને યથાનામ તથાગુણોની કહેતી તેમણે સાચી પાડી હતી.

**૮ ગુણમુનિ :** સાદડી (મારવાડ)ના એક ભાઇને સંસાર પર વૈરાગ્ય આવતાં મહારાજશ્રી પાસે દીક્ષા લેવાની ભાવના થઇ. મહારાજશ્રીએ તેમને દીક્ષા આપી જશ મુનિજીના શિષ્ય બનાવ્યા. પૂર્વના કોઇ અશુભ કર્મના ઉદયથી તેમને હરસનો વ્યાધિ થયો. આ મહાત્માએ વ્યાધિના કારણે આખી જીંદગી સુરતમાં શેઠ નેમુભાઇની વાડીમાં ગાળી. સુરતના અનેક બાળકોને ધાર્મિક અભ્યાસ અને ધર્મકરણીમાં જોડી ઘણો ઉપકાર કર્યો. શેઠ નવલચંદ ખીમચંદ બાલ્યાવસ્થામાં આ મુનિમહારાજ પાસે ભણ્યા હતા અને તેમણે પોતે આ વાત કરી હતી. જે ઓરડામાં તેઓ રહેતા હતા, તે ઓરડો આજે પણ તેમના નામથી પ્રસિદ્ધ છે અને તેમનો ફોટો આજે પણ ત્યાંના ઉપાશ્રયમાં જોવામાં આવે છે.

**૯-૧૦ સુમતિમુનિ અને હેમમુનિ :** મુંબઇના ચોમાસા દરમ્યાન મહારાજ-શ્રીની વૈરાગ્યયુક્ત વાણી સાંભળી અમદાવાદવાળા સાંકલચંદભાઇ અને વડનગરનિવાસી

ભાઈ હરગોવનની ચારિત્ર લેવા માટે ઈચ્છા થઈ. ગુરુ મહારાજે પ્રસન્ન થઈ મોટા ઠાઠમાઠથી ભાગવતી દીક્ષા આપી તેમના નામ અનુક્રમે સુમતિ મુનિ અને હેમમુનિ રાખ્યા. મુંબઈના આંગણે આ સૌથી પ્રથમ દીક્ષામહોત્સવ હતો અને તેનો ભપકો તથા વરઘોડો, પણ અપૂર્વ હતો.

**૧૧ ગુમાનમુનિ :** ડભોઈવાળા આત્માર્થી ભાઈને દીક્ષાની ભાવના જાગૃત થતાં મહારાજશ્રીએ દીક્ષા આપી અને તેનું નામ ગુમાનમુનિ રાખ્યું. સુમતિમુનિ, હેમમુનિ અને ગુમાનમુનિને વડી દીક્ષા સુરત મુકામે આપવામાં આવી હતી.

**૧૨ ઋદ્ધિમુનિ :** શેઠ ધરમચંદ ઉદેચંદના સંઘમાં મહારાજશ્રી શિષ્યસમુદાય સાથે પાલીતાણા ગયેલા, ત્યારે ત્યાં જ ચાતુર્માસ રહ્યા. તે વખતે બીકાનેર તરફના યતિ ઋદ્ધિકરણજી મહારાજશ્રીનો ઉપદેશ સાંભળતા, તેમના જીવનમાં ભારે પરિવર્તન થયું, અને તેમણે યતિપણાનો ત્યાગ કરી વિધિપુરસ્સર સંવેગી ચારિત્ર સ્વીકાર્યું. જીવનના પાછલા વરસોમાં આ ઋદ્ધિમુનિજી ઘણા વરસો મુંબઈમાં રહ્યા અને તેમણે મુંબઈની શ્રી મોહનલાલજી જૈન સેન્ટ્રલ લાયબ્રેરીના લાભાર્થે રૂા. ૮૦,૦૦૦ નું ફંડ કરાવ્યું.

**૧૩-૧૪ જયમુનિ અને નયમુનિ :** મહારાજશ્રી મુંબઈમાં હતા, ત્યારે તેમની વાણી સાંભળી રાધનપુરનિવાસી ભાઈ જગજીવન તેમજ મરૂધરદેશવાસી ખોડકા ગામના નવલચંદને સંસારના આ પોકળ સુખો પરથી વિશ્વાસ ઉઠી ગયો અને કર્મોના પરાજય માટે ભાગવતી દીક્ષાનો સંકલ્પ કર્યો. મહારાજશ્રીએ બંનેને દીક્ષા આપી. ભાઈ જગજીવનનું નામ જયમુનિ રાખી તેમને હર્ષ મુનિજીના શિષ્ય બનાવ્યા અને ભાઈ નવલચંદનું નામ નયમુનિ રાખી તેમને શ્રી કાંતિમુનિજીના શિષ્ય કરવામાં આવ્યા.

**૧૫ લક્ષ્મીમુનિ :** મુંબઈમાં મહારાજશ્રીનાં વ્યાખ્યાનો સાંભળી વડોદરાવાળા લખમાજીને દીક્ષાની ભાવના થઈ અને તેને દીક્ષા આપી તેનું નામ લક્ષ્મીમુનિ રાખ્યું અને તેમને દેવમુનિજીના શિષ્ય તરીકે જાહેર કર્યા.

**૧૬ પ્રતાપમુનિ :** સુરતના ભાઈ પ્રેમચંદ દયાચંદની ઇચ્છા ભાગવતી દીક્ષા લેવાની હતી, તે અર્થે તેઓ રતલામ જઈ પહોંચ્યા. તેના કુટુમ્બીઓએ તેમને ગૃહસ્થાશ્રમમાં રાખવા ભગીરથ પ્રયત્નો કર્યા, પણ ભાઈ પ્રેમચંદ પોતાના વિચારોમાં ભારે મક્કમ રહ્યા. છેવટે કુટુમ્બીઓએ ભાઈ પ્રેમચંદને મહારાજશ્રી પાસે દીક્ષા લેવાની રજા આપી અને મહારાજશ્રીએ તેને દીક્ષા આપી પ્રતાપમુનિ નામ રાખ્યું. પ્રતાપમુનિને યશોમુનિજીના શિષ્ય બનવાવામાં આવ્યા.

**૧૭ કેશરમુનિ :** ચૂડા (મારવાડ) ગામના કેશવજીભાઇને મહારાજશ્રીના ઉપદેશની ભારે અસર થઇ અને તેમણે મહારાજશ્રી પાસે દીક્ષા લેવાની ભાવના જાહેર કરી. મહારાજશ્રીની આજ્ઞાનુસાર ભાઈ કેશવજીએ રતલામ જઇ મહારાજશ્રીના શિષ્ય રાજમુનિજી પાસે દીક્ષા લીધી અને તેમને શ્રી હેમમુનિજીના શિષ્ય કેશરમુનિ તરીકે જાહેર કર્યા.

**૧૮ અમરમુનિ :** જામનગરનિવાસી ભાઇ હેમચંદે ભાગવતી દીક્ષા માટેની માગણી કરી તેમને તે માટે યોગ્ય જીવ માની મહારાજ સાહેબે તેમને રતલામ મોકલી રાજમુનિ પાસે દીક્ષા અપાવવાની વ્યવસ્થા કરી આપી. તેમનું નામ અમરમુનિ રાખ્યું અને તેમને યશમુનિજીના શિષ્ય તરીકે જાહેર કર્યા.

**૧૯ તારમુનિ :** ભાવનગરનિવાસી તારાચંદભાઇ મહારાજ સાહેબના અનન્ય ભકત હતા. તપજપમાં ભારે રૂચિવાળા અને ક્રિયાકાંડમાં પણ એટલા જ પ્રવીણ. તિથિએ પૌષધ, તેમજ હરહંમેશ મહારાજ પાસે સામાયિક કરે. એક દિવસે રમુજ ભાવે મહારાજશ્રીએ તેને કહ્યું : 'અરે તારાચંદ ! તારે તો બીજાને તારવા પ્રયત્નો કરવા જોઇએ.' તારાચંદને તો જોઇતું હતું અને વૈદ્યે કહ્યું. તેણે તો ત્યાંને ત્યા જ દીક્ષા લેવાની ભાવના જાહેર કરી દીધી. પછી તારાચંદે હેમમુનિ પાસે રતલામ જઇ દીક્ષા લીધી અને તેનું નામ પણ 'તારમુનિ' રાખ્યું.

**૨૦ કલ્યાણમુનિ :** મહારાજશ્રી પેથાપુર ગયા ત્યારે ત્યાંના વતની કેશવલાલભાઇ બહારગામ ગયા હતા. ગામમાં પાછા ફર્યા બાદ લોકો પાસેથી મહારાજશ્રીની અદ્‌ભુત વૈરાગ્ય વાણી વિષે સાંભળ્યું એટલે તેઓ પાટણ મહારાજશ્રી પાસે ગયા. મહારાજશ્રીનાં વ્યાખ્યાનો સાંભળી કેશવલાલભાઇને વૈરાગ્ય આવ્યો અને દીક્ષા લીધી. પાટણના સંઘે કેશવલાલભાઇનો ભવ્ય સત્કાર કર્યો અને મોટા ઠાઠથી સામૈયું કાઢયું. કેશવલાલભાઇનું નામ કલ્યાણમુનિ રાખ્યું અને તેઓશ્રી ઉદ્યોતમુનિના શિષ્ય બન્યા.

**૨૧ પદ્મમુનિ :** સુરતનિવાસી ફકીરચંદ હેમચંદે લાખોની લક્ષ્મી અને સ્રી–કુટુમ્બનો ત્યાગ કરી મહારાજશ્રી પાસે દીક્ષા લીધી. તેઓ હર્ષમુનિજીના શિષ્ય હતા અને અત્રે ભક્તિમુનિ તથા નિપુણમુનિએ પણ તેમના અપૂર્વ તેજ અને વાત્સલ્યના કારણે તેમની પાસે જ દીક્ષા લીધી. તેમનો આ બંને મુનિઓ પર અવિશેષ ઉપકાર છે.

**૨૨ કમળમુનિ :** મુંબઇમાં પન્નાલાલ શેઠની વાડીમાં મહારાજશ્રી પાસે એક ભાઇ દીક્ષા લેવા આવ્યા અને મહારાજશ્રીને યોગ્ય પાત્ર લાગતાં તેમને દીક્ષા આપી. તેમનું નામ કમળમુનિ રાખવામાં આવ્યું.

**૨૩ રંગમુનિ :** પં. શ્રી હર્ષમુનિજીના ગણિપદ વખતે સાદડી (મારવાડ) થી એક મુમુક્ષુ ભાઇ આવેલા અને તેમની ભાવના થતાં તેમને દીક્ષા આપવામાં આવી હતી. તેમનું નામ રંગમુનિજી રાખવામાં આવ્યું હતું.

**૨૪ ભક્તિમુનિ :** શ્રી રંગમુનિની વડી દીક્ષા વખતે બારડોલીનિવાસી ભાઈચંદભાઇને દીક્ષા લેવાની તીવ્ર ભાવના થતાં, તેમને દીક્ષા આપવામાં આવી અને તેનું નામ ભક્તિમુનિ રાખવામાં આવ્યું. તેઓ તપસ્વી હતા.

**૨૫ ચતુરમુનિ :** ઘોઘાના એક મુમુક્ષુ ભાઇને તીવ્ર વૈરાગ્ય પ્રાપ્ત થતાં દીક્ષા આપવામાં આવી. તેમનું નામ ચતુરમુનિ રાખવામાં આવ્યું અને તેઓશ્રી હર્ષમુનિજીના શિષ્ય બન્યા.

**૨૬ રતનમુનિ : ૨૭ લબ્ધિમુનિ : ૨૮ ચમનમુનિ :** કચ્છ લાયજાના શ્રી દેવજીભાઇ, મોટી ખાખરના શ્રી લધાભાઈ અને મારવાડના શ્રી ચિમનાજીને દીક્ષા આપવામાં આવી હતી, અને તેઓનાં નામ અનુક્રમે રતનમુનિજી, લબ્ધિમુનિજી અને ચમનમુનિજી રાખવામાં આવ્યા હતાં.

**૨૯ ભક્તિમુનિ :** પોરબંદરનિવાસી ભગવાનજી ભાઇએ ગુરુદેવપાસે દીક્ષા અંગીકાર કરી. તેઓ કલ્યાણમુનિના શિષ્ય થયા અને તેમનું નામ ભક્તિમુનિ રાખવામાં આવ્યું.

**૩૦ ક્ષમામુનિ :** સુરત પાસે હથોડા ગામના છોટાલાલ મોહનલાલે શ્રી રત્નસાગર જૈન બોડીંગમાં અભ્યાસ કર્યો હતો અને ભરયુવાવસ્થામાં મહારાજશ્રી પાસે ભાયખલામાં દીક્ષા લીધી. ક્ષમામુનિએ કાશી જઇ શ્રી યશોવિજયજી જૈન પાઠશાળામાં ઉત્તમ પ્રકારે અભ્યાસ કર્યો હતો, પરન્તુ તેઓ બહુ નાની ઉમરે કાળધર્મ પામ્યા.

**૩૧ ભાવમુનિ :** કચ્છના લેચ્છ ગામના એક મુમુક્ષુભાઇને સંવેગરંગ ચઢયો અને દેવમુનિજી પાસે દીક્ષા લીધી. તેમનું નામ ભાવમુનિ રાખવામાં આવ્યું.

**૩૨ કપુરમુનિ :** મારવાડ દેશના એક મુમુક્ષુ ભાઇએ દીક્ષા લીધી, તેમનું નામ કપુરમુનિ રાખવામાં આવ્યું તેઓ દેવમુનિજીના શિષ્ય બન્યા.

**૩૩ માણેકમુનિ :** પાલણપુર ગુજરાતી સ્કુલના શિક્ષક શ્રી. માણેકચંદભાઇ પર હર્ષમુનિની બહુ અસર પડી અને વ્યાવહારિક શિક્ષણનો ત્યાગ કરી મુંબઇ આવી મહારાજશ્રીની નિશ્રામાં મોક્ષપંથનું જ્ઞાન લેવાનું શરૂ કર્યું. દીક્ષા લઇ હર્ષમુનિજીના શિષ્ય થયા અને માણેકમુનિ નામ રાખ્યું. આ મહાત્માએ જૈનાગમનું ઉત્તમ જ્ઞાન સંપાદન કર્યું, તેમજ કવિત્વની શક્તિ સરસ રીતે કેળવી. લોકોના ઉપકાર અર્થે કેટલાંક

સૂત્રો અને ચરિત્રોનું ભાષાંતર કર્યું. નિરાધાર અને ગરીબ બાળકોના વ્યાવહારિક અને ધાર્મિક જ્ઞાન માટે બટવા મુકામે આશ્રમની સ્થાપના કરી, જે આજે પણ ચાલુ છે.

**૩૪-૩૫ વિવેકશ્રીજી અને પ્રસન્નશ્રીજી :** પોરબંદરનિવાસી શ્રી ભગવાનદાસ (ભકિતમુનિ)ના ધર્મપત્ની તેમજ માણેકચંદભાઇ (માણેકમુનિ) ના ધર્મપત્ની, બંનેએ વિચાર્યું કે સતીઓ તો રાજુલ માતાની માફક પતિના પંથે જ વિચરે છે અને આ રીતે, આ બંને બહેનો પણ પોતાના પતિદેવે સ્વીકારેલા પંથે વળી, પ. શ્રી જશમુનિ પાસે દીક્ષા લીધી. તેઓનાં નામ અનુક્રમે વિવેકશ્રીજી અને પ્રસન્નશ્રીજી રાખવામાં આવ્યાં હતાં.

**૩૬ શ્રી રૂપશ્રીજી :** પોરબંદરની શ્રાવિકાબહેને (ભકિતમુનિના સંસારી અવસ્થાના બહેન) શ્રી જશમુનિજી પાસે દીક્ષા લીધી અને તેમનું નામ શ્રી રૂપશ્રીજી રાખવામાં આવ્યું હતું.

**૩૭ દર્શનમુનિ :** મુનિશ્રી ભકિતમુનિજીના સંસારી ભાણેજ (સાધ્વીશ્રીરૂપશ્રીજી ના સંસારી પુત્ર) દેવીદાસે પણ મામાને પગલે મહારાજશ્રીની નિશ્રામાં પં. શ્રી હર્ષમુનિજી પાસે દીક્ષા લીધી, અને ભકિતમુનિજી (સંસારી અવસ્થાના તેમના મામા) ના શિષ્ય તરીકે જાહેર થયા.

**૩૮ શુભમુનિ :** દર્શનમુનિના સંસારી મામા સૌભાગ્યદાસને સર્વવિરતિ પચ્ચક્ખાણ ઉચ્ચરવાની ભાવના થતાં ગુરુદેવ પાસે ભાગવતી દીક્ષા લીધી અને પદ્મમુનિજીના શિષ્ય તરીકે શુભમુનિ નામ રાખવામાં આવ્યું.

## ૧૯ – અંતિમ વિદાય

મુંબઇથી વિહાર કરી મહારાજશ્રીએ વિ. સં. ૧૯૬૩ ના ફાગણ વદિ ૭ ના દિવસે સુરતમાં પ્રવેશ કર્યો.

તબિયત લથડતી જતી હતી, પરન્તુ જ્ઞાની મહાત્માઓને દેહની વેદના વખતે પણ આત્માની પ્રસન્નતા જ વર્તે છે. એ વખતે મહારાજશ્રી શેઠ નગીનચંદ કપુરચંદ તથા શેઠ કસ્તૂરચંદ કલ્યાણચંદ વગેરેના કરાવેલ ગોપીપુરાના નવા ઉપાશ્રયમાં રહ્યા હતા. વૈદ્યો અને હકીમો દ્વારા મહારાજશ્રીની તબિયત માટે ઉપચારો શરૂ કરવામાં આવ્યા, પણ તબિયત દિનપ્રતિદિન લથડતી ગઇ. નરમ તબિયત હોવા છતાં ચૈત્રી પુનમના દિવસે કતારગામની યાત્રા કરવા ગયા હતા અને ત્યાં જ સિદ્ધગિરિની ભાવના ભાવી આત્માને કૃતાર્થ કર્યો.

હીરાચંદ મોતીચંદની ધર્મપત્ની જયકોરબહેને વ્યાખ્યાનમાં જ્ઞાનદાનનું માહાત્મ્ય સાંભળી સ્ત્રીવર્ગને ધાર્મિક કેળવણી તથા ભરતગુંથણ-શીવણ વગેરે શીખવવા માટે રૂપિયા

પચીસ હજાર આપ્યા. બીજા પણ ઘણા પૈસા મળ્યા અને જયકુંવર પાઠશાળાની સ્થાપના કરી, જે આજે પણ સંગીન પાયા પર કામ કરી રહી છે.

સમેતશિખરજીના મંદિરને કોટ કરાવવા માટે મહારાજશ્રીએ ઉપદેશ આપતાં શેઠ નગીનચંદ ઝવેરચંદ ઝવેરીએ પોતાની કંપનીમાંથી એક લાખ રૂપિયાની રકમ આપી.

મહારાજશ્રીની તબિયતના ખબર મુંબઇ પહોંચતાં ત્યાંથી દેવકરણ શેઠ, તેમના પત્ની પુતળીબાઇ તેમજ બીજા શેઠીયાઓ સુરત આવી પહોંચ્યા. મહારાજસાહેબની આખર અવસ્થાએ પુતળીબાઇના કોમળ હૃદયને ભારે આઘાત પહોંચાડયો. (સં. ૧૯૮૫ માં દેવકરણ શેઠની ગંભીર માંદગી જોઇ પુતળીબાઇને એટલો સખત આઘાત લાગ્યો કે તે કારણે તેઓ તરત મૃત્યુ પામ્યાં, અને તે પછી લગભગ બે માસે દેવકરણ શેઠ પણ સ્વર્ગવાસી થયા.) પુતળીબાઇએ તે જ વખતે ગુરુભક્તિ નિમિ-તે રૂપિયા અગિયાર હજારનું દાન જાહેર કર્યું.

મહારાજશ્રી તો આ સમય દરમ્યાન ધ્યાનમગ્ન થઇ રહ્યા હતા. તેવામાં કેશવરામ શાસ્ત્રી ગુરુદેવને શાતા પૂછવા અર્થે આવ્યા. એ વખતે મહારાજશ્રી અને શાસ્ત્રીજી વચ્ચેનો સંવાદ ખાસ ધ્યાન ખેંચે એવો હતો.

શાસ્ત્રીજી પધારતાં ગુરુદેવે થોડીવાર ધ્યાન મૂકી શાસ્ત્રીજીને કહ્યું : કેમ શાસ્ત્રીજી ?

શાસ્ત્રીજીએ જવાબ આપતાં કહ્યું : સાહેબ ! આપની કૃપા.

મહારાજશ્રીએ કહ્યું : વારૂ ! પણ આવતી કાલનો દિવસ કેવો છે ?

શાસ્ત્રીજીએ જવાબ આપ્યો : આપ બોલ્યા તે બરોબર છે.

ગુરુદેવે હસતાં મોઢે કહ્યું : એમ ?

શાસ્ત્રીજીએ કહ્યું : હા જી એમજ છે !

આ સંવાદ ટુંકો હોવા છતાં અતિગૂઢાર્થથી ભરપુર હતો. શાસ્ત્રીજીને મહારાજશ્રીના જ્યોતિષ અંગેના જ્ઞાનની ખબર હતી, એટલે એ બંને જ્ઞાની મહાત્માએ વળતે દિવસે શું બનવાનું છે, તે જોઇ લીધું અને મહારાજશ્રીએ તો તે પરિસ્થિતિમાં કેમ વર્તવું, એ પણ નક્કી કરી લીધું.

આ સંવાદ થયા પછી તરતજ ગુરુદેવે પ્રત્યાખ્યાન (પચ્ચકખાણ) કરી લીધાં. પં. શ્રી હર્ષમુનિજીને બોલાવી આવશ્યક (પ્રતિક્રમણ) ક્રિયા કરી, પોરસી ભણાવી, સૌને ખમાવી તે જ વખતે આ દેહને કેમ જાણે દેશવટો આપવો હોય, તેમ સ્થિર થઇ ગયા અને કાઉસ્સગ્ગ ધ્યાનમાં બેસી ગયા.

જીવનદર્શન :

વળતા દિવસે પ્રભાતે તો ગુરુદેવની અંતિમ સ્થિતિના સમાચાર ચારે તરફ ફેલાઇ ગયા અને લોકોનાં ટોળેટોળાં ભેગાં થવા લાગ્યાં. એ દિવસ ચૈત્ર વદિ બારસનો હતો. લોકોને તે દિવસે અશાંતિનો પાર ન હતો, ત્યારે જેમની તબિયતના અંગે અશાંતિ હતી, તે ગુરુદેવ તો પૂર્ણ શાંતિ સમાધિમાં બિરાજતા હતા.

આ રીતે, વિ. સં. ૧૯૯૩ ના ચૈત્ર વદિ બારસના દિવસે, વિજય મુહૂર્તે, બરોબર બાર અને ત્રીસ મીનીટે ગુરુદેવે જડ દેહનો ભાર અહિંજ છોડી દેવલોકનો માર્ગ લીધો. મૃત્યુલોક તે દિવસે દીન બન્યો, દેવલોક તે દિવસે ધન્ય બન્યો.

દીવો બૂઝવાઇ ગયો, પણ બૂઝાયેલા દીવાના પ્રકાશનું તેજ ચારે તરફ ફેલાઇ ગયું. આવી મહાન વિભૂતિઓ પોતાની પાછળ એવી સૌરભ મૂકતી જાય છે કે જેની ફોરમ નિરંતર જીવન્ત રહે છે.

ગુરુદેવના જીવન પરથી જૈન સમાજ આજે પણ ઘણું શીખી શકે તેમ છે.



# શ્રી મોહનલાલજી મહારાજશ્રીની ઉપકારસ્તુતિ.

( રાગ— છોડ ગયે બાલમ, મુઝે હાય અકેલા છોડ ગયે )

રચયિતા : કવિરત્ન મુનિશ્રી લલિત મુનિજી

ધન્ય મુનિ મોહન, જેણે સંયમ પાળ્યું, ધન્ય
ધન્ય બન્યું જીવન, નિજ કાજ સુધાર્યું, ધન્ય

બાલ નમે મૂકી માન કૃપાળા, ઝૂકી શીર દયાળા;
ઉજવીએ અમે અર્ધ શતાબ્દી, આનંદ આજ અપારા ।। ધન્ય મુનિ મોહન ।। ૧ ।।

જ્ઞાન મિલા ગુરુ આપ પસાયે, તે સાચા ઉપકારા;
આપતણી કૃપા છે અમપર, બાલ તરે સંસારા ।। ધન્ય મુનિ મોહન ।। ૨ ।।

માત તાતકી ભક્તિ દેખાડી, આપે હો હિતકારા;
સ્વામિ સ્નેહી જે કોઇ આવે, કરીએ ભક્તિ ઉદારા ।। ધન્ય મુનિ મોહન ।। ૩ ।।

ધર્મ કેળવણી આપે બતાવી, એ સાચા સંસ્કારા;
ધાર્મિક જીવન જો થાવે, તો સુધરે વ્યવહારા ।। ધન્ય મુનિ મોહન ।। ૪ ।।

મુંબઇમાંહે આપજ પહેલા, આવ્યા હતા મુનિરાયા;
ધર્મ બીજ આપે વાવ્યું તે, ફળ્યું ખરૂં સુખદાયા ।। ધન્ય મુનિ મોહન ।। ૫ ।।

મુંબઇનિ મુંબઇપરામાં, જ્ઞાન તણી જે શાળા;
જૈન મંદિરો જે બનીયાં, ગણીએ તુમ ઉપકારા ।। ધન્ય મુનિ મોહન ।। ૬ ।।

ધર્મપ્રેમીઓ શિક્ષક સારા, અનુભવીને હિતકારા;
જ્ઞાનદાન આપે છે તેમાં, આપજ છો ઉપગારા ।। ધન્ય મુનિ મોહન ।। ૭ ।।

મુંબઇ શહેરે આપ પસાયે, આવે બહુ મુનિરાયા;
સંઘ ચતુર્વિધ શાન્તિ પાવે, લલિત કહે સુખદાયા ।। ધન્ય મુનિ મોહન ।। ૮ ।।



# गुरु-गुणानुवादः

( स्रग्धरा )

यद्वाचां सिद्धभावः समुदयमनयच्छ्रेष्ठिनं देवकर्णं
स्पर्शाख्या तत्र नीतिः प्रभवति न ततो विस्मयस्यावकाशः ।
सिद्धां वाचं यदीयामनुसरतितरामर्थसङ्गोऽस्त्युदारः
स श्रीमान् मोहनाख्यो जयतु भुवितले भव्यकल्पद्रुरूपः ॥१॥

( शार्दूलविक्रीडितम् )

गच्छैकान्तमुषः प्रशान्तवपुषः शान्तिं समासेदुषः
कर्मोद्धारविधिं प्रतन्य च परां संवेगतां जग्मुषः ।
आदौ मुम्बमुपेयुषः बहुविधां लोकोन्नतिं चक्रुषः
तान्वन्दे मुनिसत्तमान् प्रमुदितः श्रीमोहनाख्याजुषः ॥२॥

( शिखरिणी )

श्रियाढ्यां श्रीपूज्यां चरणगुणरिक्तां च सुव्रहां
प्रवीक्ष्यैवं दीक्षां भृशमपरितुष्टः स समभूत् ।
गुणैश्चेद् नो कार्यं विफलमिह वेषोपकरणं
यतोऽभीष्टार्थाप्तिः कृतिगण इहास्त्याग्रहपरः ॥३॥

( शार्दूलविक्रीडितम् )

ज्ञानारण्यमृगेन्द्रभावनिपुणः यो वै चिदानन्दभृत्
यं नित्यं महितं मुदा गुणिवरं ध्यायन्ति भक्तिस्पृहः ।
यस्याऽऽजानुसुलम्बमानललितं बाहुद्वयं राजते
सोऽयं सात्त्विकताधिवासितमना जीयान्मुनिर्मोहनः ॥४॥

रचयिता—

—मुनिश्री मृगेन्द्रमुनिजी



## ॥ चरित्रनायकस्तुत्यष्टकम् ॥

(द्रुतविलम्बितवृत्तम्)

सुयशस्वियशोमुनिहर्षमुनि—
　　मुखशिष्यवरार्चितपत्कमलम् ।
मुनिमोहनमोहनलालगुरुं,
　　प्रणमामि मुदा सुगुरुं तमहम् ॥ १ ॥

खरपञ्चमहाव्रतमूलगुणो—
　　त्तरसद्गुणसन्मुनिताऽस्य गुरोः ।
परिभाति मुनावधुनाऽपि जने,
　　प्रणमामि मुदा सुगुरुं तमहम् ॥ २ ॥

भविपूज्यजिनेश्वरशिष्टिकरं,
　　समयाचरणं मुनिताक्रियया ।
निरवद्यसुनिर्मलवृत्तिधरं,
　　प्रणमामि मुदा सुगुरुं तमहम् ॥ ३ ॥

यतितां प्रविहाय यकेन सुवि—
　　हितसाधुपथं विशदं सुधृतम् ।
समताशमतादिगुणौघभृता,
　　प्रणमामि मुदा सुगुरुं तमहम् ॥ ४ ॥

अवलोकितभक्तजनोऽप्यधुना,
　　श्रुतिमार्गगतान् हि यदीयगुणान् ।
अनुमोदयते प्रविकाशयते,
　　प्रणमामि मुदा सुगुरुं तमहम् ॥ ५ ॥

अधुनाऽपि यदीयसुकीर्त्तियशः—
शुभवासनवासितभक्तजनः ।
इह भाति निरीहसुभावधरं,
प्रणमामि मुदा सुगुरुं तमहम् ॥ ६ ॥

उपदेशसुचान्द्रिकया भविक—
कुमुदानि विकाश्य गतस्सुदिवम् ।
इह यो जिनशासनचन्द्रसमः,
प्रणमामि मुदा सुगुरुं तमहम् ॥ ७ ॥

चरणे करणे गुरुशिष्यगणो,
गुरुदेवसुभक्तिकरो निपुणः ।
अजनिष्ट जिनागमिकावगमे,
प्रणमामि मुदा सुगुरुं तमहम् ॥ ८ ॥

मुनिमोहनशिष्यकराजमुनि—
लघुशिष्यकपाठकलब्धिमुनिः ।
गुरुसद्गुणगुम्फितसंस्तवनं,
विदधे जिनरत्नगुरोः कृपया ॥ ९ ॥

रचयिता—
उपाध्याय श्री लब्धिमुनिजी





## ॥ श्री मोहनाष्टकम् ॥

सर्वत्र यो 'मोहनलालजी' ति,
प्राप्तः प्रसिद्धिं परमां महात्मा ।
स्वर्गं गतं सच्चरितं पवित्रं,
नमामि नित्यं मुनिमोहनं तम् ॥ १ ॥

श्रीभारतेऽस्मिन् मथुरासमीपे,
श्रीसुन्दरीबादरमल्लपत्नी ।
सूते स्म यं चन्द्रपुरे सुयोगे,
नमामि नित्यं मुनिमोहनं तम् ॥ २ ॥

नैमित्तिकात् स्वप्नफलं विबुध्य,
त्यागी स्वपुत्रो भवितेति मत्वा ।
तौ पश्यतो द्वौ पितरौ सुतं यं,
नमामि नित्यं मुनिमोहनं तम् ॥ ३ ॥

धैर्यं समालम्ब्य विहाय शोकं,
श्रीरूपचन्द्राय सुतं समर्प्य ।
सोढो वियोगः कठिनश्च यस्य,
नमामि नित्यं मुनिमोहनं तम् ॥ ४ ॥

प्राप्ते यतित्वे हृदयं सशल्यं,
ज्ञाता प्रबुद्धो भजते विरागम् ।
यस्तु क्रियोद्धारतया दिदीपे,
नमामि नित्यं मुनिमोहनं तम् ॥ ५ ॥

संवेगरंगेन स रंगितात्मा,
प्रशांतमूर्तिर्विजहार नित्यम् ।
भव्याय जातो य इहोपकारी,
नमामि नित्यं मुनिमोहनं तम् ॥ ६ ॥

महात्मनां सूर्यपुरे तथाऽस्यां,
यहोपकारः पुरि मोहमय्याम् ।
जातोऽस्ति तेषां खलु यो हि मुख्यो,
नमामि नित्यं मुनिमोहनं तम् ॥ ७ ॥

सन्मान्यो मुनिमोहनो मुनिवरं तं मोहनं भो ! भजे !
संजाता मुनिमोहनेन जनता धर्म्या च तस्मै नमः ।
पुण्यश्रीमुनिमोहनाय मुनिवन्मुम्बाऽधुना मोहनाद्,
भूयान्मे मुनिमोहनस्य शरणं भक्तिश्च मे मोहने ॥८॥

विजयचन्द्र मोहनलाल शाह



# અર્ઘ્ય

( મંદાક્રાન્તા વૃત્ત )

( ૧ )

જેની મૂર્તિ નિરખી નજરે શાંતતાથી ભરેલી,
જેની દૃષ્ટિ પ્રશમરસના વેગને રે વરેલી;
જેણે વાણી વિમળમતિના રંગથી તો વધારી,
એવા શ્રીમન્ મુનિજી! તમને વંદના હો અમારી.

( ૨ )

પૂર્વે મુંબઇ નરકપુરી છે એમ કેઇ માનતા'તા,
એવા કાળે પ્રથમ પગલાં આપશ્રી ધારતા'તા;
જેણે આવી જનગણમહિં ધર્મવૃત્તિ વધારી,
એવા શ્રીમન્ મુનિજી! તમને વંદન હો અમારી.

( ૩ )

જેણે પૂર્વે યતિજીવનને આચર્યું'તું તથાપિ,
સંવેગિની જીવનસરણી જાગતા વેંત થાપી;
જેને લાગી પરિગ્રહદશા દોષવાળી અકારી,
એવા શ્રીમન્ મુનિજી! તમને વંદના હો અમારી.

( ૪ )

જેણે બોધ્યો જનગણ બહુ પાઠશાળા સ્થપાવે,
જેણે બોધ્યો જનગણ ઘણી મૂર્તિઓને ભરાવે;
જેણે બોધ્યો જનગણ કરે કામ કલ્યાણકારી,
એવા શ્રીમન્ મુનિજી! તમને વંદના હો અમારી.

( ૫ )

મુંબઇ જેવી નગરીમહિં જો દીસતો હોય ધર્મ,
સર્વે માને પુનિત પગલાં આપના એ જ મર્મ;
જેનું આશીર્વચન સહુને થાય કલ્યાણકારી,
એવા શ્રીમન્ મુનિજી! તમને વંદના હો અમારી.

( ૬ )

જેણે મુંબઇ સુરત સરખાં કૈક ધામો ઉજાળ્યાં
જેણે ઉંચા પથ પર રહી સર્વ સન્માર્ગ વાળ્યા;
જેણે ટાળી દુઃખમય દશા લોક લીધા ઉગારી,
એવા શ્રીમન્ મુનિજી ! તમને વંદના હો અમારી.

( ૭ )

મેં જોયા'તા મુનિજી તમને લબ્ધિસંપન્ન જ્યારે,
મેં નામ્યું'તું મુનિજી ચરણે શીશ મારૂં જ ત્યારે;
જેને અર્ધી સદી ગઈ છતાં સંસ્મરે લોક ભારી,
એવા શ્રીમન્ મુનિજી ! તમને વંદના હો અમારી.

( ૮ )

દેવો ! આપો સરલમતિના લબ્ધિસંપન્ન સાધુ,
દેવો ! આપો સુવિહિત સુધા ભાવનાશીલ સાધુ;
આજે જેની પ્રતિ પરમ છે પૂજ્ય દૃષ્ટિ અમારી,
એવા **મોહન** મુનિજી ! તમને વંદના હો અમારી.

ભાવજી દામજી શાહ



# જ્ઞાનમૂર્તિ ગુરુદેવ

( રાગ—શંકરા કલ્યાણ )

પરમ જ્ઞાનમૂર્તિ ૐ

અલખ આત્મયોગિ ૐ, નિજાનંદ ભોગી ૐ;
જગવી જીવન જ્યોતિ ૐ, જન્મના એ જોગી ૐ.
પરમ જ્ઞાનમૂર્તિ ૐ. ૧

પંચ મહાવ્રત રસાળ, સ્વપર દયા પ્રતિપાલ;
આત્મજ્યોતિ રખવાળ, **મોહનલાલજી** મહારાજ,
પરમ જ્ઞાનમૂર્તિ ૐ. ૨

બ્રાહ્મણ કુલ જૈન ૐ, વચન સિદ્ધ વીર ૐ,
ચમત્કાર મૂર્તિ ૐ, વરદ હસ્ત કીર્તિ ૐ.
પરમ જ્ઞાનમૂર્તિ ૐ. ૩

શારદ શ્રુત જ્ઞાન ૐ, પલ પલ સજાગ ૐ;
રગ રગ વિરાગ ૐ, ગુરુ શ્રી **મોહનલાલજી** ૐ.
પરમ જ્ઞાનમૂર્તિ ૐ. ૪

ધર્મ ધ્વજ લહર દિગંત, સુરત ઉદ્ધાર્યું સંત;
તાર્યું મુંબઇ ભગવંત, શાસન સુભટ મહંત.
પરમ જ્ઞાનમૂર્તિ ૐ. ૫

સુરત સમાધિરાજ, વીત્યા વર્ષ શું પચ્ચાસ;
ઉત્સવ સુવર્ણ આજ, મણિ મુંબઇ લાલબાગ.
પરમ જ્ઞાનમૂર્તિ ૐ. ૬

પાદરાકર

[ વિ. સં. ૨૦૧૩. ૫૦ મી સ્વર્ગારોહણ તિથિએ ગવાયેલ ગીત ]



# શ્રી મોહનમુનિ પ્રશસ્તિ

( હરિગીત )

અવતીર્ણ કરુણાસિંધુની સાત્વિક દયામૃત વર્ષિણી,
વૃત્તિ ધરાવે શાંત શશિસમ પ્રેમભક્તિ વિવર્ધિની;
જ્યાં ક્રોધ હાર્યો લોભ નાઠો કામ મુખમાં તૃણ ધરે,
**મોહન**મુનિની વૃત્તિ મધુરી ભવિકજનના મન હરે. ૧

પંચેન્દ્રિઓ સેવા કરે જસ આત્મ વૃત્તિ જાગતી,
નવવિધ અલૌકિક બ્રહ્મચર્યા ગુપ્તિ ગુણમણિ દીપતી;
શુચિતર બને વૃત્તિ ભવિકની દર્શને જસ આદરે,
**મોહન**મુનિની વૃત્તિ મધુરી ભવિકજનના મન હરે. ૨

જસ દર્શને મન મોહિની મોહન મનોહર ભાવના,
સાગર વધે શશિદર્શને તિમ ભવિક મન સંવેદના;
મુનિ દેશનાથી બોધ પામી સરલભાવે ભવ તરે,
**મોહન**મુનિની વૃત્તિ મધુરી ભવિકજનના મન હરે. ૩

મન મોહિની મૂર્તિ મનોહર મધુર મોહનમુનિ તણી,
વાણી મધુર પીયૂષધારા ભવિકજન મન હારિણી;
મુંબાપુરીની જૈન જનતા મુગ્ધ થઇ જસ આદરે,
**મોહન**મુનિની વૃત્તિ મધુરી ભવિકજનના મન હરે. ૪

સહવાસ સેવા વિમલ સમકિત ગુણ ઘણાએ આદર્યા,
ધન્ય ધન્ય તે જિન માન્ય આત્મિક ભક્તિ ભાવો સહુ વર્યા;
સાધુજનો ચિત્ત વિવિધભાવે ગુણ ભલા છત્રીસ ધરે,
**મોહનમુનિની** વૃત્તિ મધુરી ભવિકજનના મન હરે. ૫

બાલેન્દુ
( સાહિત્યચન્દ્ર બાલચંદ હીરાચંદ )



# અંજલિ

આતમમાં રમનાર મોહન પરમ પર ઉપગારી,
વાગી રહી છે ગુણની વીણા ઓ મોહન ગુરૂ તારી.

ગુંજી રહ્યા છે શબ્દ સેવાના અજબ શક્તિ હતી તારી,
મોહન તારી વાણી આજે આનંદ ઉર ભરનારી.

પગલે પગલે શાસન સેવા દિલમાં ધગશ બહુ ભારી,
દેશો દેશમાં ફરી ફરીને સેવા કરી ભાવધારી.

સાહિત્ય પ્રેમી જ્ઞાન પિપાસુ વાતો કરી પડકારી,
પ્રભુ મહાવીરનો સંદેશો સંભળાવ્યો ઉમંગધારી.

જ્ઞાન ધ્યાનની મસ્તી દિલમાં વહેતી હતી એકધારી,
એ મસ્તીની અજબ ખુમારી હતી મોહન ગુરૂ તારી.

મનુષ્ય કર્તવ્ય શું છે તેની વ્યાખ્યા સમજાવી સારી,
વચનોમાં ગુરૂ અમૃત ઝરતું વાણી મધુરી તારી.

મોહન તારી મીઠી વાણી જ્યોતિ પ્રગટાવનારી,
સેવા બજાવી જૈનશાસનની મોહન તેં એકધારી.

જ્ઞાન ખજાનામાં ઓ **મોહન** અમર યાદી છે તારી,
ગરીબ તવંગર સરખા ગણીને ધર્મ સંભળાવ્યો ભારી,

મુંબઇ નગરે લાલબાગમાં નિપુણ ભક્તિ વધારી,
લલિત હૈયે અંજલી અર્પી ગાવે ગણેશ ગુણધારી.

—ગણેશભાઈ પરમાર.



# ક્રાંતિના કુમારને

ક્રાંતિ–
શ્રમિત, નિરાશ બાવરી
ઘર ઘર ભટકતી
હૈયા ભારી
ચિનગારી તીખી
મહા જોગમાયા
ખપ્પર લઈ હાથમાં
મા બારણે
ભીખ માગેઃ–
“કોઈ દો લાલ તમારો
ધરા શાસનની
ધરબાય છે.”

હાક સુણી ક્રાન્તિની
શશીગોળો ધસ્યો
સુંદરીના સ્મિતમાં
સફાળી જાગી બેઠી
ચિંતવે; સુંદરીઃ–
“જાગશે જાગશે જરૂર કોઈ
કાળના પડ ચીરી
આવશે જરૂર કોઈ.”

ને........
દિવસો ગયા
વાયા વૈશાખી વાયરા
ધરા કંપી ઊઠી
કારમી ચીસે
પણ
ઘડીક એ તો

વાયુ વીંઝે છે વીંઝણો
ને તારા ફરે છે તાલમાં
ગરબો ઘૂમતી ચાંદનીઃ–
“પધારો
પ્રેમપુંજ પધારો
છકુીના ખેલૈયા
મોહન પ્યારા
પધારો પધારો.”

ક્રાંતિનું સંતાન
**મોહન**
મંગલભાવિનું એંધાણ
**મોહન**
વીર શાસનનું કલ્યાણ
**મોહન**
ચીનગારીનું તેજલજ્યોત
**મોહન**
‘સુંદરી!’
ગુરૂની એ અગમવાણી
‘ધરી દે વીર ચરણે
લાલ તારો વીર થાશે..”

....ને
સુંદરી–બાદરમલ્લે
ધર્યો સુત સંતને.

**મોહન**
માટીનો હવે એ
માનવ નથી
યોગની ખાકનું
એ ફુલ છે હવે.

સંસાર કળી
ખતમ થઈ છે
ને ખીલી છે
જ્ઞાન પાંખડીઓ
પ્રસરી છે સુવાસ
નિર્મળ નિર્મમ
ચારિત્ર્યની
તપના તેજરંગ છે

ને નર્તન કરે છે
અંગ અંગ
આરાધના સાધનાના.

**મોહન**
યતિ મોહન
વિચરતાં
ગામ ગામે
ઘૂમી વળે
માલોમની
શેરી શેરી
હતી
કાળઘડી એ
ગયા ગુરૂ
જોડ તૂટી પાંખ તૂટી
પડ્યો પંથ પાધરો

ઘમ્મર વલોણું ઘૂમતું
યતિના ચમમાંઃ–
"ના ના આ ધર્મ ના
આ વેષ આ કેશ ના
ના ખપે રંગ આ
ના ખપે સંગ આ
ભલે લીધો, ભલે રાખ્યો
ભૂલ્યો ભટક્યો ભલે ભલે
હવે તો એ જ પંથ
એ જ મંઝિલ
યતિ ???
ના ના ના કદી નહિ
મનીશ હું તો
સાધુ સંવેગનો....
અને દડમજલ કરી
સાધુતાની સડક પર,

હા–
રણહાક નથી જબાનમાં
પડછંદ દેહશોભાય ના
કલમ કારીગરી કોઈ ના
જાદુગરી હાથની ય ના
કંકાલ, સાવ કંકાલ
હાડપિંજર
નસ હાડકાંનો ભુલૈયો
યોગી
સંત તપસ્વી
**મોહન**
મહામુનિ એ તો.
હૈયે એને
ધીમી ધખે છે
જ્યોત ક્રાંતિની.

સવારે
એક સવારે
હવા કાગારોળ કરે છે
ધમ પછાડા છે ધરતીના
કૈંક વેણ કડવા
કૈંક તીખી નજર
ઉપાલંભો ને અવહેલના
સંગી એ સૌને કરી
પગલી પાડે
મુનિ મહંત
**મોહન** મુંબઈના
મેદાનમાં.

નજર એની
જ્યાં જ્યાં ફરે છે
શબ્દો એના
જ્યાં જ્યાં સરે છે
વિલાસના જામ થંભે છે
પાપના પથરા ખસે છે
રાતી ચોળ આંખો
જ્ઞાનના તેજ આંજે છે
અને–
મુંબઈ મહેરામણમાં

પતાકા જૈન ધર્મની
ગગન ચુંબન કરે છે
વળી
મહાવીરના જયનામનો
ત્યાં
જયનાદ ગુંજે છે
ઘંટનાદ ને કલશોર
ધર્મના ત્યાં
ઘર ઘર ગુંજે છે.

પહેલો
સૌ પહેલો હતો એ
પુરોગામી
અનંત વણઝારનો એ
**મોહન મુનિ**
પહેલો પગી
મુંબઈની પગથારનો
દીવાલો સાંકડી જુની
ધર્મની તોડી કોડી
કેડી મોહમયીની
ખૂંદનાર
**મોહન**
પહેલો હતો એ.

ધબકતુ રાક્ષસી હૈયું
**મુંબઇ**
મોહનમાળા જપે છે

ઘૂઘવતા અરબી સમંદરના
મોજાની હર પછડાટમાં
"મોહન" "મોહન"ના
નાદ ગુંજે છે.
છબી છે અક્ષત અંકિત
એ પથ્થરોના કાળજામાં
ધમણના હર ધબકારમાં
**"મોહન" "મોહન"** ના
જાપ જાગે છે.

ક્રાંતિના
એ કુંવરને
શાંતિના
એ મહાસંતને
ધર્મના
મહા ધૂનીને
અલખની આહલેકના
ખાખ જોગી
દિવ્યાત્મા
મહામુનિ મહંત
**મોહન મુનિ**

મમ રંક દલિતની
શત કોટી કોટી
વંદના વં..દ..ના.
વં....દ....ના.

ગુણવંત એ. શાહ





# श्रद्धांजली

पूज्य तुम्हारे यशोगान लिख, कलम हमारी धन्य हुई,
क्योंकी तेरी दिव्य शक्ति, जन जागरणमें साकार हुई ।
समता सभ्य अुदार स्वरो में, तेरी वाणी अमर हुई,
श्रमण संस्कृति अुपदेशोकी, झांकी जिसमें प्रकट हुई ॥१॥

श्री शोभा की तरह तुम्हारी, कीर्ति जगमें छायी थी,
वाणी वीर प्रभु की दे कर, सुखद 'शांति' फैलायी थी ।
पूर्व दिशा की सूर्य किरण सी, ज्योति तुमने पायी थी,
मोहतिमिर अज्ञान राह की, वेडी तुमने तोडी थी ॥२॥

मोहन जैसा नाम तुम्हारा, ब्रह्मचर्य को पाया था,
सकल संघ को धर्म मार्ग का, जिसने बोध कराया था ।
तू अध्यात्म योग मार्ग का, अेक चमकता तारा था,
दिव्य रत्न की भांति तूने, प्रखर ज्ञान फैलाया था ॥३॥

मुनि की सौम्य मूर्ति धारण कर, क्रियोद्धार कहाये थे,
यति से मुनि संवेगी वनकर, सम्यग् दर्शन पाये थे ।
घूम घूम कर जन मानस को, मुक्तिमार्ग वताते थे,
मिथ्यात्वी को राह दिखाने वाले संत निराले थे ॥४॥

श्रद्धा अंजली भाव पुष्प की, शब्दो में है व्यक्त हुई,
मोहन मुनि के चरण कमल में, भक्ति भाव से अर्पित हुई ।
पाकर अैसे मुनि रत्न को, धरती माता धन्य हुई,
जिन के गुण गौरव को गाकर, कविता मेरी सफल हुई ॥५॥

शांतिलाल सुराणा. M. Com.
(साहित्यरत्न संगीतरत्न, साहित्य सुधाकर,
अर्थरत्न, राजनीतिरत्न.)





## गुरु-स्तुतिः

### ( १ )

### । अष्टदलकमल-बन्धः ।

श्लोकः-

**मोह-ग्राह-द्रह-द्रोह,-वह ! स्नेह-नह-ग्रह ! ।**
**मोद-ग्रामे द्रवद्रोषे, वस स्नेह-नयं ग्रस ॥**

अन्वयः—

[हे] मोह-ग्राह-द्रह-द्रोह-वह ! [हे] स्नेह-नह-ग्रह ! [मोहन ! अस्माकं] स्नेह-नयं ग्रस । द्रवद्रोषे मोद-ग्रामे [ च त्वं ] वस ॥

व्याख्याः-

मोहरूपो यो ग्राहः—मकरः तस्य यो द्रहः-ह्रदः-स्थानं तेन सह द्रोहस्य—विद्वेषस्य यो वहः-प्राप्तिः यस्य तत्सम्बुद्धौ । तदा स्नेहरूपो यो नहः—बन्धः तस्य कृते यो ग्रहः- ग्रहज-नितपीडेव पीडाकारकः तत् सम्बुद्धौ । ईदृश हे मोहन ! त्वं अस्माकं स्नेहस्य-अभिष्वङ्गस्य यो नयः—उद्रेकः तं ग्रस । अथ च द्रवद्रोषे नाम यत्र रोषस्य-क्रोधस्य द्रवो-विनाशो भवति तादृशे निर्मले निर्विकारे मोदग्रामे-मुक्तिपुरे वस । अयं भावः-हे मोहरूप-मकरालय-विद्वेषप्राप्त ! रागोद्रेक-निवारक ! मुनिमतल्लिकमोहन ! त्वं अस्माकं राग-बन्धनं विनाशय । अथ च रोषरहिते निर्मले मुक्तिपुरे निवासं कुरु ॥





( २ )

## । मुरज ( मृदंग ) बन्धः ।

श्लोकः-

**मोह–नाग ! विना रम्यं, मोहनाख्यमनारतम् ।**
**तं रनामवनाय त्वं, स्मर नाग–विनायकम् ॥**

अन्वयः-

[हे] मोहनाग ! त्वं रनां अवनाय नाग–विनायकं मोहनाख्यं अनारतं रम्यं विना स्मर ।

व्याख्या-

[हे] मोहनाग ! नाम आत्मनो मोहहस्तिन् ! त्वं रनां–निजसञ्चाराणां, इतस्ततो भ्रमणशीलानां विचाराणां अवनाय-संरक्षणाय-वारणाय; नागविनायकं–स्वजातीयदुर्जनसामान्यानां शासकं, मोहनाख्यं–श्रीमन्मोहनलालजीति मुनीश्वरं; अनारतं–सततं रम्यं विना–रमणीयताशून्यं नाम शरीर–सौन्दर्यात्मीयभावादिं विना स्मर–स्मृतिविषयंकुरु शरणंश्रयेतिवा । अयमाशयः- इह भव्यात्मानं सम्बोधयन् स्वस्मिन् स्थितं मायामोहहस्तिनमुद्दिश्याऽऽचष्टे स्तुतिकारः— यत् हे मम मोहकरिन् ! त्वं निजस्य इतस्ततो विहरण–शीलानां–परमार्थतः कर्तव्यं विस्मृत्य अकर्मणि प्रवृत्तानां विचाराणां वारणाय सर्वविधमान–माया–मोह–ममत्वमतिरूपहस्तिनां अङ्कुशनिभ–स्वोपदेशगिरा शासकं श्रीमोहनलालाभिधं मुनिराजं, तस्मिन् सामान्यपुरुषबुद्धिं परित्यज्य निरन्तरं भज–सेवस्व; यतस्ते दुर्बुद्धेर्विनाशः–संक्षयः स्यादिति गम्यते ।





અષ્ટદલ કમલ




મુરજબંધ




[ ૧ ]

**વિક્રમની** ઓગણીસમી સદીનો એ અસ્તયુગ હતો. વીસમી સદીના આરંભકાળને હવે ફક્ત તેર જ વરસનું છેટું હતું.

વીસમી સદીના શ્રમણ ઈતિહાસમાં જેમની ઉજ્જવળ કારકિર્દી સુવર્ણાક્ષરે અંકિત બની ગઈ અને જેઓ સાચા અર્થમાં યુગપુરુષ હતા અને શાસનના અડીખમ સ્તંભ સમા હતા; એવા એ મહારથીઓને મેળવીને જૈન સમાજ ખરેખર બડભાગી બની ગયો. અને એ તો આજે કહી શકાય તેમ છે કે, એ બે વિભૂતિઓ આપણને ન મળી હોત તો આજે જે મગરૂરી આપણે લઈ શકીએ છીએ તે ન લઈ શકાત. સમાજની કરોડરજ્જુ આજ સુધી ટટ્ટાર રહી છે તે રહી ન શકત! અધવચ્ચે જ કાં તો એ ભાંગી જાત!!

સમયના ત્યારે આવા એંધાણ હતાં. સમય સ્વયં સજીવ બની ભાવિ પેઢીને પડકાર કરી રહ્યો હતો કે:—

" સાવધ બનો.

" સંગઠન જમાવો, એક બનો.

" માત્ર રાજકીય આઝાદીથી જ સંતોષ ન માનતાં મૂળ અર્થમાં આઝાદીને સમજી જીવનનાં દરેક ક્ષેત્રમાં તેને જીરવી જાણો; નહિ તો એ એકાંગી આઝાદી તમારા ધર્મ ઉપર બળવો પોકારશે. તમને અને સમાજને એ છિન્નભિન્ન કરી નાખશે અને સારાય રાષ્ટ્ર તેમજ સમાજમાં એક ઝેરી હવા ફુંકી જશે...."

સમયના આ પડકારને બે વિભૂતિઓએ ઝીલી લીધો. પહેલી વિભૂતિ તે શ્રી પૂ. **આત્મારામજી મહારાજ** સાહેબ! તેમના પંજાબી લોહીમાં ક્ષાત્રત્વની વીરતા ચમકારા મારતી હતી.

બીજી વિભૂતિ તે આપણા ચરિત્રનાયક! પૂ. મુનિશ્રી **મોહનલાલજી મહારાજ**!!! બ્રહ્મતેજની અપૂર્વ આભા પ્રગટતી હતી તેમના તનબદનમાંથી. બંનેના વ્યક્તિત્વ અદ્ભુત હતા.

**ક્ષાત્રતેજ એ ક્રિયાનું પ્રતીક છે, જ્યારે બ્રહ્મતેજ એ જ્ઞાનનું પ્રતીક છે.** આ બંનેના સુભગ સંયોગ વિના મુક્તિની કોઈ જ યુક્તિ નથી. મુક્તિ–સ્વાતંત્ર્ય–આઝાદી જે કોઈ મેળવે છે તે ક્ષાત્રતેજ અને બ્રહ્મતેજ યોગથી જ મેળવે છે.




[ ૨ ]

જેમ સમયને–કાળને પોતાની મહત્તા હોય છે તેમ દેશને–ભૂમિને પણ પોતાની મહત્તા હોય છે. તેમાં પણ જે ભૂમિ મહાપુરુષોના પગલાંથી પાવન થએલી હોય, ધર્મપ્રચારનું કેન્દ્ર બનેલી હોય, વિવિધ તીર્થોથી વિભૂષિત હોય, સાહિત્ય અને કલાની ભવ્ય સમૃદ્ધિ સાચવી રહેલ હોય તે ભૂમિ તો ખરેખર પાવનકારી જ છે.

**મથુરા** એ એક એવી જ નગરી છે. શૂરસેન દેશની મહારાણી ગણાતી આ નગરીની સાથે **જૈન** ઈતિહાસના અનેક સંસ્મરણો જોડાયેલાં છે. એક જમાનામાં તે **જૈન**ધર્મના પ્રચારનું મુખ્ય કેન્દ્ર હતી. ત્યારે તે સુંદર કલામય સ્તૂપો ને ચૈત્યોથી તે જોનારનાં દિલ પકડી રાખતી હતી. શ્રી **સુપાર્શ્વનાથ** ભગવાનનો સુવર્ણ સ્તૂપ તે સર્વમાં અલગ તરી આવે છે. દેશ–વિદેશના લોકો એની યાત્રા કરવામાં જીવનની ધન્યતા સમજતા હતા. અંતિમ કેવળી શ્રી **જંબૂસ્વામિ**નું ત્યાં અનેક મુનિવરો સાથે નિર્વાણ થયું હતું. અને તેઓની પુણ્યસ્મૃતિમાં **જૈન** સંઘે ત્યાં અનેક ચૈત્યો તેમજ સ્તૂપો બંધાવ્યા હતા.

આ નગરી સાથે ઈતિહાસનો એક મહત્ત્વનો તેમજ યાદગાર પ્રસંગ જોડાયેલો છે. **વીરનિર્વાણ** પછી લગભગ છસો વરસ બાદ ભારતમાં એક મોટો દુષ્કાળ પડ્યો. આ દુષ્કાળે અનેકનાં જીવન ચૂસી લીધા, અને અનેકનાં જીવન લઈ લીધાં. શ્રમણો પણ તેના આ ભરડામાંથી બાકી ન રહી શકયા. દીર્ઘાયુષી શ્રમણોની સ્મરણ શક્તિ ઘસાવા લાગી. આથી આનો મોટો ફટકો **શ્રુતજ્ઞાન** પર પડ્યો. એ જ્ઞાનનો હ્રાસ થતો ચાલ્યો. શેષ શ્રુતમાં પણ પાઠ ભેદો, અશુદ્ધિઓ વગેરે આવવા લાગી. તે વખતે પૂજ્ય આચાર્ય ભગવંતો સમક્ષ એક સમસ્યા આવીને ઉભી રહી : “શ્રુતનું રક્ષણ શી રીતે કરવું ? અને શુદ્ધિ શી રીતે મેળવવી ?” દીર્ઘદૃષ્ટા **આર્યસ્કંદિલાચાર્યે મથુરામાં** શ્રમણસંઘને ભેગો કર્યો અને ત્યાં સૂત્રોની પુનઃવ્યવસ્થા કરી. **વીરનિર્વાણ**ની બીજી સદીમાં જિનાગમોની પ્રથમ વાચના **પાટલીપુત્ર**માં થઇ હતી એટલે આ વાચના બીજી ગણાય છે.

આજ-અરસામાં સૌરાષ્ટ્રમાં **વલ્લભીપુર**માં સ્થવિર **નાગાર્જુને** પણ સૂત્ર વ્યવસ્થાનું કામ હાથમાં લીધું હતું. અને તેમણે પણ સૂત્રોની પુનઃવ્યવસ્થા કરી. તે વાચના ત્રીજી અને છેલ્લી

હતી. ત્યાર પછી કોઇ વિશેષ વાચના થઇ નથી. છેલ્લી બે વાચનાઓ અનુક્રમે **મથુરા** અને **વલભી**ની ગણાય છે.

વી. નિ. સં. ૯૮૦ માં **શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે** મૌખિક શ્રુતોનો નાશ થતો જોઇ લેખન પ્રથાનો ઉપયોગ કર્યો. આ રીતે તેમણે માથુરી વાચનાનો પુનરુદ્ધાર કર્યો અને **નાગાર્જુનીય** વાચનાને પાઠભેદોમાં સમાવી લીધી.

સને ૧૮૭૧ થી ૧૮૯૬ સુધી મથુરામાં **જનરલ કનિંગહામ, મિ. ગ્રોસ, ડો. બર્જેસ,** તથા **ડો. ફુહરર** જેવા કુશળ પુરાતત્ત્વવિશારદોની દેખરેખ નીચે ત્યાં (મથુરા) ખોદકામ ચાલ્યું, તેમાં **જૈન** સ્તૂપો, શિલાલેખો, આયાગપટો તથા મૂર્તિઓ મોટા પ્રમાણમાં મળી આવી હતી. જે મથુરાની પ્રાચીનતા તથા ઐતિહાસિક બાબતો પર ઘણો સારો પ્રકાશ પાથરે છે.

મથુરાની આસપાસનો પ્રદેશ સુરમ્ય છે. પ્રાકૃતિક સૌન્દર્યથી તો એ છલોછલ છે. અને ત્યાં પ્રેમભક્તિના અણમોલ રંગ પથરાયેલા છે. વ્રજભૂમિનાં નામથી તે આજ મશહૂર છે, અને દરવરસે લાખોની સંખ્યામાં યાત્રિઓ અહીં આવી પોતાની જીંદગીને ધન્ય બનાવે છે. શ્રી કૃષ્ણનું શૈશવ આ ભૂમિ પર જ પૂરુ થયેલું. આથી વૈષ્ણવોનું તો તે તીર્થધામ બન્યું છે અને ઘણા તો એવી ઝંખના સેવે છે કે, શેષ જીવન બસ આ ધરતી પર જ પૂરું થાય એ જ કામનાને ચરિતાર્થ કરતું ઘણાં પેલું ભજન ગાય છે કેઃ—**"વ્રજ વ્હાલું રે... વૈકુંઠ નહિ આવું રે..."**

વ્રજભૂમિની ખરી શોભા તો તેના ગામડામાં છે. ગોકુળ પણ એક ગામડું જ છે ને! એની જ હરોળમાં બેસતું બીજું ગામ છે, **ચાંદપુર**! આપણા ચરિત્રનાયકની એ જન્મભોમ છે.

મથુરાથી વાયવ્યદિશામાં ચાલીશમાઇલના અંતરે આવેલા આ ચાંદપુર ગામમાં વિવિધ જાતિના લોકો રહેતા હતા. તે બધામાં પંડિત **બાદરમલ્લ** એક અનોખી વ્યક્તિ હતા. તે તેમના વિદ્યાવ્યાસંગ, ઉદારતા, ધૈર્ય, પરોપકાર વગેરે ગુણોથી તે સૌથી જુદા તરી આવતા હતા.

તેઓ **સનાઢ્ય** બ્રાહ્મણ હતા. તેમના કુળધર્મના આચાર પ્રમાણે પોતાનો જીવન વ્યવહાર ચલાવતા હતા. ચાંદપુરના બાળકથી માંડી વૃદ્ધ સુધી સૌ નાની–મોટી વ્યક્તિ તેમને એક પૂજ્યભાવથી જોતી હતી અને અવસરે સત્કારતી પણ હતી.

આ પંડિતજીની પત્નીનું નામ **સુંદરી** હતું. સુંદરી ખરેખર નામને સાર્થક કરે તેવી જ હતી. બાહ્ય સૌન્દર્ય તો તેનામાં હતું જ પરંતુ તેનું ઝગારા મારતું સૌન્દર્ય તો તેના સંનિષ્ઠ શીલમાં હતું; અને એ તો હકીકત છે કે બાહ્ય સૌન્દર્યને વણસતાં કે બગડતાં વાર નથી લાગતી. જ્યારે શીલ એ આંતરિક સૌન્દર્ય છે અને તે કદી વણસતું નથી, એનો મઘમઘાટ હરહંમેશા પ્રફુલ્લિત ને સુવાસિત રહે છે.

બાદરમલ્લ અને સુંદરીનો સંસાર સ્નેહસભર હતો, સુખી હતો અને આદર્શમઢ્યો હતો. તેઓ એકબીજામાં ઓતપ્રોત બન્યા હતા, એકનું સુખ એ બીજાનું સુખ હતું, બીજાનું દુઃખ એ પણ એકનું જ દુઃખ હતું. આત્મીયતા એ તેમના દાંપત્ય જીવનની વિશિષ્ટતા હતી.

ઉનાળાની રાત હતી, મળસ્કુ થવાને હજુ થોડી વાર હતી, સુંદરી હજી સૂતી હતી, ત્યાં તેણે ઉંઘતી જ આંખે પૂર્ણિમાના ચંદ્રને પોતાના મુખમાં પ્રવેશ કરતો જોયો. તે સફાળી જાગી ગઇ. તરત જ તેણે પોતાના પાલવના છેડે એક ગાંઠ વાળી. લોકમાન્યતા એવી છે કે શુભ સ્વપ્ન આવતાં જો ગાંઠ મારી દેવામાં આવે તો તે સ્વપ્ન અખંડ ને અક્ષય બની રહે છે.

મનુષ્ય શ્રદ્ધાનો બનેલો છે અને ખરેખર એ શ્રદ્ધા ગજબ કામ કરે છે. સુંદરી સ્વપ્ન પછી મનોમન હરખાય છે. એના આનંદનો પાર નથી. એ હર્ષને એકલી જીરવી નથી શકતી. એ તેના પતિને સ્વપ્નની વાત કરે છે.

બાદરમલ્લ શાસ્ત્રજ્ઞ છે. સ્વપ્નમાં એ મંગલ ભાવિના એંધાણ જુવે છે. એક તેજસ્વી પુત્રના તેમાં દર્શન કરે છે. સ્વપ્નને જાણી એનું હૈયું પણ આનંદથી વિભોર બને છે. સ્વપ્નનો લાભ કહેતાં એ કહે છે:—"દેવી! લાખો માનવોમાં કોઇ એકાદને જ આવે એવું એ તારું મહાસ્વપ્ન છે. હું તેમાં એક મહાન વિભૂતિને આવતી જોઇ રહ્યો છું. એથી તને પુત્ર થશે અને સાચે જ દેવી! એ પુત્રરત્નથી આપણે ધન્ય ધન્ય બની જઇશું. આપણું જીવ્યું એ આવનારથી સાર્થક થઇ જશે...."

સ્વપ્નનો આવો મંગલ ફલાદેશ જાણી સુંદરીના હર્ષનો પાર નથી. હવે એ મંગલ પ્રસંગની રાહ જોવા લાગી. ગર્ભાધાનના સમય દરમિયાન માતાને થતા શુભ દોહદ એ શ્રેષ્ઠ સંતાનની આગાહી કરે છે. બીજા શબ્દોમાં કહીએ તો પુત્રનાં લક્ષણ પારણામાંથી નહિ પણ ગર્ભમાંથી જ જણાઇ આવે છે. તવારીખ પણ આ વાતની સાક્ષી પૂરે છે. **શિવાજી**નું પ્રાથમિક ઘડતર એ તેમની માતાને રામાયણ, મહાભારત વગેરે વાંચવાના તેમજ સાંભળવાના દોહદ થયા હતા તેમાં છે. **નેપોલિયન** વિષે પણ તેવું જ છે. તેની માતાને એક જવાંમર્દની અદાથી યુદ્ધમાં સામનો કરવાના કોડ થતા હતા અને ઘણીવાર રણક્ષેત્ર, યુદ્ધ, હાર, જીત વગેરે શબ્દોના ભણકારા સંભળાતા હતા.

સુંદરીને પણ આ સ્વપ્ને અસર કરવા માંડી. તેને હવે ધાર્મિક વાતાવરણ ગમવા માંડયું. તેમાં તેનો રસ વધતો ચાલ્યો. ક્યારેક તીર્થયાત્રાના મનોરથ થતા, તો ક્યારેક સેવાના. આમ આવનાર વિભૂતિ પહેલેથી જ તેનો પ્રભાવ પાથરી રહી હતી.

સ્થાન અને સમયનું મહત્ત્વ ખૂબ જ હોય છે. એનો સુભગ સંયોગ કોઇકને જ સાંપડે છે. છીપમાં પડતું પાણીનું એક જ ટીપું સ્વાતિ નક્ષત્રમાં એ ટીપું ટીપુ નથી રહેતું, ત્યારે એ મોતીમાં બદલાઇ જાય છે. નાચીઝ ગણાતું એક ટીપુ પછી તો હજારો ને લાખોના મૂલે મૂલવાય છે.

જ્યારે સુંદરી અહીં છીપ બનીને બેઠી હતી ત્યારે વિક્રમ સંવત્ ૧૮૮૭ નો વૈશાખ સુદ છઠ્ઠનો ગુરૂવાર સ્વાતિ નક્ષત્ર લઇને ઉગ્યો હતો.

તે જ દિવસે આપણા ચરિત્રનાયકે આ દુનિયામાં પહેલવહેલી તેમની નિર્દોષ ને નિર્મળ આંખ ખોલી!!!...



# અર્પણનો આનંદ

[ ૩ ]

**તે**જસાં ન વયઃ સમીક્ષ્યતે–વાળી કવિની પંક્તિ આપણા બાળ ચરિત્ર-નાયકમાં નખશિખ ચરિતાર્થ થતી હતી. બાળક મોહનનું ભાવિ સાધુ–જીવનની સાક્ષી સમું પાંગરતું હતું. સરસ્વતીની આભા એના મુખ પર તેજના કિરણો ફેંકતી હતી. એનું નિર્દોષ હાસ્ય એને જોઇ જ રહેવાને અનેકને લોભાવતું હતું. સનાઢ્ય જાતિનો આ કોહિનૂર શૈશવ-કાળથી જ તેજની છાકમછોલ કરી રહ્યો હતો.

બ્રાહ્મણકુળને સરસ્વતીના નિવાસસ્થાન સાથે સરખાવી શકાય. લક્ષ્મી અને સરસ્વતી મૂળ તો બન્ને બહેનો હતી. પરંતુ જ્યારથી તે લગ્નગ્રંથીથી જોડાઇ જુદા જુદા ઘરમાં ચાલી ગઇ ત્યારથી બંને વચ્ચેનો સ્નેહ ઓસરતો ગયો. તેની સરવાણીઓ ધીમે ધીમે ધબકવા લાગી અને મિલન તો હવે ક્વચિત જ બની ગયાં. લોકો પછી એમના મૂળ સંબંધને ભૂલી ગયા અને પાછળનું સગપણ યાદ રાખવા લાગ્યા. આમ વારસો એકાંગી બની ગયો.

**મોહન** સરસ્વતીદેવીનો વારસદાર હતો. દ્વિજદંપતીનો ખોળો ખૂંદનાર હતો. સુંદરી એના માટે મનોરથોના મોટા મોટા મિનારા ચણતી હતી અને એ બધાનો જવાબ ને ઉકેલ તેના સપનાં તેને આપી દેતાં. પુત્ર ઘડતરની મહત્ત્વાકાંક્ષા સ્વપ્નમાં સાકાર બને જતી હતી. આથી રખે કોઇ માનતા કે સ્વપ્ન એ તો માત્ર માનસિક તરંગ છે, અને તુષારબિંદુ જેમ ક્ષણમાં જ વિલીન થવાને સર્જાયેલાં છે. બાકી હકીકત તો એ છે કે, અમુક સ્થિતિમાં ને અમુક સમયે આવેલાં સ્વપ્નો ભાવિના એંધાણ બતાવી જાય છે અને તે ક્યારેક જ નિષ્ફળ જાય છે.

આ કોઇ કલ્પના પ્રસંગ નથી પણ અનુભવે આ વાતને સમર્થન આપ્યું છે. એક નહિ અનેક દાખલાઓ આ સત્યના સાક્ષી છે. એક અંગ્રેજ વૈજ્ઞાનિક જે કેટકેટલા અખતરા પછી પણ વસ્તુ શોધી નહોતો શક્યો તે વસ્તુ તેણે સ્વપ્નમાં મેળવી હતી. સીવવા માટે છિદ્રની જરૂર જણાતી હતી પણ કેમ, કેવી રીતે, ક્યાં એ મૂકવું એની ગૂંચ તેને ઉકલતી ન હતી અને એ ગૂંચ તેને સ્વપ્નાએ ઉકેલી આપી હતી.

સ્વપ્ન કેટલીક વખત સાવધ બનાવે છે તો કેટલીકવાર એ આગાહી કરે છે. છૂટાછવાયા અનેક પ્રસંગો આ અંગે નોંધ પામ્યા છે.

શ્રમણ ભગવાન મહાવીરની તેરમી પરંપરામાં થનારા **શ્રી વજ્રસ્વામી**એ એક સ્વપ્ન જોયું:—"સામે જ ક્ષીરથી ભરપૂર એક પાત્ર છે અને એક આગંતુક એ ક્ષીરથી એક શ્રમણ અતિથિને પારણું કરાવે છે." સ્વપ્નનું ફળ વિચારતાં તેમણે જાણ્યું કે, આજકાલમાં કોઈ પ્રાજ્ઞ અતિથિ શ્રુતગ્રહણ માટે આવશે અને તેને અધ્યાપન કરાવતાં અલ્પ માત્ર બાકી રહેશે.

સ્વપ્નની એ આગાહી સાચી પડી. આ પછી થોડા સમય બાદ શ્રી તોસલીપુત્રની આજ્ઞાથી શ્રી આર્યરક્ષિતસૂરિ ઉજ્જયિની આવ્યા અને શ્રી વજ્રસ્વામિ પાસે બેસીને તેમણે પૂર્વોનો અભ્યાસ કર્યો.[1]

**કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજ** વિષેની સ્વપ્ન–વાત તો ખૂબ જ જાણીતી છે. મા પાહિની સ્વપ્નમાં ગુરૂને ચિંતામણીરત્ન ભેટ કરતા જુએ છે, અને એ સ્વપ્ન જ જાણે સાકાર બનતું હોય તેમ એ પોતાના પુત્ર ચંગદેવને આ. મ. શ્રી દેવચંદ્રસૂરિ મ. ને ચરણે ધરી દે છે.

ઈતિહાસકારો કહે છે કે, ઘટનાઓનું પુનરાવર્તન એટલે જ ઈતિહાસ. આ વાતને આપણા ચરિત્રનાયકના જીવનથી સમર્થન મળે છે. જે પાહિનીના જીવનમાં બન્યું તે જ સુંદરીના જીવનમાં બન્યું.

રાત્રિના પાછલા ભાગમાં સુંદરીને સ્વપ્ન આવ્યું:—"સોનાની ઝળહળતી થાળી છે. અંદર દૂધપાક ભરેલો છે અને એ થાળી કોક અચાનક ઉઠાવી ગયું...." આ જોતાં જ સુંદરી એકદમ જાગી ગઈ. એ વિચારવા લાગી. આનો શું અર્થ ? તેણે ખૂબ મથામણ કરી પણ કંઈ સ્પષ્ટ સમજ પડી નહિ. આ વાત તેણે તેના પતિ બાદરમલ્લને કહી પરંતુ તેમને ય બરાબર ઉકેલ ન મળ્યો. આખરે એક નૈમિત્તિકને પૂછતા એણે ઘટસ્ફોટ કર્યો કે:—"આ પુત્રનો તમને થોડા સમય પછી વિયોગ થશે. તે કોઈ સાધુ પાસે જશે અને ભવિષ્યમાં જૈનધર્મનો મહાન સાધુ બનશે...."

સ્વપ્નની સાચી હકીકત જાણતાં બંનેના હૈયાં હચમચી ઉઠ્યાં. એકી સાથે લાખો સવાલ જાગી ઊઠ્યા. આંખની કીકી સમો, પ્રાણપ્યારો મોહન શું અમને છોડીને ચાલ્યો જશે ? ઓહ ! હાય ! ! તો પછી અમે કોની સાથે બોલીશું ? કોણ અમને એવી કાલી બોલી સંભળાવશે ? પછી કોને જોઈ અમારા હૈયા ઠંડા કરીશું ? હે વિધાતા ! તેં આ શું નિર્માણ કર્યું ? પુત્રનો વિયોગ જ કરાવવો હતો તો તેનો સંયોગ શા માટે કરાવ્યો ?

સવાલો ઊઠતા જ રહ્યાં. વિષાદ વધતો જ રહ્યો. પણ સમયે વિષાદનું વિષ ઉતારી નાંખ્યું. આઘાતની કળ તો વળી પણ પુત્રનો વિચાર મનમાંથી ન જ ખસ્યો. જ્યારે જ્યારે એની યાદ આવતી ત્યારે આ સુખી ને પ્રેમાળ યુગલ લાગણીથી ભીનું બની જતું. આંખમાંથી

(૧) પ્રભાવક ચરિત્ર. વજ્રસ્વામી ચરિત્ર શ્લોક ૭૦ થી ૭૩.

આંસુ સરી જતાં. ઊર્મિની આ ખેંચતાણથી બંને બેચેન બની ગયાં. આખરે તેમણે થોડા દિવસ સ્થાનફેર કરવાનું નક્કી કરી લીધું.

અને મોહનને સાથે લઇ તેઓ જોધપુર રાજ્યના **નાગોર** શહેરમાં આવ્યાં. આ શહેર પ્રાચીન સમયમાં નાગપુર નામથી ઓળખાતું હતું. ત્યાં જૈનોની ત્યારે બોલબાલા હતી. વસ્તી પણ સારી એવી હતી. અને તે બધામાં યતિશ્રી રૂપચંદ્રજીની ત્યાં હાક વાગતી હતી.

ભગવાન મહાવીરની ૭૦ મી પાટે ખરતરગચ્છની પરંપરામાં **વિ. સં. ૧૯૮૦** ના ઉત્તરાર્ધમાં **આચાર્ય શ્રી જિનહર્ષસૂરિ** થયાં. તેમની પાસે **રૂપચંદ્રજી**એ યતિદીક્ષા લીધી હતી. **સં. ૧૭૭૦ ના** પૂર્વાર્ધ પછી ખરતરગચ્છમાંથી ફરી એક યતિ પરંપરાની શરૂઆત થયેલી. આ રૂપચંદ્રજી એ યતિ પરંપરામાંના એક હતા.[૨]

હા, તે યતિ હતા પણ બ્રહ્મચર્યના તેજભર્યા ઓજસથી તે સૌને ખેંચી રહ્યા હતા. તેમની સરળતાને લોકો એકી અવાજે વખાણતા હતા. શાસનની રક્ષા માટે જાનની પણ બાજી ખેલવી પડે તો પણ ખેલવા એ હરપળે તૈયાર રહેતા. તેઓ શાસનપ્રેમી હતા. ચમત્કાર તો તેમને વારસામાં જ મળેલો. પણ તેનો ઉપયોગ પરાર્થે કે શાસનના વિકાસ ને ઉદય માટે જ કરતા. લોકોને મન એ દૈવી વ્યક્તિ હતા. દુઃખિયારાઓનું તો એ આશ્વાસન હતા.

સુંદરીના સ્વપ્નાનો ઓછાયો આ પુણ્યાત્મા પર પડે છે. અંતરના સ્પંદનોનો કોણ તાગ કાઢી શક્યું છે? વિદ્યુત્ તરંગો કરતાં ય પણ આ સ્પંદનોની ગતિ તેજ અને વેગેલી હોય છે. તે બહુ દૂર દૂર સુધી પહોંચી શકે છે. આખર તો એ ચૈતન્ય શક્તિ ને? જડ પુદ્ગલો શું એની સરસાઇ કરી શકે?

એ યતિરાજ પણ રાતના એક સુંદર સ્વપ્ન અનુભવે છેઃ—'દૂધપાકથી ભરેલો એક સુવર્ણકુંભ કોઇ તેમને આપી રહ્યું છે....' એ આપનાર કોણ? એ જુવે તે પહેલાં તો તેમની

---

(૨) તેમની ગુરૂપરંપરા આ પ્રમાણે છે.

**આચાર્ય શ્રી જિનસુખસૂરિજી (સુખકીર્તિ)**
સ્વ. સં. ૧૭૮૦

| યતિ પરંપરા | સંવેગી પરંપરા |
|---|---|
| કર્મચંદ્રજી | જિનભક્તિસૂરિ (સ્વ. ૧૮૦૪) |
| ઇશ્વરદાસજી | જિનલાભસૂરિ (સ્વ. ૧૮૩૪) |
| વૃદ્ધિચંદ્રજી | જિનચંદ્રસૂરિ (સ્વ. ૧૮૫૬) |
| લાલચંદ્રજી | જિનહર્ષસૂરિ (સ્વ. ૧૮૯૨) |
| રૂપચંદ્રજી | જિનસૌભાગ્યસૂરિ ( — ) |

આંખ ઊઘડી ગઇ. ઊંઘ તૂટી ગઇ. સ્વપ્નને યાદ રાખી તેમણે તે સ્વપ્નનું પરિણામ વિચાર્યું. પોતે નિમિત્તશાસ્ત્રના સારા જ્ઞાતા હતા. ભાવિ આગાહીનું આ મંગલ એંધાણ જાણી તેમનું હૈયું આનંદથી નાચી ઊઠયું. કારણ એ સ્વપ્ન એ સૂચવતું હતું કે એક એવો શિષ્ય તેમને મળશે કે જે શાસનનું નામ રોશન કરશે.

બનનાર ભાવિની ભૂમિકા સર્જાઇ રહી હતી. વાતાવરણ પણ તેને માફક બની રહ્યું હતું. સમયની જ હવે રાહ બાકી હતી. અને એ સમય પણ આવી ગયો.

યતિ રૂપચંદજી અને બાદરમલ–સુંદરીનું મિલન થયું. યતિને જોતાં જ બંનેના દિલમાં ભાવ ઊભરાવા લાગ્યા. નવ વરસના મોહનને પણ તેમનું ઘેલું લાગ્યું. એક અદૃશ્ય પ્રબળ શક્તિ યતિશ્રીને તેમજ મોહનને એક–બીજા ભણી ખેંચી રહી હતી. બાદરમલ્લે વિનય કરી સ્વપ્નનો સાર પૂછયો. યતિશ્રીએ પણ પોતાનું સ્વપ્ન કહી બતાવ્યું.

અને સાર કહેતાં જણાવ્યું કે તમારા મોહનને મને આપી દો. જૈનશાસનનો એ સિતારો બનશે.

માનું હૃદય વિમાસણ અનુભવી રહ્યું. એનું માતૃત્વ પછડાટ ખાઇ રહ્યું. યતિરાજે પ્રેરણા આપતાં કીધું:—' ભદ્રે ! મુંઝવણ થાય છે ? પણ તું તારા મોહનને ઘરમાં રાખીને શું કરીશ ? તો તો તું આ દૈવી ભેટની ગુનેગાર બનીશ. એની પ્રતિભા જ કહે છે કે કોઇ મહાન કાર્ય માટે જ એનો જન્મ થયો છે. વિશ્વના કલ્યાણ માટે એ જન્મ્યો છે. ભદ્રે ! મમતાના પાશમાં શા માટે એક મહાન ભાવિને રૂંધી નાંખે છે ?" અને આટલું કહી યતિશ્રીએ વિશ્વમાતા પાહિની અને ચંગદેવની વાત કરી.

ઘડીમાં તો સુંદરીએ ઘણી જ મથામણ અનુભવી. ના, ના, મોહનને જતો ન કરાય. પણ ઘડી પછી જ બીજો વિચાર આવતો અને પુત્રને મહાન બનતો જોઇ એ રાચી ઊઠતી અને મનમાં બોલી ઊઠતી. અને ધરી દઉં મોહનને. લાલ મારો ભલે મહાન બને.

અને પ્રેય ને શ્રેયની આ ખેંચતાણમાં આખરે શ્રેયની જીત થઇ. સુંદરીએ મમતાને કાબૂમાં રાખી અને વિશ્વકલ્યાણની ભાવનાને વહાલી કરી. અને યતિશ્રીના ચરણે મોહનનો તેણે અર્ધ્ય ધરી દીધો. એમ કરતાં એ રડી નહિ પણ એણે ગૌરવ અનુભવ્યું. પુત્ર પોતાના પ્યાર વિના પણ મહાન બનશે એ આશાથી એના હૈયામાં આનંદ હતો.

ભાવથી યતિરાજને તેણે નમસ્કાર કર્યા અને આશીષ લીધાં. યતિરાજે પણ તેમનો ધર્મ બજાવ્યો અને કહ્યું:—" ચિંતા ન કરશો પુણ્યાત્માઓ ! એમ જ સમજજો કે **તમારો મોહન આજથી ધર્મની રાજગાદી પર બેઠો છે..."**






[ ૪ ]

કુશળ શિલ્પી પોતાના ટાંકણાંથી જડ પથ્થરને પણ એક સજીવ પ્રતિમામાં ફેરવી નાંખે છે. કુંભાર પણ માટીમાંથી અનેક ઘાટ ઘડે છે. પેલા ચિત્રકારો પણ પીંછીના આછા લસરકાથી એક જીવંત છબી ચીતરી દે છે. જડમાંથી જો આટલું ચેતનવંતુ સર્જન થઇ શકે તો ચેતનમાં જ જો ઊર્ધ્વીકરણની પ્રક્રિયાદ્વારા મહેનત કરવામાં આવે તો શું ન બને ? આત્મા પરમાત્મા બની શકે છે. ઈતિહાસમાં એવા ચૈતન્ય ઘડતરના અનેક દૃષ્ટાંતો હયાત છે.

આપણા ચરિત્રનાયક મોહનનાં વ્યક્તિત્વના ઘડતરનો એ સમય હતો. એ જીવનશિલ્પના શિલ્પી હતા યતિરાજ શ્રી રૂપચંદ્રજી. તેમણે બીડું ઝડપ્યું હતું કે એક બ્રાહ્મણસુતનું જિન-શાસનના જ્યોતિર્ધરોમાં રૂપાંતર કરવું. એના જન્મજાત સંસ્કારોની ચિકિત્સા કરવાનું ભગીરથ ને મંગલ કાર્ય તેમણે હાથમાં લીધું હતું અને તેમને મોહનના વિચારો, ભાવના ને આચારોનું નવું જ પહેલેથી માંડીને નવસર્જન કરવાનું હતું. અને યતિરાજ હૈયામાં માની મમતા, પિતાનો પ્યાર ભરીને એક ધૂની ને આદર્શ શિલ્પીની નિષ્ઠાથી મોહનના જીવનઘડતરના કાર્યમાં લાગી ગયા.

જીવનનો એકાદ ખૂણો પણ અવિકસિત રહી જાય તો એ જીવનશિલ્પ અધૂરું છે. યતિશ્રી આ વાત ખૂબ જાણતા હતા. આથી મોહનનો વિકાસ એકાંગી ન બની જાય અને એકાદ નાનો પણ ખૂણો અણુકેળવાયેલો રહી ન જાય તે માટે ખૂબ જ જાગૃત બની કામમાં ડૂબી ગયા.

માનવદેહનાં મુખ્ય અંગો ત્રણ છે. **આત્મા, મન અને શરીર.** એ ત્રણેયનો સુભગ ને યથાયોગ્ય વિકાસ થાય તો જ જીવન સર્વતોમુખી પ્રગતિ કરી શકે. શરીર પર મનનું પ્રભુત્વ

છે અને મન પર આત્માનું. બૌદ્ધિક અને શારીરિક કેળવણીનો મૂળ આધાર આધ્યાત્મિક તાલીમ છે. એ જ તાલીમ જો ન અપાય ને ન લેવાય તો બૌદ્ધિક વિકાસ માત્ર વેદીયો જ બની જાય. અને એ કહેવાતી તંદુરસ્તી આખલાની મસ્તીમાં પરિણમે.

જીવનઘડતરની આપણી પ્રાચીન પરિપાટી ઘણી જ ભવ્ય ને સમૃદ્ધ હતી. તેમાં આધ્યાત્મિક, બૌદ્ધિક ને શારીરિક એ ત્રણેયનો યોગ્ય સમન્વય થતો હતો. જીવનનું અંતિમ લક્ષ્ય સદાય ધ્યાનમાં રખાતું હતું, પરંતુ જ્યારથી (ઇસ્ટ ઇંડિયા કંપની) અંગ્રેજ રાજ્યના કાળા પડછાયા આપણા દેશ પર પથરાવા શરૂ થયા અને તેમાંય **લોર્ડ મેકોલેએ** જે દિવસે બ્રિટનની પાર્લામેન્ટમાં, બ્રિટનની પદ્ધતિ પ્રમાણે ભારતવાસીઓને કેળવણી આપવા અંગેનું બીલ રજુ કર્યું અને તે પસાર થતાં જ્યારથી પાશ્ચાત્ય ઢબની અને પાશ્ચાત્ય ભાષા ને સંસ્કારમાં કેળવણી આપવી શરૂ થઇ ત્યારથી પરિસ્થિતિ બદલાતી રહી. આધ્યાત્મિકતા નીચે પડતી ગઇ. તેની મહત્તા ઓછી થતી ચાલી અને બૌદ્ધિક તેમજ શારીરિક કેળવણી મુખ્ય બનવા લાગી અને આજે તો જાણે એની જ બોલબાલા છે.

એવા સંક્રાંતિકાળમાં આપણા ચરિત્રનાયકનું જીવનઘડતર થવા લાગ્યું. અક્ષરજ્ઞાન તો પોતાની જન્મભૂમિ ચાંદપુરમાં જ મેળવી લીધું હતું. હિંદી પુસ્તકો તો તે બરાબર વાંચી શકતા હતા અને આમેય બ્રાહ્મણકુટુંબ એ સરસ્વતીનું નિવાસસ્થાન મનાય છે. તેમાં જન્મ લેનારને સરસ્વતીની સહાય હોય છે. મોહનને પણ એનો સહવાસ હતો. આથી ઇતિહાસ, ભૂગોળ તથા ગણિતનો અભ્યાસ પણ તેમણે કરી લીધો હતો.

અહીં આધ્યાત્મિક કેળવણીના મંડાણ થયાં. મહામંત્ર નમસ્કારથી તેનું મંગલાચરણ થયું. જૈનદર્શનનાં સારરૂપ આ મંત્રનું નિત્ય સ્મરણ કરતાં તેમને આનંદ થવા લાગ્યો, અને આગળ જતાં તો એમના જીવનનો તે એક શ્વાસ બની ગયો. ઉઠતા, બેસતા, સૂતા જીવનની તમામ ક્રિયા-પ્રક્રિયામાં તે મહામંત્રનું સ્મરણ કરતા. યતિરાજની એ શિક્ષા હતી કે સાચા ભાવથી આ મંત્રનું સ્મરણ કરનાર કદી દુઃખ અનુભવતો નથી. શોક-સંતાપનો પ્રસંગ ક્યારેય જીવનમાં ઉભો થતો નથી.

આ પછી સામાયિકનાં સૂત્રો શીખવવામાં આવ્યાં. તેનો વિધિ પણ બતાવવામાં આવ્યો. જૈનદર્શનની આ એક અણમોલ ભેટ છે. તે સામાયિક માનવમનને સ્થિર કરે છે, તેને શાંતિ આપે છે. અને જીવનમાં સમતા બક્ષે છે. આ સાથે સાથે ચૈત્યવંદનો, સ્તુતિઓ તેમજ સ્તવનો પણ શીખવવામાં આવ્યાં અને દેવદર્શનનો વિધિ પણ સમજાવવામાં આવ્યો.

અરિહંતનાં દર્શન કરતાં બાળ મોહન ખૂબ જ આનંદ અનુભવતો હતો. પ્રભુના પ્રશમરસ ભરેલાં મનમોહક ચક્ષુ તથા પ્રસન્ન મુખમુદ્રા એને ખૂબ જ ગમતાં અને કલાકો સુધી એ નિર્મમ ને નિર્મળ વદનને જોઇને બેસી રહેતો. અરિહંતની ધ્યાનસ્થ અવસ્થા પર તે ખૂબ જ ભાવભીનો બની જતો હતો.

મોહનની બુદ્ધિ તેજ હતી, જિજ્ઞાસા પણ તેનામાં જ્વલંત હતી, તે યતિરાજને અનેક પ્રશ્નો પૂછતો. યતિરાજ પણ તેની જિજ્ઞાસાનું સુંદર સમાધાન કરતા. કોઇકવાર યતિશ્રી

મૌન રહેતા તો 'शिष्यास्तु छिन्नसंशयाः!' જેવો ઘાટ રચાતો અને કોઇકવાર તો તેના પ્રશ્નો સાંભળી યતિરાજ વિચારમાં પડી જતા. "આટલી ઉંમરમાં પણ જ્ઞાનાવરણીયનો કેવો ક્ષયોપશમ છે? જે પ્રશ્ન મોટી ઉંમરનાને નથી થતો તે આ નાના મોહનને થાય છે! ખરે-ખર તે આ મોહન છૂપુ અણમોલ રત્ન છે. મારે તેને હવે પ્રકાશમાં લાવવું જોઇએ...."

આધ્યાત્મિક તાલીમ આગળ વધી. પ્રતિક્રમણનાં સૂત્રો, ચાર પ્રકરણ, ત્રણ ભાષ્ય, છ કર્મગ્રંથ વગેરે એણે મોઢે કરી લીધા તેમજ તેના અર્થ પણ બરાબર સમજી લીધા. શ્રી ઉમાસ્વાતિ રચિત 'તત્ત્વાર્થસૂત્ર'નું તો સારી રીતે અવગાહન કરી લીધું. અર્હત્ પ્રવચ-નનો સર્વ સાર તેમાં સંગ્રહાયેલો છે. મોહનને તેમાંથી જૈનધર્મના સિદ્ધાંતોનો સુસ્પષ્ટ ને સુરેખ ખ્યાલ આવી ગયો. એ ભણીને તેમજ તેને સાંગોપાંગ સમજીને જૈનધર્મ એક શ્રેષ્ઠ ધર્મ છે તેની તેને પ્રતીતિ થઇ ગઇ.

શિષ્યની દિનપ્રતિદિન વધતી પ્રગતિ જોઇને કયા ગુરુને આનંદ ન થાય? મોહન, યતિ-રાજને મન માત્ર શિષ્ય જ ન હતો. ભવિષ્યનો એ તેમનો વારસદાર પણ હતો. આથી તેની પ્રગતિ જોઇને તેમની છાતી ફુલી નહોતી સમાતી. કોક કોકવાર તો તેમની આંખમાંથી હર્ષનાં આંસુ પણ આવી જતાં હતાં.

વૃક્ષને ફળ આવતાં તેની ડાળીઓ વધુ નમ્ર બને છે. મોહન પણ વિદ્યાનાં ફળ આવતાં વધુ નમ્ર બન્યો. ગુરુનો એ હવે વધુ વિનય કરતો થયો. કારણ આ વાત એ સારી પેઠે શીખી ગયો હતો કે એકાદ અક્ષરનું દાન આપનાર દાતાના ઉપકારનો બદલો જીવનમાં ક્યા-રેય વાળી શકાતો નથી. તો આટઆટલું દાન કરનાર એવા મહાદાતા મહાગુરુનો તો બદલો ક્યારેય વાળી શકાશે? તેવા મહાગુરુનો જેટલો વિનય કરવામાં આવે તેટલો અલ્પ છે.

વિનીત શિષ્ય વિશિષ્ટ જ્ઞાનનો અધિકારી બને છે. મોહન એક એવો વિનીત શિષ્ય હતો. આથી ગુરુએ તેને વ્યાકરણ, કાવ્ય, ન્યાય આદિ વિષયો શીખવ્યા. અને તે સાથે જ્યોતિષ, સામુદ્રિક શાસ્ત્ર તથા સ્વરોદય શાસ્ત્ર પણ ભણાવ્યાં. સોળ વરસની ઉંમરે પહોંચતાં તો મોહનનો આત્મા જ્ઞાનતેજથી ઝળાંઝળાં થઇ રહ્યો!!

મોહન હવે યતિદીક્ષા માટે પોતે જ પ્રાર્થના કરતો હતો. યતિરાજ તે માટેની તેની યોગ્યતા છે એ જાણતા પણ હતા. આમ બંને આત્માની સાધના સાકાર બની રહી હતી. અને સાધનાના સંતોષનો આનંદ બંનેના વદનકમળ પર હસી રહ્યો હતો.

એક લેવાનો ચાહક હતો, બીજો આપવાનો. રાજીખૂશીનો એ સોદો હતો. સમજણની એ સાધના હતી. છતાં હજીય ગુરુ દીક્ષા કેમ નથી આપતા? શું હજી કંઇક ખૂટે છે? શું સાધના મારી અધૂરી છે? મોહનને આ સવાલોના કંઇ જ જવાબ નહોતા મળતા.

પણ મોહનની ઉત્સુકતા હવે વધુ દાબી દબાય એમ ન હતી. તે હવે દીક્ષા માટે અધીર બની રહ્યો હતો. તેણે યતિશ્રીને એક દિવસ પૂછી નાંખ્યું:—"ગુરુદેવ! શું હજી પણ મને તમારા ભેગો નહિ લો? એ માટે શું હજી હું યોગ્ય નથી બન્યો?"

"ના, મોહન ! ના, હવે ઢીલ નથી કરવાની હોં, પણ તું એક વાત જાણતો નથી." ગુરુદેવે કહ્યું.

મોહનને આથી આશ્ચર્ય થયું. એ વિચારમાં ડૂબી ગયો. કઇ વાત એ જાણતો નથી ?

એ પળના મૌન બાદ યતિરાજે ધીમા સ્વરે કહ્યું:—'તારે યતિદીક્ષા જ લેવી છે ને ?'

'હા ગુરુદેવ !'

'તો એ કામ મારું નથી.' યતિરાજે જણાવ્યું.

મોહનને આ ગૂઢ વાતમાં કંઇ સમજ ન પડી. આથી એની જિજ્ઞાસા અકળાઇ ઊઠી. તો પછી એ કોનું કામ છે ? એ મનમાં જ બોલી ઊઠ્યા. ત્યાં યતિરાજે જ સ્પષ્ટતા કરી:— "મોહન ! અકળાય છે શા માટે ? યતિદીક્ષા તો શ્રી પૂજ્ય આચાર્ય ભગવંત જ આપી શકે અને હું તેમની જ પ્રતીક્ષામાં છું."



# નવી ભાવના, નવું જીવન

[ ૫ ]

૧૯મી સદીનું મુંબઇ આજના જેવું ન હતું. ત્યારે તો એનો ઉદયકાળ હતો. આજે તો એ પરાકાષ્ઠાએ પહોંચ્યું છે. ફક્ત એક જ સૈકાની એ કાયાપલટ ! ગામડાં ભાંગ્યાં. અને મુંબઇ ભરાવા લાગ્યું. ત્યારે તો મુંબઇમાં તાર–ટપાલ, ટેલીફોન ને ટ્રામની શરૂઆત થતી હતી. મુંબઇ એ સમયે વેપારીબંદર તરીકે પોતાનો પાયો મજબૂત કરી રહ્યું હતું. તે અરસામાં આપણા ચરિત્રનાયક મુંબઇ આવ્યા.

ત્યારે મુંબઇ ઉગતું હતું અને આપણા ચરિત્રનાયક પણ ત્યારે તો ઉગતા જ હતા ને ? છતાંય ત્યારના એ ઉગતા મુંબઇએ તેમના પર કામણ કર્યું. અને એ કામણ અંત સુધી જળવાઇ રહ્યું. એ જ મોહને વિ. સં. ૧૯૪૭ માં સાધુજીવનમાં પધારી શ્રમણો માટે એ માર્ગને ખૂલ્લો મૂક્યો હતો. આજ મુંબઇ સાથે તેમનાં અનેક સંસ્મરણો જોડાયેલાં છે. વાલકેશ્વરનાં ઊંચા ટેકરા પર આવેલું જિનાલય તેમજ માધવબાગની સેન્ટ્રલ લાઇબ્રેરી ને સંસ્કૃત પાઠશાળા એ તેમના જીવનની યાદ આપી જતાં આજ પણ ઊભાં છે.

લોકો કહેતા હતા કે યતિરાજ રૂપચંદ્રજી મોહનને માટે સ્થાનની પસંદગી કરવા સારુ જ એને સાથે લઇ મુંબઇ આવેલા. જે હોય તે. પણ ભાવિના એંધાણ સદાય અકળ રહ્યાં છે.

એક દિવસની વાત છે. યતિશ્રી રૂપચંદ્રજીને સમાચાર મળ્યા કે ‘આચાર્ય શ્રી મહેન્દ્ર-સૂરિજી મહારાજ માળવામાં આવેલ ઇંદોર ( મ. પ્ર. ) માં બિરાજે છે.’ ત્યારબાદ થોડા સમય પછી આચાર્ય મહારાજનો તેમના પર પત્ર આવ્યોઃ—“ मैं अभी इन्दोरमें स्थित हूं । और कुछ दिनों बाद मक्षीजी यात्रार्थे जाने की भावना है । संघ का आग्रह भी है। अतः चातुर्मास इधर ही होगा ।”

પત્ર વાંચી યતિરાજે નક્કી કરી લીધું. ‘ મોહનને આચાર્યશ્રી પાસે મોકલવો અને મક્ષીજી તીર્થમાં પૂજ્ય આચાર્ય ભગવંતના વરદ હસ્તે મોહનને યતિપદ આપવું. ’ યતિરાજે આ સંજોગને વધાવી લીધો. તુરત જ નમતી સાંજે મોહનને બોલાવી બધી હકીકત જણાવી. મોહનને લાગ્યું કે હવે સ્વપ્નું સાકાર બની રહ્યું છે. એનું હૈયું આનંદથી નાચી ઊઠ્યું. ઊર્મિઓને સ્વસ્થ કરી એ ગુરુની આજ્ઞા માટે ઊભો રહ્યો.

“ મોહન ! શું વિચાર કરે છે ? ”

"કંઇ નહિ, ગુરુદેવ ! આપની આજ્ઞાની રાહ જોઉં છું."

અને ગુરુએ મોહનને ઇંદોર જવાની આજ્ઞા ફરમાવી.

વરસોના સંયોગ ને સહવાસ બાદ આજ વિરહ ને વિયોગ આવ્યો હતો. ગુરુ ને શિષ્ય બંનેય મનોમન વિદાયનું દુઃખ અનુભવી રહ્યા હતા. પણ વિદાય અનિવાર્ય હતી.

આ. મ. શ્રી મહેન્દ્રસૂરિજીને, મોહન મળે તે પહેલાં સમાચાર મળી ગયાં હતાં કે 'મુમુક્ષુ આપની પાસે આવે છે અને તે પણ દીક્ષા માટે જ.'

વિદાય સવારની હતી. મોહને નવકારમંત્રનું સ્મરણ કર્યું. ગુરુદેવને નમસ્કાર કર્યા. આશીષ લીધી અને શુભ મુહૂર્તે પ્રયાણ કર્યું.

મોહન ઇંદોર આવ્યો. મોહન, સૂરિજીના દર્શન માટે ઉત્સુક હતો તેમ સૂરિજી પણ મોહનને જોવા આતુર હતા. અને બંનેનું મિલન પણ થઈ ગયું.

મોહનનું હૈયું તો ક્યારનું યે દીક્ષા માટે ઝંખી રહ્યું હતું. સંસારત્યાગ કરવાની તાલાવેલી તેના વચનમાં જ નહિ આચાર ને વર્તનમાં પણ જણાઇ આવતી હતી.

સૂરિજીને મોહનનો નિત્યક્રમ જોઇ આનંદ થયો. રૂપચંદ્રજી આવો શિષ્ય મેળવી શક્યા તે બદલ સૂરિજી તેમને મનોમન વધાવી રહ્યા. આજે એવા આત્માની દીક્ષા પોતાના હાથે થવાની છે એ ખ્યાલથી તે વારેવારે પુલકિત થઇ ઊઠતા.

આ૦ શ્રી મહેન્દ્રસૂરિ મ૦, આ૦ મ૦ શ્રી જિનહર્ષસૂરિજીની પાટે આવનાર પ્રભાવશાળી આચાર્ય હતા. યતિશ્રી રૂપચંદ્રજીની દીક્ષા પણ આ૦ શ્રી જિનહર્ષસૂરિજીના પુણ્યહસ્તે થયેલી. યતિશ્રી અને સૂરિજી એથી એકબીજાના સહવાસમાં ઘણું આવેલા. એકબીજા વચ્ચે પ્રેમભાવ પણ સારો એવો હતો.

દીક્ષાસ્થળ પ્રથમથી જ નક્કી થયેલું હતું. મક્ષીજી પાર્શ્વનાથ ભગવાનનાં સાન્નિધ્યમાં એ મંગલ પ્રસંગ ઉજવવાનો હતો. આથી સૂરિજી વિહાર કરી મક્ષીજી પધાર્યા. આ તીર્થભૂમિ છે. ઇંદોરથી એ ઘણું નજદીક છે અને મધ્યપ્રદેશની એ પ્રાચીન પુણ્યભૂમિ છે, આ તીર્થને શ્વેતાંબર ને દિગંબર બંને પરંપરા માને છે.

આપણા ચરિત્રનાયકની યતિદીક્ષા આ તીર્થ પર ખૂબ જ ધામધુમથી થઇ. જો કે આ પ્રસંગ વિષે બહુ નોંધપાત્ર વિગતો નથી મળી આવતી, છતાંય એટલું તો ચોક્કસ કે એ પ્રસંગે ઇંદોર, ગ્વાલીયર, ઉજ્જૈન, બનારસ, મુંબઇ, નાગોર (નાગપુર) વગેરે ઘણાં સ્થળોએથી ગૃહસ્થો આવ્યા હતા ને મોહનની દીક્ષામાં લ્હાવો લીધો હતો.

મોહન હવે સંસારી મટી ગયો. એ યતિના વેષમાં બદલાઇ ગયા. તેનું નામ પણ ફેરવાઇ ગયું. અને તે હવે **યતિશ્રી મોહનલાલજી**ના નામથી ઓળખાવા લાગ્યા ! ! !

વિ. સં. ૧૯૦૩ માં એ દીક્ષામહોત્સવ ઉજવવામાં આવ્યો હતો.





# ઝુઝાતા દીપ

[ ૬ ]

સંયુક્તપ્રાંત (U. P.) મુનિશ્રી મોહનલાલજી મહારાજની જન્મભૂમિ હતી. માલવા મુનિશ્રીની દીક્ષાભૂમિ હતી. અને હિંદુસ્તાન એ તેમની ધર્મપ્રચારભૂમિ હતી. ભૂમિનો પરીઘ તો સાંકડો હતો. પણ મનુષ્યને થોડાથી સંતોષ નથી થતો. એ તો વધુ ને વધુ વધુથી યે વધુ માંગે છે. આ ત્રણેય ભૂમિમાં વધુ મહત્ત્વ કોનું? એ એક પ્રશ્ન છે. આદિકાળથી માનવ આ ધરતી સાથે સંબંધ બાંધતો આવ્યો છે, પણ એના વતન પ્રેમની એને ખુમારી નથી હોતી. એ જન્મે છે ક્યાંય, જીવે છે પણ ક્યાંય અને મરે છે પણ ક્યાંય. પરંતુ માનવી એના જીવન ઘડતરની ભૂમિને ભૂલી નથી શકતો.

મક્ષીજી એ ચરિત્રનાયકની ચણતરભૂમિ હતી. વળી તેમની દીક્ષાભોમ પણ હતી. અહીં જ '**મુનિશ્રી મોહનલાલજી**' નો જન્મ થયો હતો.

આચાર્ય શ્રી મહેન્દ્રસૂરિજીએ મોહનને પોતાના સાથમાં લીધો. આચાર્યે પણ તેમની વિશિષ્ટ રીતે સ્વરોદય, જ્યોતિર્વિદ્યા અને વિધિવિધાનાદિનો પરિચય કરાવી દીધો. ઉપરાંત પરંપરાથી ઉતરી આવેલો વારસો પણ તેમણે આપી દીધો. પોતાની પાસે જે કાંઇ હતું તે બધું જ, જરાય રાખ્યા વિના સઘળું જ તેમણે મોહનને આપી દીધું. કારણ કે સૂરિજીએ મોહનની યોગ્યતાને જાણી લીધી હતી. અરે! અવસરે તે નાણી પણ જોઇ હતી.

આદાન-પ્રદાનની એ છબી આજે બહુ અલ્પ જોવા મળશે. સૂરિજીનું મન સ્વ-પરના ભેદ જાણતું જ નહતું. સૂરિજી તો પાત્રતાના ચાહક હતા અને મોહનમાં તેમણે તે પાત્રતા ઠાંસીને ભરેલી જોઇ હતી. આથી પ્રેમ ને ઉમળકાથી તેમણે બધું આપી દીધું.

મુનિ મોહન એ યતિરાજ રૂપચંદ્રની થાપણ હતી. સૂરિજી સમજતા હતા કે એ થાપણ ક્યારેક તો પાછી આપવાની જ છે આ વિચાર સૂરિજીને ઘણીવાર મુંઝવી જતા, પરંતુ મોહનના સહવાસ ને સાથમાં એ મુંઝવણ મરી જતી. અવર નવર રૂપચંદ્રજી મોહનનાં અધ્યયન વગેરેનાં સમાચાર પૂછાવતાં પરંતુ ક્યારેય મોહનને મોકલી આપવાનું લખતા નહિ. પરંતુ સૂરિજી શાસ્ત્રજ્ઞ હતા અને વધુ તો તે સમયજ્ઞ હતા. આથી તેમણે જ એક દિવસ યતિજીને લખી નાંખ્યું:—" मुनि मोहनकी फिक्र न करें वह विहार कर बम्बई आ रहा है।"

અને ઘણા લાંબા વિરહ બાદ ગુરુ–શિષ્યનું મિલન થયું. આંખથી આંખ મળી. મિલનથી બંને હૈયાં નાચી ઉઠ્યાં.

મોહનનું વ્યક્તિત્વ હવે સોળે કળાએ દીપી ઉઠયું હતું. લોકો એના વચન પાછળ, એની સાત્વિકતા પાછળ અને એના સમર્પણભાવ પાછળ ઘેલા બની જતા હતા.

એક દિવસ મુંબઇ સંઘના અનહદ આગ્રહ વચ્ચે રૂપચંદ્રજી, મોહન અને બીજાઓને લઇ માળવા તરફ નીકળી પડ્યા. અને બે માસના સતત વિહાર બાદ માળવામાં પગ મૂકયો. ત્યારે સૂરિજી ગ્વાલિયરમાં બિરાજતા હતા. રૂપચંદ્રજી વચમાં કયાંય ન રોકાતા સીધા જ ગ્વાલીયર પહોંચ્યા. અને ઘણા સમય બાદ યતિશ્રી અને સૂરિજી ભેગા થયા.

બનારસ (કાશી) વિદ્યાનું મથક હોવાથી મોહનને વિદ્યાભ્યાસ માટે ત્યાં મોકલવાનું તેમણે નક્કી કર્યું.

યતિશ્રી રૂપચંદ્રજીની અહીં તબીયત અસ્વસ્થ રહેવા લાગી અને ચૈત્ર સુદ અગિયારસના રોજ તેઓ દેવલોક પામી ગયા ! ! !

આ આઘાત મોહન માટે અસહ્ય હતો. પણ જે અનિવાર્ય છે એને કોઇપણ ફેરવી નથી શકતું, એ વિચારે એમને સ્વસ્થ કર્યા. પછી ફક્ત ચાર વરસના આંતરે જ પોતાના વિદ્યાગુરુ પૂ. મહેન્દ્રસૂરિ પણ નિર્ગમન કરી ગયા ! ! મોહનની તો જાણે બે પાંખ તૂટી ગઇ ! ! ! પોતાના જીવન ઘડવૈયા ચાલ્યા ગયા. આજ બંનેની જગા ખાલી હતી.

સમય વીતે છે. કોઇ વાત જુની બને છે. તો કોઇક હકીકત નવો જન્મ લેતી હોય છે. વિ. સં. ૧૯૧૪ પછીનો સમય યતિશ્રી મોહનલાલજીના જીવનસંઘર્ષનો સમય હતો. આ પછી જ લોકો મોહનલાલજીનાં યતિજીવનમાં સંઘરાયેલા વૈરાગ્યને જોઇ શકયા હતા. અમુક વર્ગને તો યતિરાજ શ્રી મોહનનું આ પરિવર્તન જોઇ આશ્ચર્ય થતું હતું. કેટલાકને તો એ ગમ્યું પણ નહિ. તેમાંના કેટલાક આવીને તેમને કહેતાઃ—" આમ વારસાને શા માટે ફગાવી દો છો ? આ ધન ને સાહ્યબીને તિલાંજલી કાં આપો ? આમ વણમાંગી સલાહ આપનાર અમારા જેવા ફરી નહિ મળે. યતિરાજ ! માટે માની જાઓ...."

પણ યતિશ્રી મૌન રહેતા. કદાચ સમજાવો તો પણ એ વર્ગ સમજે તેમ ન હતો. બોલવા કરતાં કરવામાં એમણે સાર જોયો અને એક દિવસ એ ભાવનાને મૂર્ત સ્વરૂપ પણ આપી દીધું.

મળેલી વિગતો કહે છે કે–યતિરાજે એ સઘળી દૌલત ધર્મના કાર્યમાં ખર્ચી નાંખી.[1] સંઘ આદિમાં એ નશ્વર ધન અમર બની ગયું.

---

(૧) 'મોહન ચરિત્ર' સંસ્કૃત કાવ્યના આધારે.

यतित्वे यद्विधेयं तन्, संविग्नत्वे न संभवेत् ।
एवमालोच्य वित्तं स, धर्मकर्मण्ययोजयत् ॥ ४–९७

વિ. સં. ૧૯૧૬ માં બાબુ છુટ્ટનજીએ શ્રી સિદ્ધાચલજીનો સંઘ કાઢ્યો. તેમાં યતિશ્રી મોહનલાલજી–આપણા ચરિત્રનાયક પણ સામેલ હતા. ગિરિરાજની આ યાત્રા પ્રસંગે યતિરાજની આત્મભાવના સતેજ બની. તેમનો આત્મા નિઃસ્પૃહતા માટે ઝંખી રહ્યો.

વરસો પહેલાં કહેલાં સૂરિજીના વચનો આજ તેમને રહી રહીને યાદ આવવા લાગ્યાઃ–

बच्चा ! अब हम तो जानेवाले है । बडी धीरता से कार्य करते रहना । सोच समझ कर कदम अुठाना । स्व–पर का कल्याण हो अेसे कार्य में आग्रह रखना । तुम तो सुज्ञ हो अधिक कहने की जरुरत नहि है ।

और तेरा नाम ही तो मोहन है । मोह समूह को जीतकर विजय हांसिल करो यही मेरी अेक आरझू है । ”

યતિરાજ આ શબ્દોને વારંવાર ઘૂંટવા લાગ્યાઃ—

मोह समूहको जीतकर विजय हांसिल करो....





# મંથનનું નવનીત

[ ૭ ]

દુનિયાની દૃષ્ટિ હંમેશા વાતાવરણની સપાટીએ જ તરતી હોય છે. કોક જ એના ઉંડાણમાં પેસવાની હામ ભીડે છે અને તેનો તાગ મેળવનારા તો બહુ જ ઓછા! ન જાણે આ માનવ કદમાં નાની જણાતી ચીજને નાચીઝ–તુચ્છ કેમ ગણતો હશે? એની એ ઉપેક્ષા કેમ કરતો હશે? માનવ એ કેમ ભુલે છે કે કેટલીકવાર નાની વસ્તુ, મોટી કદાવર વસ્તુના મૂલ્યને પણ આંબી જાય છે. આ ક્ષુલ્લક દૃષ્ટિ જ જીવનના નાના મોટા ક્ષેત્રમાં આડી આવે છે.

અનેક પ્રસંગો માનવજીવનમાં બને છે. તેમાં કેટલાક તો ખૂબ જ મૌલિક હોય છે. ફરી એ મેળવવા પ્રયત્ન કરે તો પણ ન મળે એવા તે હોય છે. એવા પ્રસંગો હોય છે તો નાના અને ક્ષણજીવી જ, પરંતુ તેની અસર ઘણી વાર કાયમી રહી જાય છે. આજે એવા કેટલાય પ્રસંગો ઇતિહાસની તૂટતી કડીઓને સાંધવામાં મદદગાર બન્યા છે. જીવનદૃષ્ટિનાં કેમેરા દ્વારા ઝડપાયેલાં એવા પ્રસંગોએ ઇતિહાસને શું અમર નથી કરી દીધો?

યતિરાજ શ્રી મોહનલાલજી પાસે પણ એવી જ પારદર્શક દૃષ્ટિ હતી. તેમના સંપૂર્ણ મુનિજીવનનું શ્રેય આવા નાનાશા એક બે પ્રસંગોમાંથી જણાઇ આવે છે.

સિદ્ધક્ષેત્રની યાત્રા બાદ યતિશ્રીએ ઉત્તર પ્રદેશ તરફ વિહાર કરેલો. ત્યાંના મુખ્ય શહેર લખનૌમાં તેમજ આસપાસના ક્ષેત્રોમાં લગભગ બાર વરસનો સમય નીકળી ગયો. ત્યાંથી પછી યતિશ્રી કલકત્તા પધારેલા અને જે પ્રસંગની આપણે વાત કરીએ છીએ તે પ્રસંગ અહીં જ બનેલો.

યતિરાજશ્રી એક વખત ધ્યાનસ્થ હતા. દુનિયાને ભૂલવા મનુષ્ય એકાંત શોધે છે. અને ધ્યાન એકાંત માંગે છે. આ ધ્યાનની કક્ષા ઘણી જ ઉચ્ચ છે. તેમાં અનેક અનુભવોનો આત્મા સાક્ષાત્કાર કરે છે. યતિરાજે ધ્યાનમાં જોયું કે એક શ્યામવર્ણો સાપ (નાગરાજ) પોતાની

સામે ધસી આવે છે. એના ફુત્કાર ભલભલાને ગભરાવી નાંખે તેવા છે. પણ ગભરાય તેમજ બીએ એ બીજા. સ્વસ્થતા ને નીડરતાથી તેમણે આંખ ખોલી ત્યારે એ નાગરાજ તો ન દેખાયા પરંતુ આ ઘટના પાછળનો ભાવ તેઓ સ્પષ્ટ જોઇ શકતા હતા.

એ માત્ર સામાન્ય સાપ ન હતો. શ્રી પાર્શ્વનાથના અધિષ્ઠાયક શ્રી ધરણેન્દ્ર દેવ સર્પનું સ્વરૂપ ધારણ કરીને તેમને મળ્યા હતા. કારણ કે તે સમયે યતિશ્રી પાર્શ્વનાથજીનું જ સ્મરણ કરતા હતા. ધરણેન્દ્રે તે રૂપમાં આવીને યતિશ્રીને એક આગાહી કરી હતી કે છેલ્લા ૧૩–૧૪ વરસથી તેઓ જે ક્રિયોદ્ધારનું સ્વપ્ન સેવે છે, તેમાં હવે તેઓએ ઢીલ ન કરવી. 'शुभस्य शीघ्रम्' અને 'श्रेयांसि बहुविघ्नानि' ઘટનાનો ધ્વનિ હતો. આ પછી એક બીજો પ્રસંગ બને છે.

યતિશ્રી ત્યારે કલકત્તા જ હતા. તે સમયમાં એક ગુજરાતી ભાઇ વંદનાર્થે આવ્યા. આગંતુક શ્રાવકે પંચાંગ પ્રણિપાત પૂર્વક નમસ્કાર કર્યા.

"ઇચ્છામિ ખમાસમણો...." એ શબ્દોએ યતિશ્રી ચોંકી ઉઠ્યા. વિચારોનું એક આંદોલન એથી જાગી ઉઠ્યું.

શ્રમણ?? ક્ષમાશ્રમણ??? કેવું ભવ્ય સંબોધન! શ્રમણ એટલે તો સમ–શમનો પૂજારી. કોણ? હું ના....ના....ત્યારે કોણ? વેષ–લેબાસ સાધુનો અને જીવન યતિનું. દૂધ–દહીં બંનેમાં હું પગ રાખનારો? ત્યારે હું શું એ વંદનાનો અધિકારી નહિ? ના....ના....ના.... જરાય નહિ. આતમનો અવાજ અંદરથી બોલી ઉઠ્યો. ત્યારે એ વંદન કોને હતું? મને કે મારા વેષને? કે બંનેને? હા, સાધુનો સ્વાંગ એ માત્ર નાટક નથી. એ ચારિત્રનું પરિચાયક બાહ્ય ચિહ્ન છે. અને વેષની વફાદારીમાં જ સાચો આનંદ છે. સંવાદિતા જીવન છે તો વિસંવાદિતા મૃત્યુ છે. બાકી સંસારમાં વેષોપજીવી પ્રાણીઓનો તોટો નથી.

જૈન પરિભાષામાં કહીએ તો યતિરાજે પોતાનામાં દ્રવ્યભાવનું અંતર નીહાળ્યું. અનંત જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ આત્માના પ્રધાનગુણ છે. પરંતુ એ ગુણની જાણકારીથી જ કંઇ મુક્તિ ન મળે. એ માટે તો એ ગુણોમાં સતત રમણતા જોઇએ. અને એ નિષ્ઠા, સંયમી જીવન વિના શક્ય જ નથી. ધનનો પરિગ્રહ અને મુમુક્ષુ જીવન બંનેનો જાતિવિરોધ છે. આથી કોઇપણ શ્રેયાર્થી આત્મા વિઘાતક તત્ત્વને ત્યાગીને જ જંપે.

અને આ બંને પ્રસંગોએ જાણે યતિરાજના આત્માનો કબજો લીધો. આત્મ–શોધનના વિચારો જાગ્યા. જાગૃતિની એક ચમક આવી અને આત્મા ઉપર ચિરસ્થાયી છાપ મૂકતી ગઇ. તેમણે અહિં આત્મસાક્ષીએ દ્રવ્ય–ત્યાગનો શુભ સંકલ્પ કર્યો. ત્યારપછી તેઓ જ્યારે અજમેર પધાર્યા ત્યારે માત્ર એ સંકલ્પ જ ન રહ્યો પણ સંકલ્પને મૂર્ત્તરૂપ મળ્યું. વિ. સં. ૧૯૩૦ માં અહિં શ્રી મોહનલાલજીએ ભગવાન સંભવનાથની સાક્ષીએ

સ્વયં ક્રિયોદ્ધાર કર્યો. [1]અને ૨૦ મી શતાબ્દીની શરૂઆતમાં થનારા તેમના સમકાલીન શ્રીમદ્ સુખસાગરજી પાસે યોગોદ્વહન કરી તેમના હાથે વાસક્ષેપ લીધો.

આપણા ચરિત્રનાયક મુનિશ્રી, ભગવાન મહાવીર પ્રભુથી ખરતરગચ્છની ૬૬ મી પાટે આવનાર આચાર્ય શ્રી જિનસુખસૂરિ (સુખકીર્તિ) ની પરંપરામાં થનારા પ્રભાવશાલી વ્યક્તિ હતા. [2]અને તેમના ક્રિયોદ્ધારના આ પગલાંથી સાધુજીવનમાં નવી ક્રાંતિ આણી ત્યાગમાર્ગે પ્રસ્થાન કરવાનું મુનિશ્રીનું સ્વપ્ન આજે સાકાર બનતું હતું અને વર્ષોના મંથન પછીનું અમૃત આજે ખરેખર એમને લાધી ગયું હતું.

---

१ इति मनसि विचिन्त्य प्राज्यसंवेगलाभात् विमलपरिणतिः श्रीमोहनः कर्महत्यै ।
विधूतसकलकामः संभवेशस्य पार्श्वे व्यधित सपदि दक्षः स क्रियोद्धारमेवम् ॥

મોહન-ચરિત્ર સર્ગ. ૪/૧૬૦

૨ મુંબઇ, વાલકેશ્વર ખાતે રીજરોડ ઉપર આવેલ બાબુ અમીચંદ પન્નાલાલના શિખરબંધી દહેરાસરમાં જે શિલાલેખ મળે છે. તેની નોંધ આ સ્થલે ઉપયોગી હોઈ આપું છું. લેખ નીચે મુજબ છે.

"संवत १९६० मागशर सुदि ६ दिने बुधवारे श्री सुखसागरसूरिशिष्यमोहनमुनिना श्रीगोमुखयक्षमूर्तिः प्रतिष्ठिता, झवेरी अमीचंद पन्नालालेन कारापिता॥"

(ગર્ભગૃહની જમણી બાજુએ.)

(ડાબી બાજુમાં પણ 'પાર્શ્વયક્ષ' અને 'મણિભદ્ર વીર' ની મૂર્તિ ઉપર ઉપર મુજબનો લેખ છે. આ ઉપરાંત નેપીયન સી. રોડની બાજુમાં આવેલ શેઠ પન્નાલાલ બાબુના ગોડીપાર્શ્વનાથના ગૃહમંદિરમાં પણ "श्री सुखसूरिशिष्यमोहनमुनि" ના નામનો ઉલ્લેખ 'પદ્માવતી' ની મૂર્તિ તથા જિનકુશળસૂરિની ચરણ પાદુકા ઉપર જોવા મળે છે.)

આ શિલાલેખ મુજબ વિચારીએ તો તેમાં ઉલ્લિખિત 'सुखसूरि' તે 'जिनसुखसूरि' (सुखकीर्ति) જ સમજવાં. અને ચરિત્રનાયકને તેમના શિષ્ય હોવાનું જણાવવામાં આવ્યું છે. તેથી ફલિત એ થાય છે કે શ્રી મોહનલાલજી શ્રી જિનસુખસૂરિનાં ખાસ શિષ્યપદે નહિં પણ તેમની પરંપરામાં આવનાર, તેમના ધર્મસંતાન તરીકે બતાવવામાં આવ્યાં છે. કારણ કે ચરિત્રનાયકના દીક્ષાગુરૂ શ્રીરૂપચન્દ્રજી હતા. તેમજ સુખસાગરજી કે જેઓ ચરિત્રનાયકના પરમ ઉપકારીપદે હતા. એ સ્પષ્ટ છે. એટલે 'શિષ્ય' શબ્દથી સમુદાયગત, પરંપરાગત, કે સંતાનીયા એવો અર્થ અહિં અભિપ્રેત છે. આ દૃષ્ટિએ શ્રી મોહનલાલજી મ. પોતાને શ્રી જિનસુખસૂરિના શિષ્ય તરીકે જાહેર કરે તેમાં કશું અનુચિત જેવું જણાતું નથી. તેમજ સુખસૂરિ કે સુખસાગરજી જેવાં નામોની સમાનતાને કારણે કોઇપણ જાતની ગેરસમજ ઉભી કરવાની જરૂર નથી. કારણ તે દરેકનો સત્તાસમય નિશ્ચિત છે.



ચરિત્રનાયક પૂ. શ્રી. મોહનલાલજી મહારાજ તથા શિષ્ય પરિવાર



પૂ. પંન્યાસ શ્રી. હર્ષમુનિજી ગણિવર આદિ સમુદાય



જૈનાચાર્ય શ્રીજયસિંહસૂરીજી મહારાજ



દીર્ઘતપસ્વી આચાર્ય શ્રીજિનઋદ્ધિસૂરીશ્વરજી



# ઇતિહાસની આરસી

[ ૮ ]

ક્રિયોદ્ધાર શબ્દને આપણી આજની પરિભાષામાં સમજવો હોય તો તેને ક્રાંતિ, ઉત્થાન *Revolution* ના શબ્દથી સમજી શકાય. આ સામાસિક શબ્દ છે, **'ક્રિયા'** અને **'ઉદ્ધાર'** એ બંને શબ્દો તેમાં છે અને તે વ્યવહારમાં પ્રચલિત પણ છે. **'ક્રિયોદ્ધાર'** નવીનતાને સૂચવે છે. અને ક્રિયા એ નવીનતા લાવવામાં મુખ્ય અને શ્રેષ્ઠ સાધન છે. પરાપૂર્વથી ચાલી આવતી પ્રથામાં—રીતરીવાજોમાં—સમજપૂર્વક ફેરફાર કરવો, તેના દૂષણો સામે ઝુંબેશ ઉઠાવવી અને અંતે તેને ખત્મ કરી નાંખવા. આમ સમાજમાં અને ખાસ કરીને શ્રમણવર્ગમાં એથી એક નવીન શક્તિનો સંચાર થવો, આ બધું **'ક્રિયોદ્ધાર'** શબ્દથી ફલિત થાય છે. એકંદર આ **'ક્રિયોદ્ધાર'** શબ્દ ધાર્મિક ક્રાંતિનો સૂચક છે.

**'ક્રિયોદ્ધાર'** નું પ્રાચીન રૂપ કેવું હશે ? તથા એ શબ્દ ક્યારથી બન્યો એ સ્પષ્ટ કહેવું મુશ્કેલ છે, પણ આ પ્રક્રિયા વર્ષો પૂર્વે પણ પ્રવર્તમાન હતી એ તો નક્કી છે. "संभवामि युगे-युगे" કે "तीर्थनिकारदर्शनान्" જેવી અવતારવાદની જનશ્રુતિ આ ક્રિયાનો પ્રઘોષમાત્ર છે. યુગે યુગે અને સૈકે સૈકે આવું ઉત્થાન થતું જ આવ્યું છે. સામાજિક, રાષ્ટ્રીય કે ધાર્મિક પરિવર્તનનું મૂળ આપણને અહીં મળે છે. આમ ધર્મ, સમાજ, રાષ્ટ્ર વગેરે તમામ ક્ષેત્રોમાં **'ક્રિયોદ્ધાર'** નું સ્વરૂપ કેટલું પ્રવાહિત છે ? એનો ખ્યાલ આવી શકે છે.

પ્રકૃતિ જો કે ત્રિગુણાત્મક છે, છતાંય એ ત્રણેયમાં પ્રકૃતિધર્મ સમાન છે, તેમ ધર્મ એ પણ ભલે જ્ઞાન, દર્શન ને ચારિત્રાત્મક હોય કે અહિંસા, સંયમ ને તપ રૂપે હોય પણ ધર્મનું સ્વતંત્ર વર્ગીકરણ થઈ શકતું નથી, ધર્મના પેટાભેદો મૂળ ધર્મથી જુદા ન હોઈ શકે. દા. ત. નિર્ગ્રંથતાથી કોઇ પણ ફીરકો કે ગચ્છ જુદો નથી. દરેક મતભેદોનું ચરમ ધ્યેય આ નિર્ગ્રંથતાથી જો જુદું છે તો તેનો કશો જ અર્થ નથી. એ સંપ્રદાયો એ શ્વાસ વિનાના હૈયાં જેવા છે. નિષ્પ્રાણ !!....

શ્રમણસંસ્કૃતિનો આધાર મુખ્યત્વે આ નિર્ગ્રંથતા પર છે. અને મુનિ, શ્રમણ, ભિક્ષુ આદિની જગ્યાએ પૂર્વે નિર્ગ્રંથ શબ્દ જ વપરાતો હતો. બૌદ્ધોનાં 'ત્રિપિટકો' તથા જૈનોનાં

'આગમો' માં 'નિગ્ગંઠ' તથા 'નિગંઠ' શબ્દ ભ. મહાવીર તેમજ તેમનાં શ્રમણો માટે વપરાયેલો જોવા મળે છે. વીર નિર્વાણથી બીજી શતાબ્દીના ઉત્તરાર્ધ પછી આ નિર્ગ્રંથ ગચ્છ મુખ્યતયા કોટિક, ચંદ્રવાસી, વનવાસી અને વડગચ્છ એમ ચાર વિભાગોમાં વિભક્ત થયો. એક એકની નાની મોટી બીજી શાખાઓ પણ પડી, છતાં પણ કોઈ એમ માનવાની ભૂલ ન કરી બેસે કે આ ગચ્છો–શાખાઓ–ગણો–કુલો વગેરે કેવળ ક્રિયાજન્ય ભેદને લઈને અથવા અન્ય કોઈ વિખવાદના કારણે જન્મ્યા છે. વાસ્તવમાં એમ નથી. આ વહેંચણી કયારેક ઐતિહાસિક ઘટનાઓને ઉદ્દેશીને થઈ છે તો કયારેક દેશ, ગામ કે સ્થળ પરત્વેના ધર્મપ્રચારને લઈને પણ થઈ છે. ગોત્ર અને પ્રવર્તકના નામથી પણ ગચ્છના નામો પડ્યાં છે. વિક્રમની ૧૧ મી શતાબ્દી સુધી તો ગચ્છભેદમાં આ હેતુ બરાબર જળવાઈ રહ્યો. તે પછી જ ગચ્છોએ સાંપ્રદાયિકતાનું રૂપ લીધું. સમય જતાં વિક્રમના દશમા શતકના ઉત્તરાર્ધ સુધીમાં તો એ નિર્ગ્રંથગચ્છ ચોરાશી ભાગોમાં વહેંચાઈ ગયો. પણ આજે મળતી ચોરાશી ગચ્છની નામાવલી પ્રાચીન નહિ પણ અર્વાચીન છે, એમ મળેલ માહિતી પરથી જાણી શકાય છે.

ગુપ્તકાળ ( વિ. સં. ૩૦૦ થી ૮૦૦ ) ના લગભગ એક સૈકા પછી એટલે કે વિ. સં. ૪૧૨ માં ચૈત્યવાસની પરંપરા પ્રકાશમાં આવી. જૈન સાધુના આચાર–નિયમોમાં દાખલ થતી આ શિથિલતા આ પરંપરાનું મૂળ કારણ હતું. છતાં તેમાં મુદ્દલે નિર્ગ્રંથતા ન હતી એમ કહેવાનું સાહસ ન કરી શકાય. કારણ નિર્ગ્રંથના પાંચ પ્રકાર છે. શિથિલાચારની પરિપાટીનો ઇતિહાસ આમ સંસાર જેટલો જુનો છે.[1]

ચાલુ ઇતિહાસમાં સાધુ જીવનમાં પ્રવેશતી શિથિલતાને કારણે **ચૈત્યવાસી** નામ વીર સંવત ૮૮૨ ( વિ. સં. ૪૧૨ ) માં પ્રગટપણે પ્રસિદ્ધિમાં આવ્યું. સાધુઓએ દુકાળના કારણે વનમાંથી નીકળી વસતીમાં રહેવાની શરૂઆત કરી. ધીમે ધીમે ચૈત્ય–મંદિરોમાં સ્થાયી વસવાટ થતા ગયા. સાધુઓ આ પછી લોકોના સંપર્કમાં વિશેષ આવવા લાગ્યા. પરિણામે સાધુનો આચાર ભુલાવા લાગ્યો, અને કેટલાક આચારવિરુદ્ધ રિવાજોએ ચૈત્યવાસી જીવનમાં સ્થાન લીધું. પાછળના ૩૦૦–૩૫૦ વરસના ગાળામાં આ પરંપરાએ માઝા મુકી. આ સમયના સુવિહિતશિરોમણિ આચાર્ય શ્રી હરિભદ્રસૂરિજીએ આ શિથિલાચાર સામે ઝુંબેશ ઉઠાવી અને આ વ્યાપક બનતી જતી બદીને નિર્મૂળ કરવાનો પ્રયત્ન કર્યો.

ત્યારે શિથિલતાનું પાખંડ કેટલું વધ્યુ હશે એનો ખ્યાલ આપણને આ. શ્રી હરિભદ્રસૂરિજીએ રચેલા **'સંબોધ પ્રકરણ'** ઉપરથી આવે છે. ઉપરાંત આ રચનાએ દેવ, ગુરુ, ધર્મ તત્ત્વ ત્રિપુટીના વાસ્તવિક ચિતારે માનસપરિવર્તનમાં થોડો પણ જરૂર ભાગ ભજવ્યો હશે એમ માની શકાય છે, આ સિવાય ગુજરાતમાં ગુપ્તકાલીન ચૈત્યવાસી પરંપરા કેવી પાંગરતી હતી ? તેમાં મુખ્ય ભાગ કોનો હતો ? સુવિહિતોમાં આ. શ્રી હરિભદ્રસૂરિજીના આ કાર્યમાં સાથ આપનાર અન્ય કોઈ હશે કે કેમ અને હોય તો એ કોણ હશે ? વગેરે સવાલો તેના ચોક્કસ જવાબ માંગી લે છે.

---

૧ જુઓ, તત્ત્વાર્થ સૂત્ર તથા તેમના સ્વોપજ્ઞ ભાષ્ય ઉપરની હારિભદ્રીય ટીકા—
અધ્યાય ૯, સૂત્ર ૪૯–૫૦

ગુપ્તકાળ પછીનો ચૈત્યવાસનો ઇતિહાસ ઉજ્જવળ છે. કારણ ચાવડા (ચાપોત્કટ) વંશના કુળગુરુ ચૈત્યવાસી હતા.

**શિસોદીયા સંડેસરા, ચઉદશિયા ચૌહાણ;**
**ચૈત્યવાસી ચાવડા, કુળગુરુ એહ વખાણ.**

આ દુહા પરથી એ વાત સાબિત થાય છે.

વિ. સં. ૮૦૨ માં **વનરાજે અણહિલપુર પાટણની** સ્થાપના કરી અને એ વનરાજનું બાલપણ ચૈત્યવાસી આચાર્ય શ્રી **શીલગુણસૂરિ** અને તેમના શિષ્ય શ્રી **દેવચંદ્રસૂરિજી**ની સીધી દેખરેખ નીચે વીત્યું હતું. આમ વનરાજના જીવનઘડતરમાં આ. મ. શ્રી શીલગુણસૂરિજીનો મહત્ત્વનો ફાળો હતો. માતા રૂપસુંદરીએ જંગલમાં આ વનરાજને આચાર્યશ્રીને સોંપી દીધો હતો. વનરાજ આચાર્યશ્રીની પવિત્ર છાયામાં ઉછર્યો હતો. આ બધું ઉત્તરદાયિત્વ વનરાજ ભુલ્યો ન હતો. જ્યારે એ પાટણની રાજગાદીએ બેઠો ત્યારે પેલી ઉપકારની ભાવનાને વશ થઇ ચૈત્યવાસને રાજ્યાશ્રિત બનાવ્યો અને રાજ્યના ફરમાનમાં જાહેર કર્યું કે–‘ચૈત્યવાસી સાધુ સિવાય પાટણમાં બીજા કોઇ પણ સુવિહિતોને સ્થાન નથી’ આમ પૂરેપૂરી કિલ્લેબંધી થઇ ચૂકી હતી.

આ પછી વિક્રમના ૧૧ મા શતકમાં પાટણમાં **દુર્લભરાજ**નું શાસન હતું ત્યારે પણ આ ફરમાનનું પાલન ચાલુ હતું. એ અરસામાં થનારા આચાર્ય શ્રી **વર્દ્ધમાનસૂરિજી** ચૈત્યવાસી હતા. ૮૪ ચૈત્યો (મઠ) તેમના હાથ નીચે હતા. પરંતુ પાછળથી એક દિવસે આચાર્યે પોતાના જીવનમાંથી ચૈત્યવાસની પરંપરાને તિલાંજલી આપી દીધી. ચૈત્યોનું આધિપત્ય તેમણે છોડી દીધું, અને સુવિહિત માર્ગના બીબામાં જીવનના સુવર્ણરસને ઢાળવાનું નક્કી કર્યું. પોતે ચૈત્યવાસની બદીઓથી તો વાકેફ હતા જ, તેથી તેમણે એનાથી બીજાને બચાવવાનો વિચાર કર્યો.

એક દિવસ પોતાના વિદ્વાન શિષ્ય આ. શ્રી જિનેશ્વરસૂરિ અને શ્રી બુદ્ધિસાગરસૂરિને પાટણ મોકલવાનું નક્કી કર્યું અને તેઓ પાટણમાં આવ્યા.

પણ ત્યાં તો તેમણે બીજી જ હવા જોઇ! પાટણની વણસેલી ધાર્મિક પરિસ્થિતિ અંગે તેમણે જરૂર સાંભળ્યું હતું પણ જે દેખાતું હતું એવી કલ્પના તો તેમણે નહોતી કરી.

કારણ ત્યાં ઉભા રહેવાની મનાઇ હતી, ઉતરવાનું કોઇ સ્થાન ન હતું, કયાંય આદર ન હતો, સન્માન ન હતું, ચારેય તરફ જાકારો હતો.

પાટણના ચૈત્યવાસીઓના એકહથ્થુ સામ્રાજ્યથી બધા ભાગતા હતા. તેના સીમાડામાં પગ મૂકવાની હામ કોઇ સંવેગીએ ભીડી ન હતી. પહેલવહેલો એ પ્રસંગ હતો, એક સંવેગીયુગલનો એ પહેલો જ પ્રવેશ હતો.

વાતાવરણ ગંભીર હતું. આવવાનો ઉદ્દેશ સફળ થાય એવા એંધાણ જરા પણ દેખાતાં

ન હતાં. છતાંય આગંતુક સંવેગીઓની શ્રદ્ધા અતૂટ હતી. લીધેલ ધ્યેયની તેમાં પ્રબળ તાકાત હતી. સાધનાનું ખમીર તેમના રોમેરોમમાં ઉછાળા મારતું હતું.

**સોમેશ્વર** રાજપુરોહિત હતો. ધર્મે શૈવધર્મી હતો. છતાંય સત્યધર્મનો જ પક્ષપાતી હતો. અન્યાયને તે જરાપણ સાંખી શકે તેમ ન હતો. સોમેશ્વર તેની ન્યાયનિષ્ઠા માટે લોકપ્રિય હતો. સંવેગીયુગલ આ પુરોહિતને ત્યાં ગયું. યુગલ સમયજ્ઞ હતું. તેણે દ્વારમાં પેસતાં જ વેદોચ્ચાર કર્યો. એ સાંભળતાં જ પુરોહિતે એ યુગલને આવકાર આપ્યો. પુરોહિત આ અવધૂતોની જ્ઞાનપ્રતિભા જોઇ ખુશ થઇ ગયો. તેને તો એ યુગલ વેદ–ઉપનિષદ્–સ્મૃતિ–આગમોની જાણે જીવંત પ્રતિમાઓ દેખાઇ ! !

પુરોહિત સોમેશ્વર રાજના વફાદાર માણસ હતા, પરંતુ આજ તે રાજના કાનૂનનું ઉલ્લંઘન કરી રહ્યા હતા. પરંતુ તેમને તેનો ખ્યાલ ન હતો. અને હોય તો તેને કોઇની બીક ન હતી. એ નીડર હતા.

આ બાતમી જ્યારે ચૈત્યવાસીઓને મળી, ત્યારે તેઓ સીધા જ પુરોહિતના નિવાસે આવ્યા અને ઘણી કડકાઇથી કીધું કે—'આ સંવેગી સાધુને તમે અહિં નહિ રાખી શકો અને રાજઆજ્ઞાથી વિરુદ્ધ તમે તેમને જે આશ્રય આપ્યો છે તે બદલ તમે હવે રાજના ગુનેગાર છો...."

ચૈત્યવાસીની આ ધમકીથી તે જરાય ન ડગ્યા. પુરોહિતે ઘણા જ ઠંડા હૈયાથી જવાબ આપ્યો:—"આનો નિર્ણય રાજસભામાં લેવાશે અને જો હું ગુનેગાર ઠરીશ તો તેનો દંડ હું ભોગવી લઇશ...."

ચુકાદો રાજસભામાં આવવાનો હતો. સામસામા બંને પક્ષ મજબૂત હતા. બંનેએ વાતની રજૂઆત કરી. વનરાજના સમયથી પાટણમાં સ્થપાયેલી ચૈત્યવાસીઓની સાર્વભૌમ સત્તાને ડગાવવાનો આ પહેલો જ પ્રસંગ ને પ્રયત્ન હતો. ચૈત્યવાસીઓ આથી ખળભળી ઊઠ્યા. તેમણે ખૂબ જ શોર મચાવ્યો. ખૂબ હોહા કરી. એ વિરોધમાં સત્તા હતી પરંતુ શાણપણ ન હતું. કાયદો હતો પણ કુનેહ ન હતી.

સોમેશ્વર સંવેગી સાધુઓનો પ્રતિનિધિ બન્યો. આ લડતમાં તેની પાસે માત્ર સત્યનિષ્ઠા જ હતી. તેમાં તેનો ગુણાનુરાગ હતો. ખોટી પરંપરામાં એ માનનારો ન હતો. સત્યનો આત્મા ઘવાય તે પહેલાં જ પોતાનો આત્મા પડે એમ ઇચ્છનાર હતો.

દુર્લભરાજ પણ કંઇક આવા સ્વભાવનો હતો. તેણે ફેંસલો આપતાં કહ્યું:—'પુરોહિત સોમેશ્વરજી નિર્દોષ છે. સંયમી પુરુષોને આશ્રય આપવો એ કંઇ ગુનો નથી પણ ફરજ છે. જ્યાં ફરજ જો ગુનાથી મૂલવાતી હોય તો એ દેશ આબાદ નથી. એ આઝાદ નથી. તે પરતંત્ર છે. બરબાદ છે. સાંપ્રદાયિક જોહુકમી ગામ, નગર, દેશ બધાય માટે લાંછનરૂપ છે. પાટણ આજથી દરેક ગુણવાનોનો સત્કાર કરશે. સૌ તેને સન્માનિત કરશે.'

સભામાં ઉપસ્થિત શૈવદર્શની મહાત્મા 'જ્ઞાનદેવે' આ વાતને ઝીલી લીધી. અને તેમણે



વયોવૃદ્ધ શ્રી દેવમુનિજી મહારાજ

પૂ. નિપુણમુનિજી મહારાજ — પૂ. ભક્તિમુનિજી મહારાજ

ઊભા : દેવેન્દ્રમુનિજી મહારાજ — લક્ષ્મીમુનિજી મહારાજ (પાલીતાણા)



મુનિ શ્રી હેમમુનિજી આદિ, સમુદાય સાથે. રતલામ
(સં. ૧૯૫૮)

સંવેગીઓના નિવાસ માટે જમીન અર્પણ કરી દીધી. આ રીતે વરસો બાદ પાટણમાં સંવેગી સાધુઓના પગલાં પડવા શરૂ થયાં.

સોલંકી યુગમાં પાટણની જાહોજલાલી ચરમ સીમાએ હતી. એના એંધાણ આ ભૂમિકામાં જોવા મળે છે. એ તકનો લાભ કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય મ૦ સાહેબે સારો ઉઠાવ્યો હતો. ભાવિ હંમેશા પુણ્યાત્માઓ માટે પૂર્વભૂમિકા તૈયાર કરતી જ રહે છે. તેનું આ એક ઉજળું ઉદાહરણ છે.

વિક્રમના ૧૧ મા શતકનો જ એક બીજો પ્રસંગ છે. ચૈત્યવાસીની શિથિલતાનો એ પૂરેપૂરો ચિતાર આપે છે.[૧]

સેઢી નદીના કિનારે સ્તંભનપુર (ખાંભણા) માં શ્રી સ્તંભન પાર્શ્વનાથનું નૂતન જિનાલય બંધાવવા માટે રકમ ભેગી કરવામાં આવી હતી. આ. મ. શ્રી **મલ્લદેવસૂરિ**ના શિષ્ય **આમ્રેશ્વર** શિલ્પશાસ્ત્રમાં ત્યારે નિપુણ મનાતા હતા. આથી ચૈત્યના કર્માધ્યક્ષ તરીકે તેમની નિમણુંક કરવામાં આવી. આમ્રેશ્વરે કામ શરૂ કર્યું. સંઘે તેમને વેતનમાં દરરોજનો એક દ્રમ્મ અને ભોજન આપવાનું નક્કી કર્યું. આ બતાવે છે કે આમ્રેશ્વર ચૈત્યવાસી જ હતા. પણ આમ્રેશ્વરે ભિક્ષા માંગીને મળતાં દ્રમ્મનો સંગ્રહ કર્યો. ભોજન–પાણીમાં કરકસર કરી અને તે કરકસરમાંથી ભેગી થયેલી રકમમાંથી તેમણે તે ચૈત્યમાં જ પોતાના નામની એક દેવકુલિકા (દેહરી) બંધાવી. આ વસ્તુ સાફ ને સ્પષ્ટ વાત જણાવે છે કે ત્યારે સાધુઓ પણ ગૃહસ્થની જેમ ધનના બદલામાં કામ કરતા થઈ ગયા હતા.

આ પરંપરા ઓછેવત્તે સ્વરૂપે ૧૩ મા સૈકામાં પણ કાયમ રહી. વિ. સં. ૧૨૬૫ માં **વાયડગચ્છીય શ્રી જિનદત્તસૂરિજી**ના શિષ્ય **શ્રી જીવદેવસૂરિજી** એક પ્રભાવક ને ચમત્કારિક સાધુ થઈ ગયા. તે સમયે ચૈત્યવાસીઓનું પ્રાબલ્ય ખૂબ જ હતું.

આચાર્ય શ્રી જીવદેવસૂરિની પરંપરામાં થનાર નૂતન આચાર્યના પદપ્રદાન પ્રસંગે આચાર્યને સુવર્ણની યજ્ઞોપવિત (જનોઈ) આપવામાં આવી હતી. તથા એ પ્રસંગ નિમિત્તે બ્રહ્માના મંદિરમાં અભિષેક કરાવવામાં આવતો હતો.[૨] આ રિવાજ ચૈત્યવાસીઓની ત્યારે કેવી ભારે પકડ હતી તે કહી જાય છે. તે સમયે આચાર્યના અનેક ચમત્કારોથી ઘણા બ્રાહ્મણો તેમની નજદીક આવ્યા, અને જૈનો તેમજ બ્રાહ્મણો વચ્ચે ઐક્ય સ્થપાયું. આની એક ઉલટી અસર એ પડી કે તેથી એક અનિચ્છનીય રિવાજ દાખલ થઈ ગયો.

આ પ્રસંગો જોતાં આપણે એમ કહી શકીએ કે ચૈત્યવાસમાં આવેલી શિથિલતા વધારે પડતી છતાંય એકાંશી હતી. સાધુજીવનના ઉત્તરગુણો એથી ભૂલાતા ગયા. પણ તેનાં મૂળ ગુણો તો સચવાઈ જ રહ્યા. ઉપરાંત તેમણે તીર્થ (ચૈત્ય) સંરક્ષણ તથા ચમત્કાર દ્વારા શાસન-પ્રભાવના આદિનું પણ કાર્ય ઉપાડી લીધું. આમ ઠેઠ વિક્રમની પાંચમી સદીથી માંડીને લગભગ અઢારમા સૈકા સુધી આ પ્રવૃત્તિ ચાલતી રહી.

---

૧. જુઓ, પ્રભાવક ચરિત્ર, અભયદેવસૂરિ પ્રબંધ ગાથા ૧૬૧ થી ૧૬૪.

૨. જુઓ, પ્રભાવકચરિત્ર, જીવદેવસૂરિ પ્રબંધ ગાથા ૧૬૮.

સમયના વમળમાં કોઈ પણ વસ્તુ એકસ્વરૂપે ટકી શકતી નથી. એક પ્રથા ઉન્નતિના શિખરે પહોંચતી હોય છે ત્યારે બીજી પ્રથા પટકાતી હોય છે. પતન ને ઉત્થાનનું ચક્ર હંમેશા ઘૂમતું જ રહે છે.

ઘણીવાર આ ચૈત્યવાસ સામે વિરોધ ઉઠાવવામાં આવ્યો. આ માટે, આ બદીને નાબૂદ કરવા ક્રિયોદ્ધાર પ્રચારમાં આવ્યો. સમય જતાં એની ઝુંબેશથી તેઓની જડ ને સંગીન પકડ ઢીલી પડતી ગઈ. પાછળથી એ ચૈત્યવાસની પરંપરા **યતિ** અને **શ્રી પૂજ્ય**માં રૂપાંતર પામી. દિગંબરસમાજમાં આવો જ **ભટ્ટારક** વર્ગ ઊભો થયો. આમ એ રૂઢિ આજ સુધી ચાલી આવી.

ઇતિહાસ કહે છે કે યતિપરંપરામાં જે વસ્તુનું આકર્ષણ હતું તે ચમત્કાર હતો. શાસન-સેવાની જે ઉત્કટ ભાવના હતી તે હતું. પરંતુ સમય વીતતાં તે આકર્ષણ ઓછું થયું. કારણ તેમની એ ભાવના મોળી પડવા માંડી. યતિના પરિધાનમાં તેઓ સંસારીજીવનનું અનુકરણ કરવા લાગ્યા. કંચન–કામિનીના તેઓ લાલચુ બન્યા, ત્યારથી તેઓ સમાજમાં તેમનું સ્થાન ખોઈ બેઠા.

બીજી બાજુ ક્રિયોદ્ધાર દ્વારા સંવેગની–વૈરાગ્યની હવા જોરદાર ફુંકાઈ રહી હતી. અને તેઓએ યતિવર્ગની અમર્યાદ છૂટછાટ સામે ભારે જેહાદ જગાવી. આથી સમાજની શ્રદ્ધા યતિવર્ગ પરથી ઓછી થવા લાગી. અને સમય પાકતાં સંવેગના આકર્ષણે યતિઓના શિથિલા-ચારને મરણતોલ ફટકો માર્યો.

ક્રિયોદ્ધાર તે વખતે ધાર્મિક ક્રાંતિ લેખાતી હતી. સંઘે પણ આ ક્રાંતિને વધાવી લીધી. અને ક્રિયોદ્ધારકને સમયજ્ઞ, સુધારક અને સંયમી આત્મા તરીકે બિરદાવવામાં આવ્યો.

ક્રિયોદ્ધારના ઇતિહાસમાં આચાર્ય શ્રી **વિજયસિંહસૂરિ**નું નામ ખૂબ જ આગળ પડતું છે. આ આચાર્ય **આર્યખપુટ** વંશના હતા. અને તેમનો સત્તાસમય લગભગ વિક્રમની દશમી સુધીનો માનવામાં આવે છે. આ૦ શ્રી વિજયસિંહસૂરિજીનું જીવન અનેક ઐતિહાસિક પ્રસંગો સાથે સંકળાયેલું છે. આ આચાર્યશ્રીએ ક્રિયોદ્ધાર–સંયમોદ્ધાર કર્યો હતો. અને ત્યારબાદ તેમણે શત્રુંજય, ગિરનાર, ભૃગુકચ્છ (ભરૂચ) આદિ તીર્થોનો ઉદ્ધાર કર્યો હતો. કહેવાય છે કે આચાર્યશ્રી પર શ્રી અંબિકાદેવી પ્રસન્ન હતી અને આ દેવીએ આચાર્યશ્રીને સિદ્ધગુટિકા આપી હતી. આ ગુટિકાના પ્રભાવથી આચાર્યશ્રીએ રૂ. ૫૦૦૦)ની રકમ ભેગી કરીને ભરૂચના શ્રીમુનિસુવ્રતસ્વામી ચૈત્યનો ઉદ્ધાર કર્યો હતો. આચાર્યશ્રી સંપૂર્ણતયા સંવેગી અને સંયમના અર્થી હોઈ દ્રવ્યથી તદ્દન નિરપેક્ષ હતા. આ રીતે તત્કાલીન ચૈત્ય-વાસની વ્યાપક અસરથી આચાર્યશ્રી જળકમળની જેમ તદ્દન નિર્લેપ રહ્યા હતા. તે સમયમાં તેમણે મેળવેલી સિદ્ધિ ખરેખર મહાન હતી.[૧]

આ પછી વિક્રમના ૧૬મા સૈકાથી ૨૦મા શતક સુધીનો ઇતિહાસ આ ક્ષેત્રમાં ઉજળું ઉદાહરણ પૂરું પાડે છે. વિ. સં. ૧૫૮૨માં તપગચ્છ સંપ્રદાયમાં પેસી ગયેલા શિથિલાચારને

૧. જુઓ, પ્રભાવક ચરિત, વિજયસિંહસૂરિ પ્રબંધ શ્લોક ૮૬–૮૭ તથા ૧૨૯ થી ૧૩૨.

આ૦ શ્રી **આનંદવિમલસૂરિજી**એ ક્રિયોદ્ધાર કરી હડસેલી કાઢ્યો. ૧૪ વરસ સુધી સતત વિહાર કરી અનેક જગાએ ધર્મજાગૃતિ આણી, અને ઘણી નવી જગાઓ વિહાર માટે ખુલ્લી મૂકી. જેસલમેરનો વિહાર જે જલરેલની હોનારતના કારણે બંધ હતો એ તેમણે ફરીથી શરૂ કર્યો.

આ પછી ૧૮ મા શતકમાં પં૦ શ્રી **સત્યવિજયજી** ગણિએ ક્રિયોદ્ધાર કર્યો. તેનાથી મેવાડ તથા મારવાડમાં ચાલતું મૂર્તિવિરોધીઓનું જોર નરમ પડ્યું. આના ચિહ્ન તરીકે પ્રતિમા ઉત્થાપક વર્ગથી અલગ ઓળખાણ માટે તપગચ્છ મૂર્તિપૂજક પરંપરામાં રંગીન (પીળા) વસ્ત્રપરિધાનની પ્રથા અમલમાં આવી.

વીસમી સદીનો પ્રથમ દસકો એટલે સંવેગી સાધુતાની ઉગતી તવારીખ. એ વેળાના સંવેગી સાધુઓ તુંબડીમાંના કાંકરા બરાબર હતા. યતિઓની સંવેગીઓ ઉપર ચાલતી જોહુકમી તેમજ તેમના એકછત્રી સામ્રાજ્યનો અસ્તકાળ હવે આવી પહોંચ્યો હતો. સંવેગીઓના સૂર્યોદયના આછાં કિરણો હવે પથરાઇ રહ્યાં હતાં.

વિ. સં. ૧૯૦૨ માં પંજાબી ત્રિપુટી કે જે મૂળે સ્થાનકવાસી હતી, પરંતુ પાછળથી સ્વેચ્છાએ મંદિરમાર્ગી થયેલી તે ત્રિપુટી ગુજરાતમાં આવી. એ ત્રિપુટીના અગ્રીમ શ્રી **બુટ્ટેરાયજી** (બુદ્ધિવિજયજી) હતા. સાથે એમના પુણ્યશ્લોકી બે શિષ્યો શ્રી વૃદ્ધિચંદ્રજી અને શ્રી મૂલચંદ્રજી હતા. સં. ૧૯૧૨ માં ત્રણે અમદાવાદ આવ્યા, ત્યાં બિરાજમાન શ્રી મણિવિજયજીદાદા પાસે આવી સંવેગી દીક્ષા અંગીકાર કરી.

આ પછી ૧૯૩૨ માં ક્રાંતદર્શી શ્રી આત્મારામજી મહારાજ તેમના સમુદાય સાથે હ્રાસ થતી સાધુતાને ઉગારી લેવા અમદાવાદ આવી પહોંચ્યા. ત્યાં તેમણે શ્રી બુટ્ટેરાયજી પાસે દીક્ષા લીધી. સાથેનો સમુદાય પણ તેમના પગલે અનુસર્યો.

આમ ગુજરાતે સાધુતાને પુનર્જીવન આપ્યું. એમાંય તે ક્રાંતિકારી પરિવર્તન માટે તો એ કેન્દ્ર જ રહ્યું. પછી તો ગુજરાત, કાઠિયાવાડ અને પંજાબમાં પણ સંવેગી સાધુઓ વિહાર કરવા લાગ્યા. આથી ત્રણેય પ્રાંત જાગી ઉઠ્યા. સંવેગીઓએ યતિવર્ગ સામે જેહાદ ઉઠાવી, યતિવર્ગ આથી ધ્રુજી ઊઠ્યો અને સમય જતાં તેમની નાગચૂડ ઢીલી બનતી ચાલી. આ રીતે સાધુતાને સતત વેગ મળતો જ રહ્યો. અને એણે શિથિલાચારના ગંદવાડને લગભગ ઉલેચી નાખ્યો.

સમષ્ટિગત પ્રયત્નોની જેમ ક્રિયોદ્ધારના વ્યક્તિગત પ્રયત્નો પણ થયા. તેમાં શ્રી રાજેન્દ્રસૂરિજી અને બીજા આપણા ચરિત્રનાયક શ્રી મોહનલાલજી બંને આત્મા યતિ–શ્રીપૂજ્યોની મર્યાદાઓ વટાવી સંવેગિતાના સોપાને આવીને ઉભા રહે છે. એમના જીવનની એ છેલ્લી સિદ્ધિ હતી.

તેમાં **મુનિશ્રી મોહનલાલજી** વિ. સં. ૧૯૩૦ માં અજમેર મુકામે સંઘ સમક્ષ ક્રિયોદ્ધાર કરી સંવેગી બન્યા હતા. યતિજીવનની લાખોની જાયદાદ–મિલ્કત, સ્વેચ્છાએ તેમણે ત્યજી

દીધેલી. આ પહેલા તેમણે જ્યારે કલકત્તામાં સંવેગીજીવનનો સંકલ્પ કરેલો ત્યારે પણ રાયબહાદુર બાબુશ્રી બદ્રીદાસજી તેમજ બાબુશ્રી ધનપતસિંહજીને બોલાવી યતિશ્રી મોહનલાલજીએ જણાવ્યું કે–"મારી ઇચ્છા હવે આ બધું ત્યાગવાની છે. હું ધનના બંધનથી આત્માને જકડી રાખવા માંગતો નથી. તો આ મારી દશબાર લાખની રોકડ રકમનો ઉપયોગ બનારસ તથા આસપાસના ક્ષેત્રોમાં દેરાસરના જીર્ણોદ્ધારના કાર્યમાં યથાયોગ્ય કરી દેવો...." આ સાંભળી બંને ગૃહસ્થો યતિશ્રીની આ નિરીહતાને વંદી રહ્યા અને મનોમન બોલી ઉઠ્યા.

ધન્ય ત્યાગ ! ! ધન્ય આત્મા ! ! !

મોહ ઉપર ત્યાગના વિજયનો એ પુનિત પ્રસંગ હતો. સ્વેચ્છાએ કાંચળી છોડીને ચાલ્યા જતાં સર્પને તમે કદી જોયો છે? તો આ પ્રસંગ સમજવો જરાય મુશ્કેલ નથી. યતિશ્રીએ પણ એ જ અદાથી નિર્માલ્ય શા એ ધનને છોડતાં જરાયે વાર ન લગાડી અને પોતાની પાસે રહેલા અઢળક ધનની મમતા ઘડીના છઠ્ઠા ભાગમાં ત્યજી દીધી. યતિવરની ત્યાગભાવના એ ધનના ઢગલાથી કદીયે ઢંકાઇ ન હતી. અને એ ભાવનામાં જ એમના આ પરિવર્તિત જીવનના બીજ રોપાયેલાં હતાં.

પણ આ માત્ર ધનનો જ ત્યાગ નહતો. કેવળ ધનથી જ દૂર થવાની વાત ન હતી. ત્યારે ?

એ.દ્રવ્યત્યાગની પાછળ ભાવત્યાગનું પીઠબળ હતું. યતિશ્રી સાધુવેષના જ નહિ પણ સાચી સાધુતાના ઇચ્છુક હતા.

મમતાની મુક્તિમાં શ્રમણત્વ તો છે પરંતુ એ મુક્તિ દ્રવ્ય અને ભાવ વિના અધુરી રહે છે. દ્રવ્ય–ભાવ બંનેથી મમત્વત્યાગ એ જ સાચું શ્રમણત્વ ! એ જ સાચી નિર્ગ્રંથતા ! નિર્ગ્રંથતા એ તો સાધુતાનો પ્રાણ છે. એ વિનાની દીક્ષા નાટક જેવી બની રહે છે. યતિશ્રી વિચારપરિવર્તનના એકીકરણમાં માનનારા હતા, દંભ એમને પસંદ ન હતો, વિસંવાદથી એ હજાર ગાઉ દૂર ભાગનાર હતા.

તેમની ક્રિયોદ્ધારની ક્રિયા એ વાસ્તવમાં ત્યાગ સાથે જીવનના સમન્વયની પ્રક્રિયા હતી. સંવેગની સરવાણીનું એ ઉદ્‌ભવસ્થાન હતું. આ પછી એમણે યતિનો સ્વાંગ ત્યજી દીધો. છડી, ચામર, નિશાન ડંકા, વગેરે બધો જ અસબાબ ફગાવી દીધો. રાજાશાહીમાં ખપતું એ શ્રીપૂજ્યત્વ તેમને ન રુચ્યું તેમને એ રાજાશાહી ને શ્રીપૂજ્યત્વ જરૂર ગમતાં હતાં. પ....ણ....

એમણે સાચી રાજાશાહી અને શ્રીપૂજ્યતા સાચી સાધુતામાં જોઇ. જીવનની નિરીહતામાં એ બધાનું દર્શન થયું. એમનો અંતરાત્મા જાગી ઉઠ્યો. અને પછી તો એ આત્મજ્યોતથી અનેક જીવનદીપ ઝગમગી ઉઠ્યા ! !

ક્રિયોદ્ધાર પછી મુનિશ્રી ખરતરગચ્છની સંવેગી પરંપરામાં આવનાર આચાર્યશ્રી જિનસુખસૂરિના શિષ્ય તરીકે પ્રસિદ્ધ થયા.

અલબત્ત, શરૂઆતમાં સામાચારી તેમની ખરતરગચ્છની રહી પણ સામાચારી કરતા સમ-

યજ્ઞતાનું એમને મન વધુ મૂલ્ય હતું. ગચ્છ–સંપ્રદાયના બંધનો તેમને કદી મુંઝવી શકયા નથી, આત્માનું અહિત કરનારી વસ્તુથી બચવા જરૂરી બંધનોને તેઓ રાખતાં. **સમજણ–વિવેકપૂર્વકના બંધનોથી આત્મા મુક્ત બને છે, જ્યારે આગ્રહશીલ બંધનો–રીવાજોથી આત્મા કેદ બને છે.** આ સિદ્ધાંત એ તેમનો જાણે જીવનમંત્ર હતો.

ક્રિયોદ્ધારની આ લાંબી હકીકત વાસ્તવમાં સંયમજીવનની કષ્ટસાધ્યતાને કહી જાય છે. જીવનના નિર્વિવાદ સિદ્ધાંતોને સર્વવ્યાપી બનાવવા, મહાન ત્યાગી ધુરંધર આત્માઓ અચૂકપણે આવી પહોંચે છે.

ધર્મ, સમાજ અને દેશના દોરને હાથમાં લઈ લે છે. અને તેઓના આગમનથી ધર્મ ફરી નવપલ્લવિત બને છે.

સમાજમાં સંયમનો પ્રાણ ફુંકાય છે. અને દેશની મડદાલ બનેલી સંસ્કૃતિ પુનઃ સજીવન બની ઉઠે છે.





## ॥ તીર્થં ફલતિ કાલેન, સદ્યઃ સાધુ સમાગમઃ ॥

[ ૯ ]

વિહાર એ સાધુ જીવનનું અનિવાર્ય અંગ છે. ધર્મપ્રચાર અને ઉપદેશનું કાર્ય એનાથી વિશેષ સરળ બને છે. 'बहुजनहिताय बहुजनसुखाय' ની પવિત્ર ભાવનાનું દર્શન આમાં સ્પષ્ટ થતું જોવાય છે.

આપણા ચરિત્રનાયક પણ એ જ ભાવનાથી પ્રેરાઇને હિંદુસ્તાનમાં ખૂબ ખૂબ વિચરેલા. તેમનું વિહારક્ષેત્ર દક્ષિણમાં સુરત, મુંબઇ, પૂના; ઉત્તરમાં જોધપુર, જેસલમેર, બીકાનેર, ફલોધી, જયપુર (રાજસ્થાન) તેમજ ગુજરાતમાં અમદાવાદ; પૂર્વમાં કલકત્તા, અજીમગંજ, સમેતશિખરજી, લખનૌ, બનારસ અને મધ્યપ્રદેશ. તેમજ પશ્ચિમમાં પોરબંદર, જુનાગઢ સુધી હતું. આ રીતે તેમનું પ્રચારક્ષેત્ર પણ ઘણું જ વિસ્તૃત બની રહ્યું. સૌ પ્રથમ પ્રચાર તેમણે મરુભૂમિમાં કરેલો. સં. ૧૯૩૨ નુ વર્ષાવાસ સીરોહીમાં કરેલું. ત્યારનો આ પ્રસંગ છે.

મુનિરાજ ચાર ચાર માસ સુધી જ્યાં સ્થિરવાસ કરે ત્યાં તેમના પવિત્ર ચારિત્ર્યથી વાતાવરણ પણ સ્વાભાવિક રીતે પવિત્રતાની તેમજ ધાર્મિકતાની સુગંધથી મહેંકતું જ હોય છે.

મુનિશ્રીએ પોતાની નિઃસ્વાર્થી ભાવનાથી લોકો પર અજબ કામણ કર્યું. મુનિશ્રીની એક માત્ર ખેવના હતી કે લોકો ગમે તે રીતે ધર્મરાગી બને, ધર્મના મર્મજ્ઞ બને, આવી ઉદાત્ત ભાવનાને જો નિઃસ્વાર્થતા, ત્યાગવૃત્તિ અને પરોપકાર–પરાયણતાનું પીઠબળ ન મળે તો તે ભાવના ભાગ્યે જ પાંગરી શકે છે. મુનિશ્રીમાં એ બધાયનો સુભગ સમન્વય હતો.

લોકો જેમ ધર્મભાવનાના ભૂખ્યા હતા તેમ મુનિશ્રી પણ એ ભૂખને સંતોષવાના ભૂખ્યા હતા, પછી સીરોહીની પ્રજાની ધર્મભૂખ સંતોષવામાં શું બાકી રહે? સીરોહીની તલવાર જેમ પાણીદાર મનાતી હતી તેમ ત્યાંના લોકો પણ પાણીદાર હતા. પ્રજા જેમ કર્મવીર હતી તેમજ ધર્મવીર પણ હતી.

મુનિશ્રીએ પ્રજાના એ શૌર્યગુણનો વળાંક ધર્મક્ષેત્રમાં વળ્યો. સીરોહીની પ્રજા તેમના ધર્મપ્રચારના કાર્યથી ચકિત બની ગઇ. આ રીતે કીર્તિકળશના ચમકારા સીરોહીનરેશ કેશરીસિંહજી બહાદુરે (K. C. S. I G. C. I. E. Sirohi) પણ જોયા ને તેનાથી

પ્રભાવિત બની તેમણે મુનિશ્રીની મુલાકાત માંગી. તે સમયના રાજવીઓ તેમજ હોદ્દેદાર વર્ગ ધર્મતત્ત્વને કેટલો વફાદાર હતો ને તે માટે કેટલો સજાગ હતો તેનું આ ઉજળું ઉદાહરણ છે.

એક દિવસ સીરોહીનરેશ ને ચરિત્રનાયકની મુલાકાત થાય છે. અને પહેલી જ મુલાકાતે શ્રી નરેશ મુનિશ્રીની જ્ઞાનપ્રતિભાથી એટલા બધા પ્રભાવિત બને છે કે તે રોજ તેમના દર્શનાર્થે જાય છે.

નિઃસ્પૃહી મુનિઓને શું અર્પણ કરી અનૃણી થઇ શકાય? આ પ્રશ્ન સીરોહીનરેશને ઘણીવાર મુંઝવી જતો. આપવા માટે તો નરેશ પાસે અઢળક હતું, પણ મુનિશ્રીને ખપે નહિ તો એ શું કામનું? છેવટે ગોચરી માટે શ્રી નરેશે વિનંતિ કરી.

જૈનોને સુગમતાથી પ્રાપ્ત થતો આ પુણ્યપ્રસંગ નરેશ જેવા નરેશ માટે અશક્ય નહતો પરંતુ દુર્લભ તો જરૂર હતો. નરેશને મન આ એક મહામૂલો પ્રસંગ હતો, આથી મુનિશ્રીને ગોચરી વહોરાવતાં તેના આનંદની અવધિ નહતી.

પણ મુનિશ્રી સીધી રીતે ગોચરી કેમ વહોરી લે? કારણ મુનિશ્રીને ગોચરી એ જ અંતિમ નથી હોતું, અને ચરિત્રનાયક તો દીર્ઘદ્રષ્ટા હતા. અને એવા દ્રષ્ટાઓની દરેકે દરેક નાની મોટી પ્રવૃત્તિ લક્ષ્યમૂલક હોય છે.

મુનિએ નરેશને કીધું:—"राजन् ! जो भक्ष्य पदार्थ आप मुझे देने के लिये अुपस्थित हुअे है वह तो आप के सामने खडे हुअे गृहस्थ लोग भी आसानी से दे सकते हैं। और लाभ पा लेते हैं। आप को चाहिये कि अच्छी से अच्छी चीज हमें दे। और अच्छे से अच्छा लाभ अुठावे।"

રાજાને મુનિશ્રીની વાતમાં કંઇ સ્પષ્ટ સમજ ન પડી. મુનિશ્રી તે સમજી ગયા. તરત જ તેમણે ફોડ પાડતાં કહ્યું:—"जो चीज ये लोग दे नहि सकते यदि अैसी चीज मुझे दी जाय तो ठीक रहेगा...।"

"એના જેવું રૂડું બીજું શું? આપ જે ફરમાવો તે કરવા હું તૈયાર છું. આપની આજ્ઞા ઉઠાવતાં હું મારી જાતને ધન્ય સમજીશ...." નરેશે વિનમ્રભાવે જવાબ આપ્યો.

મુનિશ્રીએ રાજાની યોગ્યતા અને ભાવના જોઇ જે વસ્તુની માંગણી કરી એ તેમની દીર્ઘદૃષ્ટિનો અભૂતપૂર્વ દાખલો છે.

"राजन् ! एसी अेकमात्र चीज है। जीवदया का पालन। आप राज्य में अैसा फरमान करें कि इस राज्य में हिंसा करना मना है।"

અને મહારાજા કેસરીસિંહજીએ રાજ્યભરમાં શ્રાવણ વદ ૧૧ થી ભાદરવા સુદ ૧૧ સુધી અહિંસાવ્રત પળાશે એવી ખાત્રી આપી.

મોગલવંશી સમ્રાટ **અકબર** જેવા પણ જો અહિંસાને ટેકો આપે તો એક ક્ષત્રિય ફરજંદ એટલી પણ ઉદારતા ન બતાવે એમ બને જ કેમ? મુનિશ્રીની ભાવનાને શ્રી નરેશે આજ્ઞા સમજી માથે ચડાવી ને તેનું યોગ્ય પાલન પણ કરાવ્યું.

એવો જ એક બીજો પ્રસંગ છે. સીરોહી પરગણામાં આવેલું **રોહીડા** ગામ ત્યારે બ્રાહ્મણોના વર્ચસ્વ હેઠળ હતું. સીરોહી દરબારે આ ગામ ભૂદેવોને ભેટ કરેલું. આથી એ વર્ગથી વિરુદ્ધ જઈ ત્યાં કોઈ પણ ધાર્મિક કાર્ય કરાવવું એ જૈનો માટે મુશ્કેલ હતું. જૈનો અને બ્રાહ્મણો વચ્ચે વરસોથી વૈમનસ્ય ચાલ્યું આવે છે. વિક્રમની ૧૪મી સદીના પૂર્વાર્ધમાં દક્ષિણની રાજધાની દેવગીરી (દૌલતાબાદ) માં દહેરાસર ઊભું કરવા સારું જૈન મંત્રી **પેથડશાને** ઘણી જ મુશીબતોનો સામનો કરવો પડેલો, એ ઐતિહાસિક ઘટના સર્વવિદિત છે. અહીં પણ એવી જ વિટંબણાઓમાંથી પસાર થવાનું હતું.

રોહીડા ગામમાં એકાદ જિનમંદિર હોવું જોઈએ એવું ત્યાંના સંઘને ઘણા વખતથી લાગતું હતું, પણ ત્યાંની હવામાં એ ઇચ્છા બર આવે તેમ ન હતી.

સીરોહીના ચાતુર્માસ બાદ **મુનિશ્રી મોહનલાલજી** રોહીડા પધાર્યા ત્યારે સંઘે તેમને આ વાત કરી.

મુનિશ્રીના આગમન પછી વાતાવરણમાં કંઈક કાયાપલટના એંધાણ વર્તાવા લાગ્યા. એથી આશા બંધાઈ. મુનિશ્રીએ પણ એ ભાવના પૂરી કરાવવાની ખાત્રી આપી. આથી સંઘ તો રાજીના રેડ થઈ ગયો.

મુનિશ્રીના નિઃસ્વાર્થ ગુણની પરાગ સીરોહીનરેશના હૃદયભ્રમરને આકર્ષતી તો હતી જ. અને એને લીધે મહારાજાને અવારનવાર મુનિશ્રીના દર્શનનો લાભ મળ્યા કરતો હતો.

મુનિશ્રીએ મહારાજાને બધી વાત સમજાવી અને જ્યારે મહારાજાએ જાણ્યું કે આ કાર્ય માત્ર બ્રાહ્મણોના વિઘ્નસંતોષને લઈને જ અટકી રહ્યું છે ત્યારે તેમનું ધર્મઝનૂન ઉકળી ઊઠ્યું. તેઓ મનોમન અસહિષ્ણુ વર્ગ સામે ઝનુની ઊઠ્યા. એ અન્યાય ને દમન જોવા એ તૈયાર ન હતા, તેમણે મુનિશ્રીને નમ્રભાવે કીધું:—"ગુરુદેવ ! આપ એ માટે જરાય ચિંતા ન કરશો. એ કામ જરૂર થઈ જશે, અને એ માટે હું મારી જગા આપને અર્પણ કરું છું."

અને માનશો ? જ્યાં એક નાનું સરખું મંદિર ઊભું કરવાની મુશ્કેલી હતી ત્યાં આજે ત્રણ ત્રણ ગગનચુંબી જિનાલયો ઊભાં છે. આ ભવ્ય ને ઉદાત્ત ભાવનાની અસર બહુ દૂર દૂર સુધી પડી. બ્રાહ્મણો એથી જૈનોના વિદ્વેષી મટી પ્રશંસક બન્યા.

આ પછી બ્રાહ્મણવાડામાં ( બામણવાડાતીર્થ ) આવેલું પ્રાચીન જૈનમંદિર કે જે જૈનસંઘની માલિકીનું ગણાય છતાંય તે બીજાના હાથમાં હતું. વિશેષતઃ બ્રાહ્મણો જ ત્યાં વસતા હોઈ તે ગામનું નામ પણ 'બ્રાહ્મણવાડા' ( આજનું બામણવાડાતીર્થ ) તરીકે પ્રસિદ્ધ પામેલું છે. સૌભાગ્યે સત્તાની એ સાઠમારી વધુ સમય ન ટકી. સીરોહીનરેશે તુરત જ એ ગામ પણ સંઘને અર્પણ કરી જિનમંદિરની સંપૂર્ણ વ્યવસ્થા સ્થાનિક શ્રીસંઘને સુપ્રત કરી,

રાજસ્થાનની એ ભૂમિ આવા તેજોમય આત્માથી ચમકી ઉઠી, ત્યાંની પ્રજા હજી પણ તેમને કૃતજ્ઞભાવે યાદ કરે છે.

ત્યારની જ આ વાત છે. વિહારમાં **શ્રીમદ્ આત્મારામજી** સીરોહી પધારેલા ત્યારે



ચરિત્રનાયકના ગુરૂભક્ત સીરોહીનરેશ કેશરીસિંહજી બહાદુર
(K. C. S. I. G. C. I. E. SIROHI)



સ્વ. શેઠશ્રી નગીનચંદ કપૂરચંદ ઝવેરી



સ્વ. શ્રી. નગીનભાઈ ઘેલાભાઈ ઝવેરી



સ્વ. શેઠશ્રી હીરાચંદ મોતીચંદ ઝવેરી



અ. સૌ. શ્રી જયકોરબહેન

ચરિત્રનાયક ત્યાં નહિ હતા. સાંજનું પ્રતિક્રમણ શ્રી આત્મારામજી મ. ની નિશ્રામાં થયું. પ્રતિક્રમણની પૂર્ણાહુતિ પછી બધા જય બોલ્યા ત્યારે એ–'જય બોલો શ્રી મુનિ મોહનલાલજી કી' એમ બોલી ઉઠ્યા હતા. આ જયથી શ્રી આત્મારામજી મહારાજને આશ્ચર્ય થયું. કારણ જેમની નિશ્રામાં પ્રતિક્રમણ થાય તેમની સ્વાભાવિક રીતે જય બોલાય છે. આ અંગે જ્યારે ખુલાસો થયો ત્યારે સંઘે કીધું:—

महाराज साहब ! आपका कहना ठीक है किंतु जिस महापुरुषने हमें मार्गदर्शन कराया ऊनका ऋण हम कैसे भूल सकते हैं ?

આ ઉત્તર સ્પષ્ટ છતાં વિવેકપૂર્ણ હતો. શ્રી આત્મારામજી મહારાજને આ જવાબથી કંઈ અજુગતું કે સ્વમાનભંગ ન લાગ્યો. ઉદાર, દરીયાવ દિલના મહારાજે તે પછી જવાબ આપ્યો તેનો સાર લઈ આજના તબક્કે જીવનમાં ઉતારવાની પૂરેપૂરી જરૂર છે. શ્રી આત્મારામજી મહારાજના કથનનો સાર આ પ્રમાણે હતો:—"કૃતજ્ઞતા એ ઉત્તમમાં ઉત્તમ ગુણ છે. જો માણસ એ ભૂલી જાય તો પછી એના જીવનમાં બાકી શું રહ્યું ? "कृतघ्नस्य नास्ति निष्कृतिः" તમારા બધામાં આ ગુણ જોઈને હું ખરેખર ખૂબ જ ખૂશ થયો છું."

આ સંવાદ ખૂબ જ અસરકારક હતો. સીરોહીની પ્રજા જેમ મુનિશ્રી મોહનલાલજીને નથી ભુલી શકી તેમ શ્રી આત્મારામજી મહારાજને પણ નથી ભુલી શકી. આ બંને મહાપુરુષો આજે આપણી સામે નથી તો પણ એમની યશોગાથાને સાંભળવા તો સૌ કોઈ વ્યક્તિ એટલી જ ઉત્સુક છે જેટલી કોઈ વ્યક્તિ પોતાના ઉપકારી વડીલ કે સ્વજનને ભેટવા આતુર હોય !






[ ૧૦ ]

હા, મરુભૂમિ જો કે ફળદ્રૂપ તો નથી જ, પણ એની ધરતી પર જે મહામૂલાં ખંડેરો પથરાયેલાં છે તે તેના ભવ્ય ને મહાન ઇતિહાસની યાદ આપી જાય છે. ત્યાં તો એક વખત ગગનચુંબી મહાલયો ને દેવસ્થાનો હતા. અને તેના ગ્રંથભંડારો તો આજે પણ જ્ઞાનપિપાસુના હૈયાને ઝણઝણાવી નાંખે છે.

**પાલી** અને **સાદડી**ના સંઘે ચરિત્રનાયકને ત્યાં ચાતુર્માસ કરવાની આગ્રહભરી વિનંતિ કરી, અને તેઓશ્રીએ સંઘની ભાવનાને માન આપ્યું. સંવત ૧૯૩૩ નું ચોમાસું તેઓશ્રીએ ત્યાં પાલી ને સાદડીમાં કર્યું. અને એ ચાર માસમાં એમણે જે જ્ઞાનગંગા વહાવી તેથી તો મરુભૂમિ જાણે મરુભૂમિ મટી ગઇ. ત્યાં ભાવના ને આદર્શ, આધ્યાત્મિકતા ને જ્ઞાનનાં મહાવૃક્ષો ઉગી નીકળ્યાં.

ઇતિહાસ કહે છે–ઇ. સ. ૧૪૨૭ માં શ્રી રાવ **જોધાજી**એ તે નગરો વસાવેલાં ત્યારે ત્યાં જૈનોનું સામ્રાજ્ય હતું. તેમનો વેપારધંધો ત્યારે પૂરબહારમાં ચાલતો હતો. રાજકીય ક્ષેત્રે પણ તેઓ સૌની આગળ હતા. પ....ણ....સમય બદલાઇ ગયો. આજ એ સ્થિતિ નથી.

પરંતુ જોધપુરનો સંઘ ખાનદાન હતો. ખાનદાની જાણે તેમના લોહીમાં ઉતરી ગઇ હતી. આથી ધર્મભાવનાને જરાયે આંચ ન આવી. તેમની ધર્મજિજ્ઞાસા ખૂબ જ તીવ્ર હતી અને એ જિજ્ઞાસા સંતોષાતી પણ હતી. જ્યારે ચરિત્રનાયકે ત્યાં ચોમાસું કર્યું ત્યારે તો જોધપુરના સંઘની જિજ્ઞાસા સજીવ બની ગઇ અને એ દિવ્યાત્મા પાસેથી એ ચાર મહિનામાં પૂરેપૂરો સંતોષ લઇ લીધો. એ ચાર મહિના જાણે ઉત્સવના ગયા. એ ધાર્મિક ઉત્સવો તેમના માટે પુણ્યના પ્રસંગો બની ગયા.

ચરિત્રનાયક નિયમિત વ્યાખ્યાન વાંચતા, ચર્ચાઓ કરતા, પ્રશ્નકારોને ખુલાસાવાર સંતોષકારક જવાબ આપતા અને વિરોધ જ્યાં ઉઠતો ત્યાં તેઓ નીડરપણે કડક જવાબ પણ આપતા. છતાંય તેઓશ્રી ક્યારે ય પણ કડવા નહોતા બન્યા. સમાધાન માટે તો સૌ તેમને

આદરભાવ ને અહોભાવથી જોતું હતું. તેમના પ્રચાર ને જ્ઞાનપ્રકાશથી ઘણા જૈનોની જિંદગી સુધરી ગઇ. તેમના અનેક ખોટા ખ્યાલો નીકળી ગયા. રૂઢિચુસ્ત રીવાજો પણ ઢીલા પડી ગયા. અને માનશો ? પાંચસો જેટલા તો તેમણે નવા જૈનો બનાવ્યા. "સવી જીવ કરું શાસનરસી" એ ભાવના ત્યાં ખૂબ ખૂબ સાકાર બની. ખરેખર એ માટે એ ચાતુર્માસ યાદગાર બની રહેશે.

**આલમચંદજી** એ જોધપુરની જાણીતી અને અગ્રીમ વ્યક્તિ હતી. તેઓ ત્યાંના દીવાન હતા. એ દીવાનગીરી હોવા છતાં ધાર્મિકક્ષેત્રે પણ આગળ ને આગળ જ રહેતા હતા. કહેવાય છે કે તેઓ સ્વરોદય પણ જાણતા હતા. આમ તો અધ્યાત્મ અને વ્યવહારનો સુમેળ બહુ ઓછો જોવા મળે છે. પણ આલમચંદજીએ તે બંનેનો સુમેળ સાધ્યો હતો.

આલમચંદજી પણ આપણા ચરિત્રનાયકના પરિચયમાં આવ્યા. પહેલા જ પરિચયે આલમચંદજી ખૂશ થઇ ગયા. તેમને જોઇતું બધું ત્યાં મળી ગયું. પછી તો પરિચય રોજ વધતો જ ગયો. અને એટલી હદ સુધી વધ્યો કે ઘરસંસાર ફગાવી સંન્યાસ લેવા એ તેયાર થઇ ગયા. વૈરાગ્યની ભાવના પ્રબળ બનવા લાગી, અને લોકો તો કહેતા પણ થઇ ગયા કે આલમચંદજી તો મુનિશ્રીના ભાવિ શિષ્ય છે.

ચોમાસું પૂરું થયું. મુનિશ્રી અજમેર વિહાર કરી ગયા. ફરી ૧૯૩૬ નું ચોમાસું પણ ત્યાં જ થયું. એ વચલા ગાળામાં તો આલમચંદજીએ ખૂબ ખૂબ તૈયારી કરી લીધી હતી. અને એ જ પ્રસંગ પર તો મુનિશ્રી ત્યાં પધાર્યા હતા. ફરીને પોતાના કૃપાળુને જોઇ સંઘ ઘેલો બની ગયો ને તેમાંય દીવાનની દીક્ષાનો ઉત્સવ ! સોનામાં સુગંધ ભળી ગઇ ! ! !....

વિ. સં. ૧૯૩૭ ના અષાઢ સુદ ૧૦ ના રોજ આલમચંદજી દેવ, ગુરુ ને સંઘની સાક્ષીએ દીક્ષિત બન્યા. સંસારનાં ચીર ફાટી ગયાં, અને વૈરાગ્યના વાઘા પરિધાન કરી લીધા. આલમચંદજી હવે **આણંદમુનિ–આણંદચંદ્રજી** તરીકે ઓળખાવા લાગ્યા. આ આણંદચંદ્રજી એ આપણા ચરિત્રનાયકના પ્રથમ ધર્મસંતાન હતા.

ત્યાં એક બીજો પણ અનેરો પ્રસંગ બન્યો. મુનિશ્રીના વ્યક્તિત્વ પાછળ રાગી બનેલા ને તેમના ચારિત્ર્યથી પ્રભાવિત બનેલા જોધપુરના વતની **જેઠમલજી** દીક્ષા માટે આવ્યા.

તેમની દીક્ષા ખરેખર અનેરી હતી, કારણ તેઓ સ્થાનકવાસી હતા. સ્થાનકની ઉપાસના એ તેમનો કુળસંસ્કાર હતો. પરંતુ એક વખત શિખરજીની યાત્રાએ જ્યારે તેઓ ગયા હતા ત્યારે મૂર્તિના દર્શનથી એવા પ્રભાવિત બન્યા હતા કે તે સમયની ઊર્મિઓ, ભાવનાઓ ને લાગણીઓ સદાય તેમને યાદ આવ્યા કરતી હતી. તેઓ મૂર્તિને ન ભૂલી શક્યા. વીતરાગની પ્રતિમા તેમનાં હૈયામાં જડાઇ ગઇ. પછી તો તેઓ સાચા મૂર્તિપૂજક બની રહ્યા.

માએ તેમને ખૂબ સમજાવ્યા. ખૂબ દલીલો કરી. લાગણીથી પણ ખૂબ ઢંઢોળી જોયા. પરંતુ ભાવના આગળ લાગણી થાકી ગઇ. મા સમજી ગઇ. માને જેઠમલજીની વાત ગળે

ઉતરી ગઇ. ને એક દિવસ જેનો વિરોધ કરતી હતી તે વિરોધ ભૂલી દીકરાને મૂર્તિપૂજકના મહાગુરુને ચરણે ધરી દીધો.

વિ. સં. ૧૯૪૦ ના જેઠ સુદ પાંચમના રોજ શ્રી જેઠમલજીની દીક્ષા થઇ. તેનો યોગ્ય સમારોહ થયો. ખૂબ જ ધામધૂમ થઇ અને ધર્મના અનેરા વાતાવરણમાં જેઠમલજી સંસારી મટી શ્રમણ બની ગયા.

મુનિશ્રી પછી એ શિષ્યબેલડી સાથે વિહાર કરી ગયા.

વાહરે! શું સંયોગ છે! ને શું મુનિશ્રીનું ચારિત્ર્ય છે!! આવ્યા ત્યારે એકલા હતા. ગયા ત્યારે એ ત્રિપુટીમાં હતા!!!....





શેઠશ્રી લાલભાઇ દલપતભાઈ



ચિકાગો વિશ્વધર્મ પરિષદના જૈન પ્રતિનિધિ
શ્રી વીરચંદ રાઘવજી ગાંધી



ગંગા શેઠાણી



શેઠશ્રી ગોકળભાઈ મુળચંદ



શેઠશ્રી નગીનભાઈ મંછુભાઈ ઝવેરી



શેઠશ્રી ભાઈચંદભાઈ નગીનભાઈ ઝવેરી



શેઠશ્રી ધરમચંદ ઉદયચંદ ઝવેરી તથા તેમના ધર્મપત્નિ




[ ૧૧ ]

એક સોહામણા પ્રભાતે નિરવ શાંતિમાં મુનિશ્રીએ ભાવભર્યું ગીત સાંભળ્યું:—

"ગિરિવર દરશન વિરલા પાવે,
પૂરવ સંચિત કરમ ખપાવે."

ગીત એવા હલકા સ્વરથી ને ભાવથી ગવાઈ રહ્યું હતું કે મુનિશ્રીની હૃદયસીતાર ઝણઝણી ઊઠી. જીવનના પૂર્વાર્ધમાં જોયેલો સિદ્ધશૈલેશ–સિદ્ધાચળ એકાએક આંખ સામે ખડો થઈ ગયો.

એ ગીત સાંભળ્યા પછી એમનું હૈયું જોર કરી ઊઠ્યું. હવે સિદ્ધાચળ જવું. વિ. સં. ૧૯૪૦ નું અજમેરનું ચોમાસું પૂરું થયું અને એ ગુરુ–શિષ્યબેલડીની ત્રિપુટી પાલીતાણાના પંથે પડી. રસ્તામાં આવતી ગોલવાડ પ્રાંતની પંચતીર્થી પણ કરી, અને એક શુભ સવારે વરસોથી ઝંખેલી પ્રતિમાનાં દર્શન કર્યાં. દાદા આદીશ્વરની ઊર્મિલ હૈયે ભાવના ભાવી. રોકાવા તો ઘણી ઈચ્છા હતી પરંતુ તીર્થયાત્રા કરતાં સંયમયાત્રાનું મૂલ્ય તેમને વિશેષ હતું. ત્યાંથી વિહાર કરી તેઓ પાટણ પધાર્યા.

**પાટણ** એક સમયનું ગુજરાતનું પાટનગર હતું. સરસ્વતીના કિનારે ઊભેલું એ નગર દરેકના માટે પ્રવાસનું સ્થાન હતું. લોકો એને ત્યારે **અણહિલપુર પાટણ**ના નામથી ઓળખતા. ચાવડા અને ચૌલુક્ય વંશની તો એ જોહોજહાલીનું મુખ્ય કેન્દ્ર હતું. પાટણને તો કંઈક રાજવી ને મહર્ષિઓએ પોતાની જન્મભોમ કહી તેનું ગૌરવ વધાર્યું છે. મુનિશ્રી પણ અહીં પોતાની એક ગૌરવવંતી અમર સ્મૃતિ મૂકી ગયા છે.

પાટણને કર્મવીરોની જેમ ધર્મવીરો પણ સાંપડ્યા હતા, અને વીસમી સદીનું પાટણ એ જ ધર્મધગશથી ધીકતું હતું. સાચી ધગશ હંમેશ ઉંડાણ માંગી લે છે અને તેવી નિષ્ઠા અહીંના સદ્‌ગૃહસ્થ શ્રાવકો પાસે હતી. મુનિશ્રીના આગમનના સમાચાર મળતાં જ પાટણનો સંઘ આનંદથી નાચી ઊઠ્યો. જો કે વ્યક્તિનું માન–સન્માન તો તેના ગુણોને જ આભારી છે. આ દૃષ્ટિએ જોઈએ તો વ્યક્તિપૂજન ગુણપૂજાનું માધ્યમ જ બની રહે છે, જો આપણે

ગુણના પક્ષપાતી છીએ, તેના રાગી ને પૂજારી છીએ તો આ સિદ્ધાંતનો—गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः—સ્વીકાર કરવો જ રહ્યો. જૈનશાસન આ સિદ્ધાંતમાં શ્રદ્ધા ધરાવે છે અને એ તો હકિકત છે કે વ્યક્તિનું મહત્ત્વ તેના ગુણોને જ આભારી છે. ગુણ ને ગુણી બંને અવિભાજ્ય છે–અવિનાભાવી છે. ગુણ જતાં ગુણીની પૂજા જડ બની જાય છે. ક્યારેક વ્યક્તિ માટે એથી વિખવાદ જાગે છે અને ખરેખર એ કમનસીબી છે કે હવે, માનવમાત્ર દૃષ્ટિરાગી બનતો જાય છે ને તેનું અંતિમ "दृष्टिरागस्तु पापीयान् दुरुच्छेदः सतामपि" માં પરિણમે છે. દૃષ્ટિરાગની પકડ એ નાગચૂડ જેવી છે. ગુણદૃષ્ટિનો ગારુડી મંત્ર જો ન મળે તો એ નાગચૂડ ક્યારેક માનવીને ખતમ કરી નાંખે છે.

સદ્‌ભાગ્યે પાટણનો સંઘ આવા એકદ્વા દૃષ્ટિરાગથી દૂર હતો. ઉલ્લાસ, ભક્તિ, કર્તવ્ય ને ભાવના સંઘમાં ખૂબ જ હતાં. સંઘે એ બધાથી મુનિશ્રીનું સ્વાગત કર્યું. સંઘ સાથે મુનિશ્રી પ્રથમ **પંચાસરા શ્રી પાર્શ્વનાથજી**ના દર્શનાર્થે ગયા. ત્યાંથી આવી સાગરગચ્છના ઉપાશ્રયે ઉતર્યા. મુનિશ્રીનો ત્યારે તો ખૂબ જ વિકાસ થયો હતો. તેમનું તેજસ્વી વદન ને તે પર રમતી નિર્દોષતા ને નિખાલસતાની સરળ રેખાઓ જોનારને ખરેખર નમન કરાવે તેવી હતી. ત્યારે તો તેમના જીવનમાં બહુ ખૂબ જ સહજપણે મૈત્રી, પ્રમોદ, કારુણ્ય ને માધ્યસ્થની ભાવના વણાઇ ગઇ હતી. પરંતુ સૌથી વધુ તો ધ્યાન ખેંચે તેવી તેમની સહિષ્ણુતા હતી. રાગ–દ્વેષના પ્રસંગોમાં રહેલી તેમની નિર્લેપતા હતી. તેમના વચનોમાંથી એક જ સૂર નીકળતો હતોઃ—'कषायमुक्तिः किल मुक्तिरेव।'

પાટણને આવી વિભૂતિ પહેલી જ મળી હતી. સંઘ તો તેમની વિચાર, વાણી અને વર્તનની ત્રિપુટીના એકરસથી ખૂશ ખૂશ થઇ ગયો. પહેલાં જો કે તેમણે મુનિશ્રી વિષે માત્ર સાંભળ્યું જ હતું, પણ આ નજરે જોઇને તો સંઘ તેમની પાછળ ગાંડો જ થઇ ગયો !

દીક્ષા પછીનું એ પ્રથમ આગમન હતું. પાટણના સંઘ માટે તો એ નવીન જ હતા. પરંતુ સંઘ અને તેમની વચ્ચેનો વ્યવહાર એ સાબીત કરતો હતો કે 'विद्वान् सर्वत्र पूज्यते' તો છે જ પણ તેથી યે વિશેષ તો 'संयमी सर्वत्र पूज्यते' છે.

જો કે મુનિશ્રી તો વિહાર કરતા કરતા જ આવ્યા હતા ને હજુ આગળ, વધુ આગળ વિહાર કરવાના હતા. પરંતુ સંઘ એ નહોતો ઇચ્છતો કે મુનિશ્રી પાટણમાં એક ચોમાસું કર્યા વિના જાય. આથી સંઘે મુનિશ્રીને ચાતુર્માસ માટે આગ્રહભરી વિનંતિ કરી, અને એ વિનંતિનો સ્વીકાર કરાવીને જ શાંતિનો શ્વાસ ઘૂંટ્યો.

સં. ૧૯૪૧ નું ચોમાસું મુનિશ્રીએ આમ પાટણ સાગરગચ્છના ઉપાશ્રયે કર્યું. આ ચાર માસમાં સંઘે તેમનો ખૂબ ખૂબ લાભ લીધો. છતાંય સંઘનું દિલ માનતું ન હતું. તેને તો એમ જ લાગતું હતું કે આ દિવ્યાત્મા વિભૂતિનો આપણે બરાબર લાભ ઉઠાવી શકતા નથી. કારણ મુનિશ્રી સંઘની સામાચારીથી જુદા હતા. આમેય ગુજરાતમાં તપાગચ્છની બોલબોલા હતી ને ઠેકઠેકાણે તેની જ વિશેષતા હતી. પાટણ પણ તેમાંથી બાકાત ન હતું. તપાગચ્છમાં એ પૂર્ણ આસ્થા ધરાવતું હતું. જ્યારે મુનિશ્રીની સામાચારી ખરતરગચ્છની હતી.

સંઘે જ્યારે આ મુંઝવણ મુનિશ્રીને કીધી ત્યારે મુનિશ્રી આછું મલપતું હસ્યા અને એ વાતથી ન તો એ દુઃખી થયા કે ન તો એ ઉકળી ઉઠ્યા. ઘણી જ સ્વસ્થતાથી તેમણે આ વિષે પોતાનો અભિપ્રાય કહ્યોઃ—

મહાનુભાવ ! હું આપની મુંઝવણ સમજું છું અને તમે એ અનુભવો એ પણ ઠીક છે. પરંતુ મારું તો પહેલથી જ એ ધ્યેય રહ્યું છે કે કોઈપણ રીતે સર્વનું કલ્યાણ થાય, અને એમ કરવામાં જો કોઈ વિઘ્ન નડતું હોય તો તેને દૂર કરવાનું હું મારું કર્તવ્ય સમજું છું. અને ભાઈઓ ! ગચ્છ અને સામાચારી તો બાહ્ય પ્રતિક છે અને જ્યારે આપણે તેના મૂળમાં ઉંડા ઉતરીને તપાસશું તો સમજાશે કે આ બહારના ભેદનું કશું જ મૂલ્ય નથી. વ્યવહાર પણ નિશ્ચય માટે છે. જ્યારે કોઈ આત્મદૃષ્ટિ ગુમાવીને માત્ર ઉપલક અને છીછરી નજરથી જ જોઈને આ વસ્તુનો સ્વીકાર કરે તો તેના હાથમાં કંઈ જ આવતું નથી.

અને એ તો ઉઘાડી વાત છે કે દ્રવ્ય અને પર્યાય, સભ્યતા અને સંસ્કૃતિ એ બધાં એવાં તો સાપેક્ષ છે કે એક–બીજા વિના કોઈનું અસ્તિત્વ જ ન રહે. પોતાની સાથે બીજાનું પણ કલ્યાણ થાય અને તેમ કરવાવાળાને સાથ આપવો અને તેવી પ્રવૃત્તિ માટે સક્રિય બનવું એ વિચારધારાને હું મારી સંસ્કૃતિ માનું છું. અને જો બાહ્ય સભ્યતા–ક્રિયાકાંડની પ્રણાલિકા–સંસ્કૃતિની સાથે મેળ ખાતી હોય તો એ ઉપાદેય છે, ગ્રાહ્ય છે એમ પણ હું માનું છું.

બીજું, આપણે માની લીધેલા અને સ્વીકાર કરેલા ગચ્છ કે ફિરકામાં જ શ્રમણત્વ સમાઈ જતું નથી. શ્રમણત્વ એ કંઈ એ કોઈ એકાદ ગચ્છ કે ફિરકા એકલાનો જ હક્ક નથી.

યતિધર્મનું પાલન, સાધુના સત્તાવીસ ગુણોનું જીવનમાં અચલન આ બધું શ્રમણજીવન માટે અનિવાર્ય છે. આ જો સંસ્કૃતિ ભૂલી જશે તો સંસ્કૃતિ સંસ્કૃતિ નહિ રહે અને એ વિકૃતિ બની જશે.

હું પોતે કોઈ એવા અંધ આગ્રહમાં માનતો નથી. શાસ્ત્રાજ્ઞા પણ એમ જ કહે છે—

तम्हा सव्वाणुन्ना सव्वनिसेहो य पवयणे नत्थि ।
आयं वयं तुलेज्जा लाहाकंखिव्व वाणियओ ॥

"નફો અને નુકશાન સમજીને જ કોઈ પણ કાર્ય કરવું જોઈએ. આ વાતમાં પણ આ વસ્તુ ધ્યાનમાં રાખી તેનો નિર્ણય કરવો જોઈએ...."

સંઘ તો મુનિશ્રીની આ ઉદારતા ને વિશાળતા જોઈ મોંમાં આંગળા જ નાંખી ગયો. અને મુનિશ્રીએ એક સવારે વ્યાખ્યાનમાં જાહેર કર્યું કે—"સામાચારી માટે મારો કોઈ જ એકાંગી આગ્રહ નથી."

સંઘે તેમની આ દરિયાવદીલીને વધાવી લીધી અને એ તો આજે પણ જોઈ શકાય છે કે પૂ. મહારાજશ્રીના હાથે ગુજરાતક્ષેત્રે અને તેમાં પણ સુરત–મુંબઈમાં શાસનોન્નતિનાં જે યશસ્વી કાર્ય થયાં છે, તેનો યશ આ ઘટનાને ફાળે જાય છે.

પરંતુ આ અકબરી અંતરનો બધાયે સ્વીકાર ન કર્યો. તે અંગે ઘણો જ વિરોધ ઉઠ્યો. શિષ્યસમુદાય ને ગચ્છમાં પણ વિવાદ જાગ્યો. મુંબઈની જૈન કોન્ફરન્સ તો ખૂબ જ ઉકળી ઉઠી.

સં. ૧૯૬૦ માં મુનિશ્રી મુંબઈ હતા. તે જ અરસામાં શ્રી **જૈન શ્વેતાંબર કોન્ફરન્સનું** અધિવેશન યોજાયું. શ્રી **રાવબહાદુર બદ્રીદાસજી** અધ્યક્ષ બન્યા. તે પ્રસંગે કલકત્તા, જયપુર, ગ્વાલિયર, જોધપુર, ફલોધી વગેરે અનેક સ્થળોએથી ઘણા શ્રાવકો અધિવેશનમાં ભાગ લેવા આવ્યા. સર્વ શ્રી **બાબુ બદ્રીદાસજી, શ્રી નથમલજી** ગુલેચ્છા, શ્રી **કાનમલજી** પટવા આદિ આગેવાન ગૃહસ્થો પણ અધિવેશનમાં ઉપસ્થિત થયા હતા અને આ જુથ મુનિશ્રીના સામાચારીપરિવર્તન માટે નારાજ હતું. તે માટે તેઓને ભારે રંજ ને રોષ હતા. તેઓ મુનિશ્રીને મળ્યા ને આ પરિવર્તન માટે ખૂબ જ વાટાઘાટો કરી, પણ મુનિશ્રી, મુનિશ્રી હતા. તેમણે જરાય હૈયું ન ગુમાવ્યું. ખૂબ શાંતિ ને ધીરજથી તેમનો ઉકળાટ સાંભળી લીધો ને પછી ઘણી જ શાંતિ ને સ્વસ્થતાથી તાત્ત્વિક દલીલોથી આખી વસ્તુને સમજાવીને તેઓને ગળે પણ ઉતરાવ્યું કે એ પરિવર્તન ન તો જરાયે ઉતાવળીયું હતું કે ન તો એ ખોટું હતું.

એ પ્રસંગ ને એ પરિવર્તન એટલું બધું નાજુક હતું કે મુનિશ્રી સહેજ પણ ચૂકે તો ભારે વિરોધ-વંટોળ જન્મે તેમ હતું, પરંતુ અહીં જ તો મુનિશ્રીની પ્રતિભાનો સાચો પરિચય મળે છે. તેઓ ખૂબ જ મધ્યસ્થભાવે વાત કરે છે, ને ઘણી જ તીક્ષ્ણ વિવેકશક્તિ વાપરે છે. સારગ્રાહી દૃષ્ટિ કોને કહેવાય? એ તો આ પ્રકરણનો સુખદ ઉકેલ જ બતાવે છે.

તેમણે ગૃહસ્થોને શાંત કર્યા એટલું જ નહિ પરંતુ તેમના શિષ્યસમુદાયમાં પડેલા વિચારવૈમનસ્યને પણ દૂર કર્યું.

પોતે તો સામાચારીનું પરિવર્તન કર્યું, પરંતુ તેમણે એવો આગ્રહ જરાયે ન રાખ્યો કે મારા શિષ્યો પણ હું જે સામાચારી પાળું તેને જ અનુસરે. એમાં તેઓ મધ્યસ્થ રહ્યા, અને તપા-ખરતરની ધુરા સંભાળવા પોતાના શિષ્ય શ્રી પં. હર્ષમુનિજી તથા પં. શ્રી જશમુનિજીને પોતે અનુમતિ આપી.

આ સંબંધમાં તે કેવા ઉદાર હતા તે તેમના મળી આવેલા નીચેના પત્રો પરથી જાણી શકાય છેઃ—

॥ श्रीः ॥

"ॐ नत्वा"। [1]यं । लि. । मो. । जो. । प. । ज. । ऽ । वं. वं. । ऽत्र । तत्र पत्र देना तथा खरतरगच्छ में अपण इहां कोई सामाचारी करणे वाला है नहिं सो तुम करो तो अच्छा है । हम राजि है । हमारी खुशि से आज्ञा लिखी है । जादा शुभं. पत्र देना.

संवत १९६० मि. का. । व. । ११ ॥

---

१ यं=यत्र । लि=लिखी । मो=मोहन । जो=जोधपुर । प=पन्यास ।
ज=जसमुनि । ऽ=अनुवन्दना । वं=वन्दना । वं=वांचशो ।

॥ ॐ ॥

लि. मम्बई,

चाणोद (राजस्थान.) ॐ नत्वा लि. मोहन. । पन्यास जस मुनि जोग अनुवं । वं. । अत्र तत्र पत्र तुमारा आया. काति. सुद ३ शनिवार के दिन अनुराधा नक्षत्र है सो उस दिन से सब रीत खरतरगच्छ की करना ! इहां वेर वेर कागद भेजणे का काम नहिं है । और अभी तो मारवाड में ही विचरणा ठीक है । गुजरात में क्या है ? कच्छ में जाना होय तो तेरी खुशी अत्र लायक कार्य होय सो लिखना. हमारा शरीर अभी तो ठीक है । जादा शुभं.

संवत् १९६३. मिती. का. व. ७.

ખરેખર મુનિશ્રીએ આ પ્રસંગમાં જે ધીરતા, વીરતા ને સમયજ્ઞતા બતાવી છે તે મુનિશ્રીની પ્રતિભાને વધુ તેજવંતી બનાવે છે.

અને તેમણે જે સ્થૂલ સામાચારીના આગ્રહને જતો કરી જે નીડરતાથી અને હિંમતથી લોકકલ્યાણની ભાવનાને જ નજર સમક્ષ રાખી; પોતાની વારસા પરંપરાગત ખરતરગચ્છીય સામાચારી બદલીને તપાગચ્છીય સામાચારીનો સ્વીકાર કરી એક વિરાટ પગલું ભર્યું હતું. તેમનું એ સર્વહિતાર્થી સોપાન શ્રમણ ઇતિહાસમાં ચિરઅંકિત બની રહેશે.





# ભૂમિના ભાગ્ય ઉઘાડે છે

[ ૧૨ ]

ઓસિયા રાજસ્થાનની પ્રાચીન તીર્થભૂમિ છે. ઓસવાળોની તો એ જન્મભૂમિ છે. ઓસવાલ જાતિનો જન્મ અહીં જ થયેલો. આમ જોતાં ઓસવાલ અને ઓસિયાનો સંબંધ ઘણો જુનો છે. આમ તો તેનો ઇતિહાસ લગભગ બે હજાર વરસથી પણ પૂરાણો છે.

વીર સંવત સીત્તેર (વિક્રમ સંવત ૪૦૦ વર્ષ પૂર્વે)ની આ વાત છે. ત્યારે ભ. શ્રી પાર્શ્વનાથજીના સંતાનીય **શ્રી રત્નપ્રભસૂરિએ** અનેક રાજવી તથા ક્ષત્રિયોને પ્રાણવાન પ્રેરણા પાઇને તેમજ અસરકારક ઉપદેશ આપીને ઘણાને જૈનો બનાવ્યા અને ઉપકેશનગરના નામથી તેઓ બધા ઓસવાલ તરીકે પ્રસિદ્ધિમાં આવ્યા. ત્યાંના જિનાલયનો પ્રતિષ્ઠા મહોત્સવ શ્રી રત્નપ્રભસૂરિજીના પુણ્યહસ્તે થયો હતો. આમ એક તીર્થ અને બીજી નવિન જ્ઞાતિના ઉદય–જન્મને લીધે આ ઓસિયાનું મહત્ત્વ વિશેષ છે.

અને આ જ પુણ્યાતીત પુણ્યભૂમિ સાથે આપણા ચરિત્રનાયકનું એક પુણ્યસંસ્મરણ જડાતાં તેનું મહત્ત્વ તો વિશેષ વધી જાય છે.

સં. ૧૯૩૬ માં પૂ૦ મહારાજશ્રી ઓસિયા પધાર્યા, એ સમયની વાત છે. સવારનો સમય હતો, હૃયાને પવિત્ર કરે તેવી ગુલાબી હવા વાઇ રહી હતી. મુનિશ્રી સ્થંડિલ માટે જઇ રહ્યા હતા.

મનમાં નવકારનો જાપ હતો, હૈયામાં વીતરાગની મૂર્તિનું ધ્યાન હતું, આંખોમાં ભાવનાની ભિનાશ હતી અને તેઓ હળવે પગલે દૂર જઇ રહ્યા હતા. ત્યાં તેમની નજર એકાએક સ્થિર બની ગઇ.

નજરની સામે રેતીનો મોટો ઢગલો હતો. રેતટેકરી જ સમજી લ્યો ને? પવનના આછા તોફાનથી રેત સરતી હતી. રેત એવી સરતી હતી કે સહેજે જીવનની નશ્વરતાનો વિચાર આવી જાય. પણ આજે મુનિશ્રી જીવનની ક્ષણિકતા નહોતા વિચારતા. એમની નજર કંઇક ઊંડુ, ઊંડુ જોઇ રહી હતી.

સ્થંડિલ જવાનો વિચાર મૂકી એ રેતટેકરીની નજદીક ગયા. સરતી રેતીને એ જોઈ જ રહ્યા. એ કશુંક જોઈને નક્કી કરી રહ્યા હતા, પણ મન કબૂલ નહોતું કરતું.

એમની નજરમાં એ રેતટેકરીમાં જૈનસંસ્કૃતિનું મહામૂલું પ્રતીક દેખાતું હતું. એ વીત-રાગત્વની જયગાથા ગાતો શિખરનો સુવર્ણકળશ જોઈ રહ્યા હતા. નજર દગો તો નથી દેતી ને ? એમણે દાંડો હાથમાં પકડી તેના આગળના ભાગને એ રેતટેકરીમાં ખોસ્યો.

અને આશ્ચર્ય ! એક વેંત જેટલો દાંડો હાથમાં બાકી રહેતાં એ કશાકને અથડાયો. ત્યાંથી તે આગળ ન જ ગયો. નક્કી ! આ રેતટેકરી જ માત્ર નથી ત્યાં જરૂર કોઈ ઇતિહાસ દટાયો છે. ખરેજ એ રેતી જ રેતી નથી ત્યાં તો ઇતિહાસની કોઈ અમર યાદ છૂપાયી છે.

અને તેમનું હૈયું તો જોર જોરથી કહી રહ્યું હતું: 'અહીં એક જિનાલય છે, વીતરાગનું મંદિર છે અહીં તો.' હૈયાના ધબકારાને તેમણે સાચો કરવા એ રેતટેકરી ખસેડવા સંઘમાં વાત કરી.

અને એ વાતે કામ શરુ કર્યું. રેતટેકરી પાતળી બની ગઈ. ધીમે ધીમે તો રેત બધી જ સાફ થઈ ગઈ. અને જ્યાં ગઈ કાલે એકમાત્ર રેતટેકરી હતી, ત્યાં તો એક ભવ્ય જિના-લય જણાઈ આવ્યું. કોણ જાણે કેટલાય વરસોથી એ ભૂગર્ભવાસમાં હશે ? મુનિશ્રીએ તેના જીર્ણોદ્ધાર માટે હાકલ કરી. અને હાકલ વધુ જોરદાર બને તે પહેલાં તો તેમના એક જ અવાજે જોધપુર તથા ફલોધીના સંઘે એ પુણ્યકામ ઉપાડી લીધું.

કહેવાય છે કે કેટલાક કામ તો અમુક વ્યક્તિની રાહ જોઈને જ બેઠા હોય છે. એ વ્ય-ક્તિ આવે, એના હાથનો એ કામને સ્પર્શ થાય કે નજર પડે કે તરત જ એ કામ બની જાય. અટવાયેલું ને થંભેલું કામ પણ પાર પડી જાય. તો શું ઓસિયાનું એ દટાયેલું દેરા-સર મુનિશ્રીની જ વાટ જોતું હતું ? હા. ઇતિહાસ તો કંઈક એવું જ કહે છે. કારણ મુનિ-શ્રીના ત્યાં પગલા પડ્યા પછી એ તીર્થભૂમિની જાહોજલાલી ખૂબ જ વધી ગઈ.[૧]

એ જ અરસામાં એક બીજો પણ મહત્ત્વનો પ્રસંગ બની ગયો.

એક મુમુક્ષુ ગુરુની શોધમાં હતો. આમ તો ગુરુ તેને ઘણા મળતા હતા, પણ તેનું મન નહોતું માનતું. એ તો એવા ગુરુની શોધમાં હતો કે જે તેના હૈયાને સમજી શકે. તેના જીવનને ઉર્ધ્વગામી બનાવી શકે. આ માટે તેણે ઘણાનો સાથ કર્યો, ઘણાનો પરિચય પણ કર્યો, દિવસો અને મહિનાઓ અનેકની સાથે એ રહ્યા. પણ જે ભૂખ માટે વરસોથી અંતર તડપતું હતું, તે ભૂખ તેની ક્યાંય ન શમી, ક્યાંય ન શમી.

---

૧. શ્રી મણીલાલ ન્યાલચંદ આ પ્રસંગની નોંધ લેતાં પોતાનાં 'પ્રગટપ્રભાવી શ્રી પાર્શ્વનાથ' નામક પુસ્તકમાં લખે છે. :—

"ઓસિયા દેરાસરના જીર્ણોદ્ધારનું કાર્ય સં. ૧૯૩૬ માં મુનિ મહારાજ શ્રી મોહનલાલજીના ઉપદેશથી થયું..." પૃ. ૩૪૦

ગુરુની શોધમાં ભટકતા–ભટકતા એને આપણા મુનિશ્રીનો આબુ–ખરેડી મુકામે ભેટો થઇ ગયો. પહેલી જ નજર હતી, પ્રથમ જ મુલાકાત હતી, કોઇ કોઇને ઓળખતું ન હતું. મુનિશ્રીને એ વ્યક્તિ જેવી નવીન હતી, તેવી જ એ વ્યક્તિને એ સાધુપ્રતિમા નવીન હતી.

છતાંય દિલનાં ખેંચાણ છે ને? પહેલી નજરે પ્રીત થઇ ગઇ!! બંને જાણે એકબીજાની રાહમાં જ હોય એમ લાગ્યું. એક જ પળમાં ને એક જ નજરમાં જાણે બંને એકબીજાને યુગોથી ઓળખતા હોય તેમ લાગ્યું. આવનાર વ્યક્તિ તો મુનિશ્રીને જોઇ આનંદથી પુલકિત બની ગઇ!!

મુમુક્ષુએ પોતાનો પરિચય આપ્યો, પોતાના દિલની આરઝૂ કહી, અને અંતમાં કીધું:—

"આહ! હું જેવા ગુરુની શોધમાં હતો તેવા જ, બલ્કે તેથી વધે એવા સુયોગ્ય ગુરુ મને મળી ગયા છે. મહારાજશ્રી! આપ જ હવે તો મારા ગુરુ છો. આપ મારો સ્વીકાર કરો અને મારો ઉદ્ધાર કરો."

અને સંવત ૧૯૪૪ ના ચૈત્ર સુદ આઠમના રોજ એ હરખચંદ શ્રી **હર્ષમુનિજી** બની ગયા. મુનિશ્રીએ તેમને દીક્ષા આપી. એ મુમુક્ષુનો જીવનભરનો સાથ કરી લીધો.

જો કે કોઇ કોઇનું ઋણ ચૂકતે નથી કરી શકતું અને તેમાંય માબાપ અને ગુરુનું તો નહિ જ. મુનિશ્રી, શ્રી હર્ષમુનિજીના ગુરુ હતા. તે તેમના સાધુ–સંતાન હતા. આથી તેમના પર શ્રી હર્ષમુનિજીનું ઘણું જ ઋણ હતું. આ ઋણ કેમ કરીને ચૂકતે કરવું તેનો તેઓ સદાય વિચાર કરતા હતા.

અને તેમણે એ વિચારને આખરે મૂર્ત કર્યો. મુંબઇના મધ્યસ્થલતામાં એક સારું એવું પુસ્તકાલય થાય તે માટે તેમણે પ્રેરણા કરી અને એ પ્રેરણાને પરિણામે માધવબાગ, ભૂલેશ્વરમાં એક એવું મોટું પુસ્તકાલય ઉભું પણ થયું. ગુરુનું ઋણ ચૂકવવા આ સાધુ–સંતાને આ પુસ્તકાલય સાથે મુનિશ્રીનું નામ જોડી દીધું. આજ પણ એ '**શ્રી મોહનલાલ જૈન સેન્ટ્રલ લાયબ્રેરી તથા સંસ્કૃત પાઠશાળા**' દિવંગત વિભૂતિની યાદ આપણને આપી જાય છે અને તેમના અનેક સંસ્મરણોને જગાડી જાય છે.

આ દીક્ષા પછી ત્યાંથી મુનિશ્રી નવશિષ્ય પરિવાર સાથે વિહાર કરતા કરતા ગુજરાતની રાજનગરીમાં આવી પહોંચ્યા. મુનિશ્રી અહીં થોડો સમય રોકાયા. એ દિવસોમાં ત્યાં ધર્મનો એક મહોત્સવ વર્તી રહ્યો. અવનવા ધર્મકાર્યોથી વાતાવરણ ગૂંજી ઉઠ્યું.

ત્યાંથી પછી તેઓ પાલીતાણા તરફ વિહાર કરી ગયા, અને સં. ૧૯૪૫ નું ચોમાસું ત્યાં જ–પાલીતાણામાં કર્યું. આ ચોમાસામાં સુરતનો સંઘ તેમને વંદન કરવા માટે આવ્યો. અને આગામી ચોમાસું સુરતમાં જ કરવાની આગ્રહભરી વિનંતિ કરી.

જો કે સુરતના સંઘની ભાવના તો પૂજ્ય શ્રી આત્મારામજી મહારાજને ત્યાં સુરત રોકવાની હતી. કારણ ત્યારે તેઓશ્રી–સુરતમાં હતા, સુરતના સંઘે તેમની જે પ્રજ્ઞા–પ્રતિભા અને પ્રચંડ વ્યક્તિત્વ જોયા હતા, તેથી સંઘની તો ભાવના એ જ હતી કે આ સાલનું ચોમાસું પૂજ્ય આત્મારામજી મહારાજ સુરતમાં કરે.

ઓસિઆનું કલાત્મક ભવ્ય શિખર

ગુરૂમૂર્તિ (ઓસિઆ)
(સં. ૧૯૬૪)







૨૦૦૦ વર્ષ પ્રાચીન મૂળનાયક ચરમતીર્થંકર શ્રીમહાવીરસ્વામી, ઓસિયા ( રાજસ્થાન )

( શ્રી વર્ધમાન જૈન વિદ્યાલય, ઓસિયાના સૌજન્યથી )

પરંતુ મહારાજશ્રીથી કોઇ રીતે–રોકાઇ શકાય તેમ નહતું. તેમને આગળ ગયા સિવાય છુટકો જ ન હતો. એક બાજુ કર્તવ્ય હતું, બીજી બાજુ ભાવના હતી, કોને પસંદગી પ્રથમ આપવી ? આમ ધર્મસંકટ હતું. ત્યાં તેમને આપણા ચરિત્રનાયકની યાદ આવી ગઇ, તેમને ખબર પડી હતી કે તેઓ પાલીતાણામાં છે. અને બસ, તેમનું સંકટ સહીસલામત પાર ઉતરી ગયું.

તેમણે સંઘને કહ્યુંઃ—" उपस्थित महानुभाव ! आप तनिक भी चिंता न करे. यदि हम विहार करके चले जायेंगे तो भी आपका कार्य नहि रुकेगा. यह आप निश्चित समजीये. तो आप ऐसा किजीयेः–मुनिश्री मोहनलालजी महाराज अभी सिद्धक्षेत्रमें विराजमान है. ये बडे वचनसिद्ध पुरुष हैं. उन्होंसे आप विनंति करे. मैं यकिनसे कहता हुं, आप लोग जब उन्हें देखेंगे तब आप सब लोग मुझे भूल जायेंगे..."

જો કે કોઇ કોઇને ભૂલતું નથી. સંઘ તેમને ભૂલી ન શક્યો. એ જ્ઞાનપ્રતિભા તેમના દિલમાં વસી રહી અને જ્યારે આ સંઘે મુનિશ્રીને જોયા ત્યારે સૌને લાગ્યું કે ના, કંઇ ગુમાવવા જેવું નથી, જેવી અમારે જોઇએ છે તેવી જ તો આ વિભૂતિ છે.

સંઘે વંદના કરી. સુરત ચોમાસા માટે પધારવા વિનંતિ કરી અને પૂ૦ આત્મારામજી મહારાજે જ આપનું નામ સૂચવ્યું છે એ વિગત પણ અક્ષરશઃ કહી.

પ્રસંગ ને વાત તો દિલને નશો ચડાવે તેવા હતા. તે સમયના પ્રખરને પ્રકાંડ પંડિત અને તત્ત્વજ્ઞ ગણાતા એક મુનિશ્રી બીજા મુનિશ્રી માટે આવી શ્રદ્ધા ધરાવે એ કંઇ ઓછા ગૌરવની વાત નહતી. સામાન્ય માનવી તો આવા અભિમાનથી એક વેંત ઉંચો ચાલે, પણ આપણા ચરિત્રનાયક કંઇ સામાન્ય નહતા. એઓ તો ઉચ્ચકોટીના આત્મા હતા. તેમણે તો ત્યાંની વાત ને વિનંતિ સાંભળી, એટલે યુગદૃષ્ટિથી જોઇને હા ભણી દીધી.

ખરેખર એમની નજર યુગોને જોતી હતી. ભાવિનાં એંધાણ એ અગાઉથી પારખી શકતા હતા. સુરતમાં એવું જ એક ઉજમાળું કામ બની ગયું.

કહેવત છે કે કાશીનું મરણ અને સુરતનું જમણ. મુનિશ્રીએ એનો ખૂબ ખૂબ અનુભવ કર્યો. તેમની ઉપદેશધારાથી અનેક સાધર્મિક વાત્સલ્યો થયાં અને જમણ સાથે કર્મનાં મરણ પણ થયાં. એ સિવાય જ્યારે ભાઇશ્રી **ઉજમભાઇ** મહેસાણાવાળા તેમજ મહિદપુરના શ્રી **રાજમલભાઇ**ની દીક્ષાઓ થઇ, ત્યારે તો સુરત સંઘે ખૂબ જ ધામધુમ કરી અને દીક્ષાર્થીઓનું પણ બાદશાહી બહુમાન કર્યું.

ચોમાસું તો જોતજોતામાં પૂરું થઇ ગયું. દિવસો આવ્યા અને ચાલ્યા ગયા. પણ એ વિદાયમાં અનેક સંસ્મરણો કાયમ રહી ગયાં.

મુનિશ્રી માટે તો સુરત યાદગાર બની ગયું. કારણ એમણે જ્યારે સુરતથી આગળ પંથે પ્રયાણ કર્યું ત્યારે તેઓ સાત સાધુસંતાનના પુણ્યપિતા બન્યા હતા.

આ સાતે યે જ્યારે સુરત છોડયું, ત્યારે કોક બોલી ઊઠયું :– "જુઓ ! અવનિતળના આ જીવંત સપ્તર્ષિઓ ચાલ્યા જાય !...."

---




[ ૧૩ ]

મુંબઇ ત્યારે વિકાસની પા પા પગલી ભરતું હતું, ત્યારે તો મુંબઇ શૈશવ અવસ્થામાં હતું. ત્યાં અનેક નાનાં શહેરો ને ગામડાઓ-ની વસતી આવીને વસે જતી હતી. અનેક નદીઓ ઠલવાઇને જેમ સાગરને સમૃદ્ધ બનાવે છે, તેમ મુંબઇ અનેક જાત ને જ્ઞાતના લોકોની ભરતીથી સમૃદ્ધ બને જતું હતું.

મુંબઇનો સૂર્ય આમ ધીમે ધીમે પ્રકાશ પાથરતો જતો હતો ત્યારે તેનાથી થોડે દૂર ઉત્તરમાં સુરતનો સૂર્ય અસ્ત ભણી ઢળી રહ્યો હતો. અને સુરત, કાળના ઘસારે એવું તો ભાંગી પડ્યું કે ગૂર્જર કવિઓએ કરેલું એ સૂર્યપુરનું શોભાવર્ણન તો આજ માત્ર પુસ્તકોમાં જ સચવાઇ રહ્યું છે.

મુંબઇની જાહોજલાલી ને સમૃદ્ધિ દિવસે ન વધે તેટલી રાતે વધતી હતી, અને રાતે ન વધે તેટલી દિવસે વધતી હતી. છતાંય ધર્મીજનો માટે મુંબઇ એ મ્લેચ્છોનું શહેર ગણાતું. તેઓ મુંબઇને નરક જ સમજતા હતા. કારણ ભારતીય સંસ્કૃતિનાં દર્શન ત્યાં બહુ ઓછા થતા હતા. ઘણાં ખરા જૈનો તો એમ જ સમજતા હતા કે અહીં જૈનત્વ ટકી જ ન શકે. અને કદાચ શ્રાવકધર્મ આત્મજાગૃતિથી સાચવી શકાય, પરંતુ શ્રમણત્વ તો જરાય જાળવી ન શકાય. સાધુ–જૈનદીક્ષિત ત્યાં જાય તો એની દીક્ષા તૂટી જાય, એની સાધુતા ઘડીના છઠ્ઠા ભાગમાં ખાખ થઇ જાય. લોકોની ત્યારે આ માન્યતા હતી—**'મૂકી તાપી તો થયા પાપી.'**

હા. પશ્ચિમી સંસ્કૃતિના પચરંગી સંસ્કારો એવા તો ઘાડા ને ઘટ્ટ બની મુંબઇમાં ભળી ગયા હતા કે ભારતીય કે જૈનસંસ્કૃતિનો રંગ પણ ઓળખવો ત્યાં મુશ્કેલ બની જાય.

મુંબઇમાં ત્યારે પણ જૈનો હતા, મોટા પ્રમાણમાં તેઓની વસ્તી હતી, તેમનો ધીકતો વેપાર હતો, ઘરના બંગલા–મોટરો હતી, અને ચાલીઓમાં રૂમો પણ હતી અને જન્મના સંસ્કાર જાળવી રાખવા તેઓએ પાયધુની, ભાયખાલા, માંડવીબંદર, કોટ વગેરે સ્થળો પર

ભવ્ય એવાં જિનાલયો પણ ઊભાં કર્યાં હતાં, ઉપાશ્રયો પણ બંધાવ્યા હતા. પરંતુ એ ઉપાશ્રયોમાં પ્રાણ ન હતા. ઉપાશ્રયોના દેવો ત્યાં ન હતા. ઉપાશ્રયો હતા, જિનાલયો હતા, પણ તેને પવિત્ર કરે એવા શ્રમણો ન હતા.

અને શ્રમણો આવે પણ કેવી રીતે? એક તો મોટું સાધુતાના પતનનું જ મહાસંકટ હતું. એ સાથે વિહારની પણ મોટી તકલીફ. વળી અત્યાર સુધીમાં મુંબઇમાં કોઇ શ્રમણ ગયા ન હતા. આથી એવી પહેલ કોણ કરે?

મુંબઇના શ્રાવકો તો આતુર હતા કે જો કોઇ એવું સાહસ કરે તો તેમને બધી જ સગવડ કરી આપવી અને તેઓએ પ્રથમ પૂ૦ શ્રી આત્મારામજી મહારાજને મુંબઇ આવવા વિજ્ઞપ્તિ કરી. પણ તેઓ દૂર દૂર પંજાબમાં હતા અને તેમની હાજરી ત્યાં અત્યાવશ્યક હતી. મુંબઇનો સંઘ આથી વિચારમાં પડી ગયો. તો હવે કોને વિનંતિ કરવી?

અનેક પૂ૦ આચાર્ય ભગવંતો ને મુનિરાજોનાં નામ યાદ કરી જોયાં. આપણા ચરિત્ર-નાયકને પણ તેઓએ સંભાર્યા. અને એમની યાદ આવતા જ મુંબઇના શ્રાવકોએ નક્કી કરી લીધું, બસ, એ વચનસિદ્ધ મહાત્માને જ મુંબઇ લઇ આવવા.

ત્યારે સંવત ૧૯૪૬ ની સાલ હતી. મુનિશ્રી સુરતમાં હતા. પાટણવાળા બાબુશ્રી **પન્નાલાલ પૂર્ણચંદ** વડા ચૌટાના ઉપાશ્રયે વંદનાર્થે આવ્યા. અને મુંબઇ પધારવા વિનંતિ કરી. ત્યારે તો મુનિશ્રીએ 'વર્તમાનજોગ' કહી વાત કાઢી નાંખી. ત્યારપછી મુનિશ્રી તેમના શિષ્ય-પરિવાર સાથે દમણ આવ્યા. ત્યારે મુંબઇથી સર્વશ્રી **નવલચંદ ઉદેચંદ**, શ્રી **નગીનદાસ કપૂરચંદ** અને શ્રી **પાનાચંદ તારાચંદ** તેમજ બીજા પણ શ્રાવકો મુંબઇ ચાતુર્માસ માટે વિનતિ લઇને આવ્યા. તેઓ સૌએ ખૂબ જ આગ્રહ રાખ્યો અને ગળગળા અવાજે સૌએ મુંબઇ પધારવાની વિનવણી કરી. મુનિશ્રી હવે ના ન પાડી શકયા. તેમણે મુંબઇ ચાતુર્માસ માટે હા પાડી. મુંબઇથી આવેલા શ્રાવકોએ તો તેમની ભાવના સાકાર બની સાંભળી ઘણા જ જયનાદથી મુનિશ્રીને વધાવી લીધા.

ખૂશી સમાચાર લઇ શ્રાવકો મુંબઈ પાછા ફર્યા. અને પાયધુની, શાંતિનાથના ઉપાશ્રયમાં શેઠશ્રી બાબુ પન્નાલાલ પૂર્ણચંદની અધ્યક્ષતામાં સંઘ ભેગો થયો. 'મુનિશ્રી **મોહનલાલજી** મહારાજ મુંબઇ પધારે છે' એવી વધામણી આપી. સંઘે તેને સહર્ષ વધાવી લીધી અને મુનિશ્રીના જયનાદો કર્યા. સંઘે આ માટે વિહારની સગવડોની તૈયારી કરી. રેલ્વે કંપનીની રજા મેળવી આ માટે તેમણે ઘણો જ લાંબો પત્રવ્યવહાર કર્યો.[1]

---

૧. મુંબઇ તરફના વિહારમાં રેલ્વેપુલ પરથી પસાર થવા માટે રેલ્વે કંપનીની મંજુરી લેવી પડતી હતી. આ અંગે શ્રી **નરોત્તમદાસ ભવાનદાસે** બી. બી. સી. આઈ. રેલ્વે સાથે પત્રવ્યવહાર કર્યો હતો તે—

"Correspondance re: permission for issuing permits to Jain priests for crossing Railway Iron Bridges on Bombay Baroda and Central India Railway." ના નામથી પુસ્તિકારૂપે પ્રસિદ્ધ થયેલ છે.

એક બાજુ જ્યારે મુનિશ્રી મુંબઈની વિનંતિને માન્ય રાખી ત્યારે બીજી બાજુ વિરોધ જાગી ઉઠ્યો. રૂઢિચુસ્ત સમાજ મુનિશ્રીના આ પગલાથી ખળભળી ઉઠ્યો. જમાનાને નહિ જાણનાર, યુગના એંધાણને નહિ ઓળખનાર બધા મુનિશ્રીના આ કાર્યથી ઉકળી ઉઠ્યા અને ત્યારે એક એવી કલુષિત હવા ફેલાઈ ગઈ કે કાચો પોચો માનવી તો લીધેલો નિર્ણય જ છોડી દે! અરે! મંઝિલ ભણી અર્ધું ચાલી નાખ્યું હોય તો પણ ત્યાંથી પાછો ફરી જાય!!!....

લોકો બોલવા લાગ્યાઃ—"જૈન સાધુ અને મુંબઈ તરફ વિહાર કરે છે? ત્યાં જઈ એ ચાતુર્માસ કરવાના છે? અરે! એ જશે તો તેમની સાધુતા નષ્ટભ્રષ્ટ થઈ જશે!...."

"મુંબઈ તો મ્લેચ્છોની ભૂમિ છે, મ્લેચ્છોની!! સાધુથી તો ત્યાં કદી ન જવાય...."

"એ ત્યાં જશે તો ધર્મ રસાતળ જશે...."

"કલિયુગ છે ભાઈ! કલિયુગ! આ યુગમાં જેટલું ન થાય તેટલું ઓછું છે...."

આમ દરેક જણ પોતપોતાનાં મંતવ્યો રજુ કરતાં હતાં અને પોતાની હૈયાવરાળ બહાર કાઢતા હતા. પણ સમગ્ર જૈનસમાજ ને શ્રમણસંઘ બધો જ કંઈ મુનિશ્રીના વિરોધમાં ન હતો. તેમાં કેટલાક એવા પણ હતા કે જે મુનિશ્રીના આ કાર્યને યોગ્ય પણ સમજતા હતા. તેમના આ પગલાંની પ્રશંસા પણ કરતા હતા. આમ મુનિશ્રીની સામે વિરોધ અને વધામણાં બંને હતાં.

પણ મુનિશ્રી તો સમભાવી હતા. તેમને ન તો વિરોધ અકળાવતો હતો કે ન તો વધામણાં તેમને પાનો ચડાવતાં હતાં. તે તો સમયજ્ઞ આંખે બધું જોતા હતા. કારણ તેમણે ઝેર ને અમૃત બંને પચાવી જાણ્યાં હતાં. આથી જ તો તેઓ પોતાના નિર્ધારિત ધ્યેયમાંથી જરા પણ ડગ્યા નહિ, અને મક્કમ બની 'સવિ જીવ કરું શાસનરસી'નો આદર્શમંત્ર ઘૂંટતા ઘૂંટતા એમણે વિ. સં. ૧૯૪૭માં મુંબઈ તરફ દડમજલ શરૂ કરી.

મુંબઈ તરફના વિહારમાં નવસારીના સંઘને સ્થાનિક જીર્ણ દેરાસરના ઉદ્ધાર માટે પ્રેરણા કરી અને કહ્યુંઃ—"મૂળનાયકને ગાદી પરથી ઉત્થાપશો નહિ...."

રસ્તામાં જ્યાં જ્યાં નાનું–મોટું રોકાણ થયું ત્યાં ત્યાં જ્ઞાનસુધા વરસાવી. બગવાડા અને દહેણુ વગેરેમાં તો તેમના આગમનથી નવજાગૃતિ આવી. અનેકના જીવનોનું પુનરુત્થાન થયું. જૈનો જૈનધર્મમાં વધુ દૃઢ બન્યા. જૈનેતર કુટુંબો પણ જૈનધર્મી બન્યા.[1]

આમ વિહાર કરતા કરતા એક દિવસ તો એ મુંબઈના પ્રાંગણમાં આવીને ઊભા રહી ગયા!!....

---

(૧) આપણા ચરિત્રનાયકના મુંબઈ તરફના વિહારથી જૈન–જૈનેતર કુટુંબોમાં કેવા ધર્મસંસ્કાર રોપાયા હતા તેનો અનુભવ અમને સં. ૨૦૧૭માં સુરતથી મુંબઈના વિહાર–દરમ્યાન થયો.

વાણગામમાં શ્રી લાલદાસ શ્રોફની વાડીમાં અમે ઉતર્યા હતા. ત્યાં ઘરના એક ભાઈનો પરિચય થયો. એ ભાઈનું નામ પરસોત્તમદાસ છે. જાતે વૈષ્ણવ છે, ને ચીંચણના એ વતની છે. તેમણે જણાવ્યું કે—સં. ૧૯૪૭માં જ્યારે મુનિશ્રી, મુંબઈ તરફના વિહારમાં અત્રે પધારેલા ત્યારે તેમના પરિચયમાં આવતા પોતે જૈનધર્મ પાળે છે અને આજે પણ તેમનું કુટુંબ જૈન મુનિઓ માટે શ્રદ્ધા–ભક્તિ ધરાવે છે.



દાનવીર શેઠ શ્રી દેવકરણ મૂળજી

મુંબઈના આંગણે એ પહેલી જ સાધુપ્રતિમા હતી. મુંબઈ જૈનશ્રમણના દર્શન સૌ પ્રથમ જ કરતું હતું. ત્યાંનો સંઘ તો તેમનું આ ભવ્ય મુખારવિંદ જોઈ ખુશખુશાલ થઈ ગયો. બ્રહ્મતેજના ચમકારા મારતું એ સૌમ્ય વદન જોઈ સંઘના હૈયાં કો' અદમ્ય ભાવનાથી નાચી ઉઠ્યાં. મુનિશ્રીની એ પહેલી કરુણા અને પ્રેમભીની નજર મળતાં જ સૌને લાગવા માંડ્યું કે હૈયાના સંતાપ કંઈક શમતા જાય છે. મનની ગડમથલો ધીમે ધીમે શાંત પડતી જાય છે. હજુ તો મુનિશ્રીની માત્ર નજર જ જોઈ છે, આંખોનું જ મિલન થયું છે; સાંભળવાના તો હજુ બાકી છે, ત્યાં તો મુંબઈ મોહનઘેલું બની ગયું ! !....

ચૈત્ર સુદ છઠ્ઠના રોજ મુંબઈના સંઘે તેમનું ભવ્ય ને બાદશાહી સ્વાગત કર્યું. મુંબઈના આંગણે તો એ પહેલો જ અવસર હતો. સંઘે હૈયું ઠાલવીને તેમનું સામૈયું કર્યું. એ એક એવું શાનદાર સ્વાગત હતું કે જે ત્યારના મુંબઈના દૈનિક પત્રોએ પણ તેની નોંધ લીધી અને તેમના આગમનને વધાવી લીધું. પત્રોની નોંધ બતાવે છે કે—ભારતના વાઈસરોય **લોર્ડ રીપન**ના પ્રવેશ સ્વાગત કરતાં પણ ઘણું જ ભવ્ય, ઘણું જ દમામદાર ને શાનદાર એ સ્વાગત હતું. મુંબઈગરાઓએ જે માન–મરતબો રિપનને નહોતો આપ્યો તે માન–મરતબો આપણા ચરિત્રનાયકને મળ્યો હતો. અને આ સ્વાગતમાં માત્ર જૈનો જ ન હતા. અંગ્રેજ અમલદારો, કોર્ટના વકીલો, ન્યાયાધીશો, પારસી સદ્‌ગૃહસ્થો, મુસ્લીમ બિરાદરો, પ્રતિષ્ઠિત ને આગેવાન હિંદુ કાર્યકર ભાઈ–બહેનો પણ મુનિશ્રીના સ્વાગતમાં જોડાયા હતા.

આ માન ને સન્માન જે મળતા હતા તે કંઈ મુનિશ્રી પાસે સત્તા હતી એટલે નહોતા મળતા. પરંતુ તે નિઃસ્પૃહી, ત્યાગી અને સિદ્ધપુરુષ હતા એટલે તેમનું બાદશાહી સ્વાગત થયું હતું. એ પ્રસંગ યાદ આવે છે ત્યારે સહેજે કહેવાઈ જાય છે કે—એક સત્તાધીશ કરતાં એક સંતનું સામ્રાજ્ય વધારે વિશાળ છે. જગત સત્તાને માથું તો નમાવે છે, પણ હૈયું તો એ સંતને જ નમાવે છે.

એ સામૈયું મુંબઈના અનેક મુખ્ય લત્તાઓમાં ફર્યું, અને અંતે મુંબઈના હાલના લાલબાગમાં આવીને થંભી ગયું. મહારાજશ્રીએ અહીંના ઉપાશ્રયમાં પહેલવહેલું વ્યાખ્યાન આપ્યું. અને ત્યાં જ તેમણે ચાતુર્માસ કર્યું.

પછી તો મહારાજશ્રીએ વાણીનો એવો સ્રોત વહાવ્યો કે સાંભળનારને લાગતું કે અહીં કોઈ જીવતું મંજુલ ઝરણું કલકલ સંગીત ગાતું વહી રહ્યું છે. વર્ષાની મધુર ને શીતળ રીમઝીમ જેમ તેમણે રોજ ઉપદેશધારા વહાવે જ રાખી, વહાવે જ રાખી. આ રીમઝીમનો લાભ લેવા જૈનો તેમજ જૈનેતર ભાઈ–બહેનો પણ આવતા હતા. નિયમિત, એક દિવસ પાડ્યા વિના હાજરી આપતા હતા. રાતના પણ ઘણા જિજ્ઞાસુઓ આવતા. માધવબાગના મહંતો તો તેમની સાથે કલાકો સુધી જ્ઞાનવાર્તા કરતા બેસતા હતા, અને પોતાના જીવનને ધન્ય બનાવતા હતા.

એ ચાતુર્માસમાં મુનિશ્રીના હાથે એક એવો પ્રસંગ બની ગયો કે તે પ્રસંગથી તો મુંબઈ ખરેખર મોહનઘેલું બની ગયું.

પ્રસંગ આ હતોઃ આજે તો એ નામને ઘણા યાદ કરે છે. તેના નામ સાથે જોડાયેલી મોટી મોટી મહેલાતો જુએ છે. તેના ધીકતા ધંધાની જાહોજલાલી સાંભળે છે, તે ત્યારે તો એક સામાન્ય માનવી હતો. રસ્તા પર એ ટોપીની ફેરી કરતો હતો.

એક દિવસ બસ, દેવકરણે મુનિશ્રીનાં દર્શન કર્યા. હાથ જોડી તેણે પ્રણામ કર્યા. મુનિશ્રીએ 'ધર્મલાભ'ના આશિષ દીધા. એ આશિષમાં એણે એવો રણકાર સાંભળ્યો કે તેને ફરી ફરી સાંભળવાનું દિલ થઇ આવ્યું. આ માટે તે રોજ ઉપાશ્રયે જવા લાગ્યો, તેમની ભક્તિ કરવા લાગ્યો, અને રોજ પેલો "ધર્મલાભ"નો રણકાર સાંભળી ખૂશ રહેવા લાગ્યો.

મુનિશ્રીએ તેની વીતકકથા સાંભળી લીધી. જો કે તે સાંભળતાં અગાઉ જ તેમને તેમાં ભાવિના **દાનેશ્વરી દેવકરણ**ના દર્શન થતા હતા. ત્યારે તો એ દેવકરણ રોજ કમાઈ રોજ ખાનારો હતો. પણ એ તો પારસમણિનો સ્પર્શ નહોતો થયો ને ?

અને એક દિવસે એ પણ સ્પર્શ થઇ ગયો. મુનિશ્રીએ દેવકરણને અમુક શુભ ઘડીએ બોલાવ્યો અને કહ્યું:—"દેવકરણ ! તારું કલ્યાણ થઇ જશે...."

અને એ શબ્દો ખરેખર સાકાર બની ગયા. દેવકરણનું સાચે જ કલ્યાણ થઇ ગયું ! ! એની ગરીબાઇ દૂર ભાગી ગઇ. અમીરી હવે બારણા ખટખટાવા લાગી. અને એક દિવસ જે બાદશાહી માત્ર કલ્પના હતી, વિચારતરંગ હતી, તે કદમ ચૂમતી આવીને બેઠી. વાઘા ને સાધન બદલાયાં, પણ દેવકરણ તો દેવકરણ જ રહ્યો. એનામાં જરાયે શ્રીમંતાઇનું પરિવર્તન ન આવ્યું. એ તો ઉલ્ટો ઉદાર બન્યો. અને તેની ઉદારતાએ એવી સુગંધ પાથરી કે કે લોકો તેને તે યુગનો **કર્ણ** માનવા લાગ્યા.

મુંબઇએ આ ચમત્કાર સાંભળ્યો, નજરે જોયો. પછી પૂછવાનું શું રહે ? મુંબઇ એથી તો વધુ ને વધુ મોહનઘેલું બનતું ગયું. પણ મુનિશ્રીએ માત્ર એકનો જ જીવનઉદ્ધાર ન કર્યો, અનેકના જીવનને તેમણે બેઠાં કર્યાં.

આ ચાતુર્માસ દરમિયાન સિદ્ધિતપ, અષ્ટમહાસિદ્ધિ, કર્મસૂદન જેવાં વિવિધ તપો થયાં. અને આ તપ નિમિત્તે નંદીશ્વરદ્વીપ, પાવાપુરી જલમંદિર વગેરે અનેક આકર્ષક એવી રચનાઓ પણ કરવામાં આવી. ધર્મકાર્યોની એવી તો ભરતી આવી હતી કે જાણે ધર્મનું એક મહાપર્વ ચાલતું હોય એમ લાગતું હતું.

જેમ મુંબઇમાં એક સંવેગી સાધુનું ચાતુર્માસ પ્રથમ હતું તેમજ મુંબઇના આંગણે કોઇ જૈનદીક્ષા લે એ પણ પ્રથમ જ અવસર હતો. મુંબઇમાં ત્યારે જાણે જૈન શ્રમણ સંસ્કૃતિનો અરુણોદય થઇ રહ્યો હતો.

મુનિશ્રીના વરદહસ્તે એક નહિ બબ્બે દીક્ષાઓ થઇ, અને તે પણ બંને પુરુષદીક્ષા ! મુંબઇનો સંઘ તો મુનિશ્રીની આવી અજોડ પ્રતિમા જોઇ ગાંડોતૂર બની ગયો. દરેકનાં હૈયે 'મોહન'–'મોહન'નો જાપ શરૂ થઇ ગયો.

દિવસો આવ્યા ને પસાર થઇ ગયા. જોતજોતામાં ચાતુર્માસ પૂરું થઇ ગયું. મુનિશ્રીએ કેડ બાંધવાની તૈયારી કરી. મુંબઇ તો તેમને અહીંથી જવા દેવા જરાય તૈયાર ન હતું. ત્યાંના સંઘે ફરીના ચાતુર્માસ માટે વિનતિ કરી. પ....ણ....

સુરતનો સંઘ એક મહત્ત્વના ધર્મકાર્ય માટે વિનતિ લઇને આવ્યો હતો અને "સાધુ તો ચલતા ભલા...."

અને એક દિવસ વિરહની ઘડી આવી ઊભી રહી. આંખોમાં આંસુ હતાં, હૈયામાં વિદાયની વેદના હતી. મુંબઇના સંઘે ભાંગેલા પગે મુનિશ્રીને વિદાય આપી.

મુનિશ્રીએ પણ 'ધર્મલાભ'ની આશિષ આપી અને વિદાય લીધી !!





[ ૧૪ ]

મુંબઇનું ચોમાસું પૂરું થયું હતું. ધર્મકાર્યો સતત ચાલુ જ હતા. શ્રમણ નિયમો પૂરા થતા હતા. ત્યાં....

" ગુરુદેવ ! મત્થએણ વંદામિ...."

" ધર્મલાભ ! કોણ ?

" સાહેબ ! હું ધરમચંદ "

" સુરતથી આવો છો ?

" જી હા "

" અચાનક જ આવવાનું થયું હશે ?...."

" ના ગુરુદેવ ! કારણ આમ તો કંઇ ખાસ નથી. આપના દર્શનની ઘણા વખતથી ભાવના હતી, પણ સંસાર છે ને ? અત્યાર સુધી નીકળી શકાયું જ નહિ પણ આજ તો લાભ મળી ગયો. હું આપની પાસે એક માંગણી કરવા આવ્યો છું અને આપે મારી એ નમ્ર વિનતિનો સ્વીકાર કરવાનો છે...."

" પણ ધરમચંદભાઇ ! તમારી વિનતિ તો કહો...."

" સાહેબ ! મારી ભાવના શ્રી સિદ્ધાચળજીની પદયાત્રા કરવાની છે...."

" ઘણી ઉમદા ભાવના છે...."

" પણ સાહેબ ! હું એમ એકલો જવા નથી માંગતો. મારી ભાવના તો આપને તેમજ ચતુર્વિધ સંઘને પણ સાથે લઇ જવાની છે...."

॥श्री जिनेंद्राय नमः॥







स्वस्तिश्री [illegible] नगरे महाशुभस्थाने सर्व शुभोपमा लायक विराजमान श्रीसुदेव सुगुरु भक्तिकारक सर्वावसर सावधान दयावंत मध्यस्थ गुणरागी परहितकारी इत्यादिक श्रावकोंके एकवीश गुणालंकृत पूजनीय समस्त श्रीसंघ तथा [illegible] योग्य श्री मकसुदाबाद नगरसें लिखितंग प्रतापसिंहजी राय लछमीपतिसिंह धनपतिसिंह बाहादुर छत्रपतिसिंह गणपतिसिंह नरपतिसिंह माहाराज बाहादुर श्रीपतिसिंह सुरपतिसिंह कालिदास महिपतिसिंह दुगडका प्रणाम बांचियेगा.

इहां श्रीजैनधर्मप्रसायसें कुशल है. आप सर्व संघके कुशल चाहते हैं; ओर पालिताणा नगरे श्रीसिद्धाचलतीर्थराजकी तलहटी उपर श्रीयुगादिदेव आदिनाथ स्वामीजीको नवीन जिनमंदिर बणे हैं. तिनमें श्रीश्री १००८ श्रीपरमपूज्य ऋषभदेवजी माहाराज प्रमुखकी आशरे एक हजार नवीन जिन बिंबोकी अंजनसिलाक अर्थात् प्रतिष्ठा संवत् १९४९ मिति माघ शुदि १० शुक्रवारके दिन शुभ लग्नमें होयगी. इसकी विधि शास्त्रानुसार दश दिन पहिलेसें कुंभस्थापन वगेरे सदनुष्ठान प्रारंभ होयगा. सो यह महा मंगलकारी महोत्सवमें आप सहकुटुंब मित्रो सहित जरूर पधारकर तीर्थसेवा ओर मुनिराज महाराज श्रीमोहनलालजी प्रमुखांके दर्शनका महोटा लाभ लिजियेगा. श्रीसंघके पधारनेसे श्रीजिनशासनकी उन्नति ओर हमकूं विशेष आनंद होयगा. जादा शुभं ॥

स १९४९ मार्गशीर्ष शुदि ६ शुक्रवार | [illegible] धनपति सिंहका प्रणाम [illegible] [illegible] शुभ [illegible]

પાલીતાણા – ધનવસી ટૂંકની પ્રતિષ્ઠા-પત્રિકા (વિ. સં. ૧૯૫૯ માગશર સુદ ૬ શુક્રવાર)

"ધરમચંદભાઇ ! તમારી ભાવના ખૂબજ અનુમોદનીય છે, પણ અત્યારે તો વધુ શું કહી શકું ? વર્તમાન જોગ....જેવી ક્ષેત્રસ્પર્શના...."

"ના ગુરુદેવ ! ના, એમ કહે નહિ ચાલે. આપને અનુમતિ આપવી જ પડશે. સુરતનો સંઘ પણ આપના દર્શન માટે આતુર છે અને ગુરુદેવ ! સાથે સાથે બીજી પણ એક વાત કહું ? જ્યાં સુધી હું આ ભાવના પૂરી ન કરી શકું ત્યાં સુધી ગળપણ માત્ર ખાવાનો મેં ત્યાગ કર્યો છે...."

મુનિશ્રી તો આ ભાવુક આત્માને જોઇ અને સાંભળીને વિચારમાં પડી ગયા. "હાં તો ધરમચંદભાઇ ! તમો એક કામ કરશો ?"

"ગુરુદેવ ! શું કહો છો ? તમે કહો અને હું કામ ન કરું ? ફરમાવો, આપની આજ્ઞા માટે આ સેવક તૈયાર છે."

"ધરમચંદભાઇ ! અમારે સાધુઓને ખાસ બીજાં તો શું કામ હોય ? પણ તમે મુંબઇના સંઘને મનાવો...."

અને ધરમચંદભાઇએ એ કામ માથે લીધું.

લોકકલ્યાણ કાજે સમર્પી દીધેલું જીવન ક્ષુદ્ર સ્વાર્થમાં રાચી શકે ખરું ? મહારાજશ્રી તો વિશ્વકલ્યાણના ચાહક હતા. વળી તેમને કોઇ પ્રતિબંધ ન હતો. કોઇ અંગત સ્વાર્થ પણ ન હતો. સંઘનું ભલું અને કલ્યાણ થાય, તેમાં જ તેઓ રાજી હતા અને પ્રવૃત્ત પણ.

મુંબઇના સંઘની પ્રબળ ભાવના હતી અને તેમણે વિનંતિ પણ કરી હતી કે બીજું ચાતુર્માસ પણ મુનિશ્રી મુંબઇમાં જ કરે. આમ જો મુનિશ્રી વિહાર કરે તો મુંબઇના સંઘની લાગણી દુભાતી હતી. પરંતુ સંઘ આખર સંઘ છે. એકબીજાના શુભકાર્ય માટે એ હંમેશા તયાર હોય છે, અને તેમ રહેવું જ જોઇએ. તો જ શાસનપ્રભાવના સારી રીતે થઇ શકે, વળી સંઘ અને શાસન કંઇ જુદા નથી, એકનું અસ્તિત્વ બીજા પર નિર્ભર છે. તીર્થયાત્રા પણ એ શાસનનું જ કામ છે, તો પછી મુંબઇનો સંઘ ધરમચંદભાઇની માંગણીને કેવી રીતે નકારી કાઢી શકે ? અને રડતા હૈયે તેમણે પોતાનો આગ્રહ ઢીલો કર્યો અને આંસુભીની આંખે મુંબઇના સંઘે મુનિશ્રીને ભાવભીની વિદાય આપી ! !....

સંવત ૧૯૪૮ માં મુનિશ્રી સુરત પધાર્યા. ત્યાં આવી વડાચૌટાના શ્રી સીમંધરસ્વામિના જિનાલયનો જીર્ણોદ્ધાર કરાવ્યો. વૈશાખ સુદ દશમના રોજ વરદ હસ્તે પ્રતિષ્ઠામહોત્સવ શરૂ થયો એ સાથે સાથે કતારગામના દેરાસરના જીર્ણોદ્ધારની વાતો પણ થઇ, અને સં. ૧૯૫૫માં એ કાર્ય પણ થયું.

મુનિશ્રી ખાસ તો આ વખતે પાલીતાણાના સંઘ માટે જ આવ્યા હતા. આથી સં. ૧૯૪૯ ના પોષ વદ પાંચમના મંગળ મુહૂર્તે સુરતથી પ્રસ્થાન શરૂ કર્યું. આ સંઘમાં ચૌદસો યાત્રાળુઓ જોડાયા હતા. સંઘ ખંભાત અને વલ્લભીપુરના રસ્તે દિનપ્રતિદિન આગળ વધતો ગયો. પ્રવાસ પગપાળા હતો અને લાંબો પણ હતો. છતાંય સંઘની વ્યવસ્થા એવી સુંદર

અને સગવડભરી હતી કે યાત્રાળુઓ ઘણા જ ઉમંગ અને ઉત્સાહથી ભાવનાભર્યાં હૈયે આગળ વધ્યે જતા હતા. માર્ગમાં દેવાણનો આરો આવ્યો અને તેને પેલે પાર પહોંચતા સંઘ કસોટીમાં મુકાઇ ગયો પણ મુનિશ્રીના પુણ્યપ્રતાપે અને શ્રી આદીશ્વરદાદાના સતત સંસ્મરણે સંઘ હેમખેમ પાર ઉતરી ગયો. જો કે સંઘને થોડું ઘણું નુકશાન તો થયું જ, પણ ધરમચંદભાઇ ફરજ ચૂકે તેમ ન હતા. તેમણે જાહેર કર્યું કે યાત્રાળુઓએ પોતાના નુકશાનની જરાય ચિંતા ન કરવી. જેનું જેટલું નુકશાન થયું હોય તેઓએ તે આવીને મારી પાસેથી લઇ જવું. પ....ણ....કોઇ જ તે માટે આવ્યું નહિ ! ! ઉદારતા આગળ ભીખ હારી ગઇ ! ! !

બરાબર સવામહિને સંઘ પાલીતાણા હેમખેમ આવી પહોંચ્યો. પાલીતાણાના ઠાકોરસાહેબ સંઘનું સામૈયું કરવા સામે આવ્યા. શ્રી આણંદજી કલ્યાણજી પેઢી તથા સ્થાનિક જૈનસંઘ વગેરે પણ તેઓનું બહુમાન કરવા દોડી આવ્યા. સંઘભક્તિ ખૂબજ કરવામાં આવી, અને બધા યાત્રાળુઓએ દાદાની યાત્રા પણ ઘણા જ ભાવથી કરી. આ નિમિત્તે તીર્થમાળ, શાંતિસ્નાત્ર આદિ પુણ્યકાર્યો પણ ઘણીજ ધામધુમથી ઉજવવામાં આવ્યાં.

મંઝિલ પૂરી થઇ હતી. સંઘના માણસો હવે વિદાય લઇ રહ્યા હતા. મુનિશ્રી પણ કદંબગિરિ, તળાજા, ઘોઘા વગેરેની યાત્રા માટે પાલીતાણાથી વિહાર કરી ગયા.

મુનિશ્રી વિહાર તો કરી ગયા પણ ત્યારે એમને શી ખબર કે ફરી પાછા એ જ પાલીતાણામાં પાછા ફરવું પડશે ? ખરેખર ભાવિના ભીતરને કોઇ નથી જાણી શકતું.

જ્યારે મુનિશ્રી સંઘ સાથે પાલીતાણા પધારેલા, ત્યારે તે જ અરસામાં સંઘથી અલગ શ્રી **રાવબહાદૂર ધનપતસિંહજી** તથા તેમના ધર્મપત્ની **શ્રીમતી મેનાકુમારી** પણ પોતાના રસાલા સાથે યાત્રાએ અહીં પાલીતાણા આવ્યા હતા.

આ ધનપતસિંહજી બંગાળના પ્રસિદ્ધ ધર્મવીર અને દાનવીર રાવબહાદુર **પ્રતાપસિંહજી**ના પુત્ર થાય. તેમની માતાનું નામ શ્રીમતી **મહેતાબકુંવરી** હતું. તેઓ ખૂબ જ ધર્મિષ્ઠ હતા. તેમણે નવપદ તથા વીશસ્થાનક તપ વિધિપૂર્વક પૂર્ણ કર્યો હતો. અને કહેવાય છે કે તેમણે જ્યારે માસક્ષમણનું પારણું કર્યું ત્યારે શ્રી સીમંધરદેવની શાસનદેવી **પંચાંગુલી**એ હાજરાહજૂર થઈ તેમની શાતા પૂછી હતી.

આ માતાની એક અદમ્ય ઝંખના હતી કે પવિત્ર તીર્થાધિરાજ શ્રી શત્રુંજય પર એક ભવ્ય જિનાલય બંધાવવું. પણ ઘણા લાંબા સમય સુધી એ ઝંખના કંઇ પૂર્ણ ન થઇ શકી. પરંતુ જીવતાં ભલે પોતાના હાથે ન બન્યું તે મર્યા પછી બીજાના હાથે પણ થવું જોઇએ એ ભાવના તો કાયમ રહી. આથી જ્યારે એમણે જોયું કે હવે પોતે ઝાઝા દિવસ કાઢી શકે તેમ નથી, તેથી તેમણે પોતાના દીકરા ધનપતિને બોલાવ્યો અને કહ્યું :— " બેટા ! તારા પિતાજીએ એક નાજૂક દહેરાસર શ્રી સિદ્ધાચળ તીર્થે ખરતરવસહિમાં બંધાવ્યું છે, મને ઘણી ઇચ્છા હતી કે હું પણ એક ભવ્ય દેરાસર ત્યાં બંધાવું, પણ મારા જીવતાં તો હું એ

ન કરી શકી. તો બેટા ! મારી એ ભાવનાને તું પૂરી કરજે. ત્યાં એક ભવ્ય જિનાલય બંધાવી ધામધૂમથી તેને શ્રી આદીશ્વર ભગવાનને અર્પણ કરી દેજે...."

મા તો ગઇ, પણ ભાવના મૂકી ગઇ ! !

અને બેટાએ માનું વચન પાળ્યું પણ ખરું. તીર્થરાજની તળેટી પર જગા લઇ સં.[1] ૧૯૪૫ માં દેરાસરનું ખાત–મૂહૂર્ત કર્યું. અને ચાર વર્ષના ટૂંકા ગાળામાં દેરાસર તૈયાર થઇ ગયું. આજે એની પ્રતિષ્ઠા હતી.

ત્યાંના સ્થિરવાસમાં શ્રીમતી મેનાકુમારીને એક શુભ સ્વપ્નું આવ્યું. સ્વપ્નમાં તેમને એવો આદેશ સંભળાયો કે તમે જે બાબુનું દેરાસર બંધાવ્યું છે તેની પ્રતિષ્ઠા મુનિશ્રી મોહનલાલજીના હાથે કરાવો. આ આદેશ સાથે એક જ્યોત પણ ઝગમગતી હતી. ત્યાં, એ જ્યોત બુઝાઇ ગઇ. આ જ્યોત બુઝાતાં જ મેનાકુમારીની આંખ ઉઘડી ગઇ.

સવારે શ્રી ધનપતિસિંહજીને આ સ્વપ્નની વાત કરી. અને એ સાંભળીને તુરતજ તેમણે પોતાના સુપુત્ર શ્રી નરપતસિંહને તે માટે મુનિશ્રી પાસે મોકલ્યો. મુનિશ્રી તે વખતે પાલીતાણાથી થોડે દૂર એવા કોઇક ગામમાં બિરાજતા હતા. **નરપતસિંહજી** મુનિશ્રીને મળ્યા. વંદના કરી અને આવવાનો હેતુ કહ્યો. સ્વપ્નના આદેશની વાત કરી. અને મુનિશ્રી પુનઃ પાલીતાણા પધાર્યા. ત્યાં તેમણે [1]સં. ૧૯૫૦ ના મહા સુદ દસમના રોજ તળેટી પરની ધનવસહિ ટૂંકના મૂળનાયક શ્રી આદીશ્વર ભગવાનના બિંબની અંજનશલાકા તથા પ્રતિષ્ઠા ઘણી જ ધામધુમથી કરાવી.

આ ઉપરાંત એક બીજો પણ મહત્ત્વનો પ્રસંગ આ વખતે બની ગયો. **રામકુમાર** તીર્થયાત્રા કરતા કરતા પાલીતાણા આવ્યા હતા. તેઓ યતિ હતા. આપણા ચરિત્રનાયક જેમ પૂર્વાવસ્થામાં બેચેન હતા અને મંથન અનુભવી રહ્યા હતા તેમ આ યતિશ્રી રામકુમાર પણ હૃદયમંથન અનુભવી રહ્યા હતા. તેમને યતિજીવન કંટાળો આપતું હતું. તે મોહમાયા છોડી સંવેગી બનવા માંગતા હતા. ભૌતિક સમૃદ્ધિની બધી સાંકળો તોડીને નિર્ગ્રંથ થવા ઇચ્છતા હતા. શ્રીપૂજ્યોના એ ગાદીવારસ હતા, પરંતુ એ ગાદી હવે તેમને બરબાદી લાગતી હતી. આથી એ ગુરુ તેમજ પોતાના વડીલ બંધુઓને છોડી તીર્થયાત્રાએ નીકળી પડ્યા હતા.

તેઓ જ્યારે પાલીતાણા આવ્યા ત્યારે આપણા ચરિત્રનાયક તેમજ યતિશ્રી **હેમચંદ્રજી** પણ અહીં જ હતા. પહેલાં એ યતિશ્રીનો પરિચય કરે છે. પરંતુ તેમને જંપ નથી, તે ફેરફાર માંગે છે. જીવનનું પરિવર્તન કરવા એ હવે બેચેન છે. યતિશ્રીને છોડી એ મુનિશ્રીનો સંપર્ક સાધે છે, અને તેમનું સાન્નિધ્ય સેવે છે. અહીં તેમના સંતપ્ત હૈયાને શાતા મળે છે.

---

૧. બાબુના દેરાસરની પ્રતિષ્ઠાની આમંત્રણ–પત્રિકા છપાયેલી છે, તેમાં સં. ૧૯૪૯ ની સાલ છપાયેલી છે. જ્યારે છપાયેલ જીવનચરિત્રોમાં સં. ૧૯૫૦ ની સાલમાં પ્રતિષ્ઠા કર્યાનો ઉલ્લેખ છે. અહિં છપાયેલ જીવનચરિત્રોના આધારે ૧૯૫૦ ની સાલ લખી છે. વિશેષ તો તે સમયના અનુભવીઓ કહે તે પ્રમાણભૂત ગણાય.

મુનિશ્રીના ઉદાત્ત વિચારો જાણી તે તેમના પર વારી જાય છે, અને રામકુમાર મુનિશ્રીને પોતે દીક્ષા લેવા માંગે છે એની જાણ કરે છે.

મુનિશ્રી પણ આ મુમુક્ષુની તીવ્ર ઝંખના જોઇ ખૂશ થાય છે. રામકુમારનું જીવન અને ધ્યાન જાણી મુનિશ્રીને પોતાનો ભૂતકાળ યાદ આવે છે. આથી પોતાને આવો એક સમહૃદયી શિષ્ય મળ્યાથી તે આનંદ અનુભવે છે, અને તેને દીક્ષા આપી પોતાનો **'ઋદ્ધિમુનિ'** બનાવે છે.

કહેવાય છે કે માનવી મરે છે, પણ એનાં કાર્ય તો સદાય જીવે છે. અને ક્યારેક માનવી એવાં કાર્ય કરી જાય છે કે એ કાર્ય યાદ કરતાં જ એ માનવીનું નામ પણ સાંભરી આવે છે. મુનિશ્રી આજ તો આપણી વચ્ચે નથી, પરંતુ જ્યારે જ્યારે એ **ધનવસહિ—જયતળેટીની** ટૂંક જોઇએ છીએ ત્યારે ત્યારે એ પુણ્યાત્મા પુણ્યશ્લોકી સંતની યાદ આવી જાય છે. ત્યારે સહેજે કહેવાઇ જાય છેઃ—

"અહીં એક એવા પાવન પગલાં થયાં છે કે જેની રજની સુવાસ હજુ પણ મ્હેંક્યા કરે છે...."





બુરાનપુર-જૈન દહેરાસર
શિલ્પશાસ્ત્ર નિષ્ણાત આચાર્ય શ્રી જયસિંહસૂરિના ઉપદેશથી
← વિ. સં. ૧૯૭૬માં તૈયાર થયું.





શ્રી મોહનલાલજી જૈન જ્ઞાનભંડાર તથા-શ્રીપ્રતાપ સાર્વજનિક લાયબ્રેરી
પીપલી બજાર. ઈન્દોર. (મ. પ્ર.) →

[ ૧૫ ]

માનવી ધારે છે કંઇક અને થાય છે કંઇક. ખરેખર દૈવની આ રચના અકળ જ રહી છે. મુનિશ્રીએ મુંબઈ પહોંચવું છે એમ મનમાં ધારી મુંબઈ તરફ વિહાર કર્યો, પરંતુ વચમાં સુરત આવતાં ત્યાં જ રોકાઇ જવું પડ્યું. મુનિશ્રી સુરતના સંઘને અવગણી ન શકયા. અને સં. ૧૯૫૦નું ચોમાસું તેમણે સુરતમાં જ કર્યું.

સુરત હવે તેમના માટે અજાણ્યું ન હતું. સુરતને પણ મુનિશ્રીનો કંઇ નવીન પરિચય ન હતો. બંને એકબીજાને સારી રીતે જાણતા થઇ ગયા હતા. મુનિશ્રીએ સુરતમાં જોયું કે કેળવણીનો પ્રચાર અહીં બહુજ સામાન્ય છે. તેમાં સ્ત્રીકેળવણી તરફ તો સુરતના જૈનોએ ઉપેક્ષા જ બતાવી હતી. સ્ત્રીઓને માત્ર અક્ષરજ્ઞાન આપવામાં આવતું. તેમનું વિશેષ મહત્ત્વ કંઇ જ ન હતું. ઘર પૂરતી જ તેમની જિંદગી હતી. તેમાંય સાધારણ–મધ્યમ વર્ગના કુટુંબની બેનોની હાલત તો ખૂબ જ ચિંતાજનક હતી. મુનિશ્રી ઇચ્છતા હતા કે જૈન બેનો સંસ્કારી માતાઓ બને. આ માટે તેમણે આધ્યાત્મિક કેળવણીની જરૂર જોઇ. આમ મુનિશ્રી યુગના એંધાણ વર્તી રહ્યા હતા. સમય જે તેજ ગતિથી આવી રહ્યો હતો, તેનો તે પગરવ સાંભળી રહ્યા હતા.

પણ એ સાંભળીને બેસી જ ન રહ્યા. એ દિશામાં તેમણે સક્રિય કાર્ય પણ શરૂ કરી દીધું. વ્યાખ્યાનની પાટ પરથી સ્ત્રીકેળવણીની તેમણે વાતો શરૂ કરી અને એ માટે એક કન્યાશાળા ઊભી કરવાની જરૂર છે, તે વાત પર ભાર મૂકયો.

કામ તો નવું હતું. દિશા પણ નવી નવી જ હતી. આવતા જમાનાની તો હજુ એ પા પા પગલી જ હતી. પરંતુ મુનિશ્રીનું વચન મિથ્યા જાય તો એ વચનસિદ્ધ સંત શેના?

એમના બોલને–કન્યાશાળાની માંગને સુરતના શેઠશ્રી **હીરાચંદ મોતીચંદ ઝવેરીએ** ઝીલી લીધી. શાળાના મકાન માટે તેમણે રૂપિયા પચ્ચીસ હજારની રકમ દાન કરી અને એ કન્યાશાળા સાથે પોતાની ધર્મપત્ની સુશ્રાવિકા **જયકુંવરબેન**નું નામ જોડી દીધું. ઈ.સ. ૧૯૦૭માં ગોપીપુરા ખાતે **"શ્રી જયકુંવર જૈન જ્ઞાન ઉદ્યોગશાળા"**ની સ્થાપના કરવામાં આવી. પાયો તો એવા પુણ્યાત્માના હાથે નંખાયો હતો કે આજ તે જ્ઞાન ઉદ્યોગશાળાની નવાપુરા, વડાચૌટા વગેરે સ્થળોએ જુદી જુદી શાખાઓ પણ કામ કરતી બની છે.[1]

૧. આ સંસ્થાનો સુવર્ણ મહોત્સવ તા. ૩–૧૦–૫૭ ના રોજ સુરતમાં ઉજવવામાં આવ્યો હતો.

પણ મુનિશ્રીએ માત્ર કેળવણીના કાર્યારંભથી જ સંતોષ ન માન્યો. મહારાજશ્રી કંઇ એવા અલ્પસંતોષી ન હતા. તેમણે તે પણ જોયું કે માનવીને સસ્તું ને પૌષ્ટિક ખાવા પણ જોઇએ છે. માનવી જો ભૂખ્યો હશે તો એ ધર્મ બરાબર નહિ કરી શકે. અને તેમની પ્રેરણા થાય ન થાય તે પહેલાં તો એક **જૈન ભોજનાલય** ઊભું પણ થઇ ગયું. આજે પણ અનેક સાધર્મિક બંધુઓને લાભ આપતું એ ભોજનાલય આપણને મુનિશ્રીની યાદ આપતું ત્યાં સુરતમાં ઊભું છે.

આમ યુગપ્રવર્તક પ્રવૃત્તિઓ ચાલતી હતી, ત્યાં ચાતુર્માસ પૂરું થયું. ત્યાં મુંબઇથી **શેઠશ્રી દેવકરણ મુળજીભાઇ** આદિ ગૃહસ્થો મુંબઇ માટે વિનતિ લઇને આવ્યા, અને સંવત **૧૯૫૧–૫૨** નું ચાતુર્માસ મુંબઇમાં થયું.

લાલબાગ ઉપાશ્રયમાં તેઓ સ્થિર થયા અને અત્રે તેમના શુભ અને પવિત્ર સાન્નિધ્યમાં **ઉપધાનતપ** કરાવવામાં આવ્યો. આ ઉત્સવમાં દાનવીર શ્રી દેવકરણ મુળજી, શ્રી ફકીરચંદ હેમચંદ, શ્રી કસ્તૂરચંદ કલ્યાણચંદ આદિ સદ્‌ગૃહસ્થોએ ખૂબ જ ઉત્સાહથી આગેવાનીભર્યો સક્રિય ભાગ લીધો. આ નિમિત્તે ભવ્ય એવી અનેક રચનાઓ કરવામાં આવી.

ચાતુર્માસની સતત ઉપદેશધારાથી ત્રણ વ્યક્તિઓના જીવનમાં પરિવર્તન આવ્યું. અને એ ત્રિપુટીએ ચોમાસા પછી મુનિશ્રીને પોતાની સારી જિંદગી સમર્પણ કરી દીધી. ઘણી જ ધામધૂમથી તેમનો દીક્ષા મહોત્સવ ઉજવાયો. અને તેમનાં નામ શ્રી **જયમુનિજી**, શ્રી **નયમુનિજી**, તથા શ્રી **લક્ષ્મીમુનિજી** રાખવામાં આવ્યાં. તેમાંના શ્રી જયમુનિજીને તો પાછળથી આચાર્યપદવી એનાયત કરવામાં આવી હતી. ત્યારે તેઓ શ્રી જયમુનિજી મટી શ્રી **જયસિંહસૂરીશ્વરજી** મહારાજ તરીકે પ્રસિદ્ધિ પામ્યા.[૧]

એ જ અરસામાં મુનિશ્રીની શુભનિશ્રામાં શ્રી ગોડીજી દહેરાસર અને ગુલાલવાડીના શ્રી ચિંતામણિ પાર્શ્વનાથના દહેરાસરમાં પ્રતિષ્ઠા મહોત્સવ ઉજવવામાં આવ્યો.

બહારથી આવનાર જૈન ગૃહસ્થોને ઉતરવા માટે મુંબઇ ખાતે કોઇ સ્થલ ન હતું. એને લઇ ઘણી મુશ્કેલીઓ વેઠવી પડતી. આ જરૂરિયાતને પહોંચી વળવા મુનિશ્રીએ પ્રેરણા કરી અને સુરતનિવાસી ઝવેરી શ્રી ભાઇચંદ તલકચંદે રૂા. ૭૫૦૦૦) ની બાદશાહી રકમ જૈન ધર્મશાળાનું નવું મકાન બંધાવવા માટે શ્રી સંઘને અર્પણ કરી.

અને ધાર્મિક વાતાવરણથી મઘમઘતું લાલબાગનું સ્થલ આજે જોઇએ છીએ ત્યારે તો તેનો અંધકારભર્યો ભૂતકાળ ખરેખર આશ્ચર્ય ઉપજાવે છે.

મુનિશ્રી માણેક લખે છે કે—"આ વખતે લાલબાગ એક નાની તબેલા સરખી છાપરાં-વાળી જગા હતી." અને એ જ લાલબાગ ઉપર રૂા. નવ હજારનું દેવું હતું.

---

૧. તેઓ શિલ્પશાસ્ત્રના સમર્થ વિદ્વાન હતા. અને શિરપુર (ખાનદેશ) બુરાનપુર (મ. પ્ર.) આદિ સ્થલે તેમના ઉપદેશથી અને પોતાની દેખરેખ નીચે દહેરાસરો તૈયાર થયાં છે.

મલાડ (મુંબઇ)–જગવલ્લભ પાર્શ્વનાથ દહેરાસરની પ્રતિષ્ઠા પણ સં. ૧૯૭૯માં તેમણે કરાવી છે.

શ્રી મોહનલાલજી જૈન સેન્ટ્રલ લાઇબ્રેરી, માધવબાગ-ભૂલેશ્વર, મુંબઈ. (સ્થાપના ઈ. સ. ૧૯૧૦)



શ્રી બાબુ પનાલાલ પુરણચંદ જૈન હાઈસ્કૂલ, (તાંબાકાટા. મુંબઈ)



શેઠ ગોકળભાઈ મૂળચંદ જૈન હોસ્ટેલ, એલ્ફીનસ્ટન રોડ



શ્રી ઝવેરી નગીનભાઈ ઘેલાભાઈ જૈન હાઈસ્કૂલ, સુરત : સ્થાપના સને ૧૯૨૬
(સ્થાપના મુનિશ્રી માણેક મુનિના ઉપદેશથી)

સં. ૧૯૪૭ માં આપણા ચરિત્રનાયકના અહિં પ્રથમ પુનિત ચરણ પડ્યા અને તે પછી મુંબઈએ તેની ધાર્મિકતામાં કદીયે ઓટ આવતી નથી જોઈ.

સં. ૧૯૫૧–૫૨ ની સાલ તો તેનાં અનેક ધર્મકાર્યોથી અમર બની ગઈ.

લાલબાગ ઉપાશ્રયની ખખડી ગયેલી ઇમારત પુનઃ નવજીવન માંગતી હતી. આ અંગે ચરિત્રનાયક મુનિશ્રીનો ઉપદેશ થતાં મુર્શિદાબાદનિવાસી રાયબહાદૂર શ્રી બુદ્ધિસિંહજી દુધેડિયા તરફથી રૂા. ૨૦,૦૦૦) ના ખર્ચે લાલબાગ ઉપાશ્રયનો જીર્ણોદ્ધાર થયો અને તેનું રૂા. ૯૦૦૦) નું દેવું પણ ભરપાઈ કરવામાં આવ્યું.

ધર્મશાળા થઈ, ઉપાશ્રય થયો. પણ હજી એક વસ્તુ ખૂટતી હતી. ભૂલેશ્વરના એટલા વિસ્તૃત એરિયામાં નજીકમાં કોઈ દહેરાસર નહિ. મુનિશ્રીનો આદેશ શું? ભાવના થઈ કે કાર્ય થયું જ સમજો. અને એ જ લાલબાગ ઉપાશ્રયના નીચેના ભાગમાં એક ભવ્ય ગૃહ–જિનાલય તૈયાર થયું.

આજે તો લાલબાગ પાસે બે–બે જિનમંદિરો છે, ઉપાશ્રય છે, ધર્મશાળા છે, લાઈબ્રેરી છે. આમ બધું જ છે, બધી રીતે સમૃદ્ધ છે, અને થતું જાય છે.[1]

ધર્મકાર્યો ત્યારે એટલાં બધાં ને એવી શાનદાર રીતે થતાં હતાં કે મુંબઈ માટેના જુના ખ્યાલો હવે જુના થવા લાગ્યા. મુનિશ્રીએ પણ પોતાના અણીશુદ્ધ, વિશુદ્ધ ચારિત્ર્યથી સાબિત કરી બતાવ્યું કે ના, મુંબઈમાં ધર્મ રસાતળ નથી જતો, સાધુતા ત્યાં નષ્ટભ્રષ્ટ નથી થતી.

ખરેખર, મુનિશ્રીના પાવનપગલાં મુંબઈમાં થયાં ને મુંબઈના ભાગ્ય ઉઘડી ગયાં. સં. ૧૯૪૭ માં મુંબઈનાં દ્વાર ખૂલ્યાં તે ખૂલ્યાં. અને આજે તો અનેક મુનિપુંગવો મુંબઈ પધારી ધર્મ–ઉદ્યોત કરી રહ્યા છે. તેનું શ્રેય આમ એ ચરિત્રનાયકના ફાળે જ જાય છે.

સાચે જ સંતનો એક જ સ્પર્શ શલ્યાને અહલ્યા બનાવી દે છે. પારસનો થોડોક જ સંસર્ગ પોલાદને સુવર્ણમાં ફેરવી દે છે. મુંબઈ પણ એક વખતનું શલ્ય જ હતું ને? સંત મુનિ મોહનનો પાદ–સ્પર્શ થયો ને એ જ મુંબઈ અલબેલી મટી ધર્મનગરી બની ગઈ!....

---

૧. ગતવર્ષમાં પૂ. આ. ધર્મસૂરિજી મ. ના ઉપદેશથી ધર્મશાળાનું ખાતમૂહૂર્ત થયું. અને તેની સાથે 'શ્રી મોહનલાલજી જૈન સેન્ટ્રલ લાયબ્રેરી' નું નવું મકાન પણ તૈયાર થનાર છે.






[ ૧૬ ]

**આજથી** લગભગ અરધા સૈકા ઉપર મુંબઇનું લોકમાનસ આજના જેવું ઉદાર ને વિશાળ ન હતું. ત્યારે તો મુંબઇ વિચારોમાં ઘણું જ પછાત હતું. આજના પ્રગતિવાદી વિચારો ને આચારો તો હજુ ત્યારે નહિંવત્ હતા. તેમાંય જૈનત્વ વિષે તો મુંબઇને ઘણા જ ઉંધા ને ખોટા ખ્યાલ હતા. જૈનેતરો જૈનોને જનુસ કે જન્નસના વારસદાર માનતા હતા. જૈનોની મહાન ને પવિત્ર એવી તીર્થભૂમિ પાલીતાણાને તેઓ પેલેસ્ટાઇન સમજતા હતા. કોઇ વળી જૈનધર્મને બૌદ્ધધર્મની જ શાખા સમજતું હતું. આમ અનેક ભ્રામક અને જુઠ્ઠી માન્યતાઓ જૈનેતરોમાં ફેલાયેલી હતી, આ અંગે વ્યવસ્થિત પ્રચાર-કાર્યની જરૂરીયાત સૌને સમજાતી હતી, છતાંય તે અંગે કશુ નહોતું થતું.

સન ૧૮૮૩ માં ચિકાગો ( અમેરિકા ) વિશ્વધર્મ પરિષદ Parliament of Religious આકાર લઇ રહી હતી. દુનિયાના દરેક ધર્મના અગ્રણીઓ ત્યાં ભેગા મળવાના હતા. અને પોતાના ધર્મની વાત કરવાના હતા. ભારતમાંથી તે માટે વેદાંત ધર્મના પ્રતિનિધિ તરીકે સ્વામિ વિવેકાનંદ ગયા હતા. જૈનધર્મને પણ તે પરિષદમાં ભાગ લેવા આમંત્રણ મળ્યું હતું, અને એ પરિષદના કાર્યવાહકોએ પૂ. આચાર્ય શ્રી આત્મારામજી મહારાજ પર પત્ર પણ લખ્યો હતો. આચાર્યશ્રીએ તેના પર ખૂબ જ ગંભીર ને પુખ્ત વિચાર કર્યો અને તેમ કરવું ઘણું જરૂરી પણ હતું.

કારણ સન ૧૮૫૭ ની સ્વાતંત્ર્ય ક્રાંતિ પછી ભારતીય રાજપદ્ધતિ પલ્ટો લઇ રહી હતી, અને તેને લઇને ધર્મ, શિક્ષણ, સાહિત્ય, વ્યાપાર, ઉદ્યોગ જેવાં અનેક ક્ષેત્રોમાં પરિવર્તન થઇ રહ્યું હતું. આચાર્યશ્રીએ જમાનાની હાકલ ઝીલી લીધી, અને પરિષદમાં ભાગ લેવા માટે શ્રી **વીરચંદ રાઘવજી ગાંધી** (બાર-એટ-લૉ) ને જૈનધર્મના પ્રતિનિધિ તરીકે મોકલી આપ્યા.

અને શ્રી ગાંધીએ ત્યાં એટલું સુંદર કામ કરી બતાવ્યું કે પશ્ચિમના લોકોની આંખ

ખુલી ગઇ, તેઓને તે પછી ભૂલ સમજાઇ ગઇ કે જૈનધર્મ એ કોઇપણ ધર્મની શાખા નથી. એ એક સ્વતંત્ર જ ધર્મ છે, અને એનું તત્ત્વજ્ઞાન ઘણું સૂક્ષ્મ છે.

પશ્ચિમમાં જૈનધર્મને જન્મ આપી શ્રી ગાંધી મુંબઇ પાછા ફર્યા, ખરેખર તેઓ એક મહાન ને ઉદાત્ત કાર્ય કરીને પાછા આવ્યા હતા. આ માટે તેઓ જરૂર સન્માનને યોગ્ય હતા. પરંતુ મુંબઇના સંઘે તેમને સત્કારવાને બદલે ઉપેક્ષા કરી, તેમના એ કાર્યને નિંદી નાંખ્યું. અરે ! તેટલાથી જ પરિતૃપ્ત ન બનતાં તેમને સમાજમાંથી હાંકી કાઢવાની વાતો કરી.

સંઘ આવું કરે તે સ્વાભાવિક હતું. કારણ સંઘ હજુ રૂઢિનો પૂજારી હતો, તેનો તે ભક્ત હતો, તેની દૃઢ માન્યતા હતી કે ધર્મકાર્ય માટે પરદેશ ને તે ય પશ્ચિમના દેશોમાં તો જવાય જ નહિ. વેપાર, કે શિક્ષણ જેવા કાર્ય માટે ત્યાં જાય એ વાત અલગ છે. અને કદાચ એ હજી ક્ષમ્ય છે. વળી આ માન્યતાને ગ્રંથોનો ટેકો પણ મળતો હતો, ગ્રંથો કહેતાઃ– " द्विकस्याब्धौ तु नौयातुः शोधितस्याप्यऽसङ्ग्रहः । "—કોઇપણ સંજોગોમાં કરેલું સમુદ્ર–ભ્રમણ અસ્પૃશ્ય છે, ત્યાજ્ય છે. જળમાર્ગે ગયેલો ગમે તેટલો વિશુદ્ધ બની આવે તો પણ તે મલિન જ છે, ગંદો છે. એવા ભ્રષ્ટ માણસને તો સમાજમાં બેસાડાય જ નહિ. અને તેમાંય શ્રી ગાંધી તો ધર્મ માટે સમુદ્ર–ભ્રમણ કરી આવ્યા હતા ! એમને તો સમાજમાં લેવાય જ કેમ ?

અને રૂઢિચુસ્ત લોકોએ એ માટે પોતાનાથી થાય તેટલો વિરોધ કર્યો. એકાદ ઠેકાણે તેમને સત્કારવા સભા ભરવામાં આવી. ત્યાં પણ જઇ તેમણે ધાંધલ મચાવ્યું, ખુરશીઓ ઊછાળી, મોટા અવાજ કર્યા અને ' ગાંધીને સંઘ બહાર મૂકો ' એવાં સૂત્રો પોકાર્યાં. એ સાથે સાથે તેમણે શ્રી ગાંધીની બહિષ્કાર પત્રિકા બહાર પાડી.

પત્રિકા આ પ્રમાણે હતી.

મુંબઇ,
તા. ૯ મી જુલાઇ ૧૮૯૩

### જાહેર ખબર

સર્વે ધર્માભિલાષી જૈનોને વિનયપૂર્વક સૂચવવામાં આવે છે કે અમેરિકા ખંડ મધ્યે ચિકાગોની પરિષદમાં સંઘના નામથી જૈન એસોશીએશને પ્રતિનિધિઓ મોકલવા વિષે જૈનોની સંમતિ લીધા વિના ઠરાવ્યું છે. તેના વિરુદ્ધમાં જાણવા જેવી બાબતો હાલમાં બહાર આવી છે અને તેથી ઘણા લોકો નાખૂશ છે. આ વાત હવે એટલી બધી પ્રસિદ્ધ છે કે તેનું વધારે વિવેચન કરવા હવે દરકાર રહેતી નથી. અને અમો આ નીચે સહી કરનારાઓ ખુલ્લી રીતે જણાવીએ છીએ કે જે બે પ્રતિનિધિઓ ચિકાગો મોકલવાનું ઠરાવ્યું છે તે અમોને તદ્દન પસંદ નથી. તેથી અમો તેને રદ કરીએ છીએ, અને એ બાબતમાં અમારા જૈની લોકોની સંમતિ નથી."[1]

આ પત્રિકાથી તો વાતાવરણ ખૂબ જ તંગ બન્યું. શ્રી ગાંધીની તરફેણ કરનારો વર્ગ નાનો હતો, જ્યારે તેમનો વિરોધીવર્ગ તો ઘણો જ મોટો હતો. છતાંય બંનેયે સામનો

૧. આ પત્રિકા નિચે ૧૩૭ સહીઓ કરવામાં આવી હતી ને નીચે લખ્યું હતું કે વધારે લંબાણ થઇ જવાથી માત્ર જુજ જ સહીઓ છપાવી છે.

કર્યો. એથી તો તંગદીલી ખૂબ જ વધી જવા પામી. હવા એટલી બધી કલુષિત બની ગઇ કે પ્રસંગને જતો કરવામાં શાણપણ જણાતું હતું. છેવટ સંઘે અંબાલા, પૂ૦ શ્રી આત્મારામજી મહારાજને આ બધી વાતોથી વાકેફ કરતો પત્ર લખ્યો અને આ અંગે શુ કરવું તેનું માર્ગદર્શન માંગ્યું.

શ્રી આત્મારામજી મહારાજે તુરત જ વળતો જવાબ આપ્યો, અને જણાવ્યું કે—"શ્રી સંઘની આજ્ઞાથી શ્રી ગાંધી શત્રુંજય તીર્થની યાત્રા કરી લે." આ ઉપરાંત વધુ માર્ગદર્શન માટે તેમણે લખ્યું:—

विशेषतः बम्बओमें मुनिराज श्री मोहनलालजी विराजमान है. वे भी भवभीरु और श्री जिनाज्ञा के भंग से डरनेवाले है इस वास्ते उनकी संमति लेनी चाहिये और कोइ अन्य गीतार्थसे पूछ लेना. अब में बहुत नम्रता से श्री संघ से विनति करता हुं कि जो कुछ जिनाज्ञा विरुद्ध अयोग्य लखाण करा होवे सो सर्वश्री संघ मुजको माफ करें. इतिश्री कल्याण होवे सकल संघको.

દઃ વલ્લભવિજય.

સહી. આત્મારામજી મહારાજ[૧]

મુનિશ્રી તો આ જાણી દ્વિધામાં પડી ગયા. પૂ૦ આત્મારામજી મહારાજે તેમને માર્ગદર્શન આપવા જણાવ્યું હતું. અને પોતે તો આ પ્રસંગમાં માધ્યસ્થ ભાવ રાખતા હતા. વળી શ્રી ગાંધી મુનિશ્રીના વ્યક્તિત્વથી પ્રભાવિત બનેલા હતા, અને અવરનવર તેમની સાથે જ્ઞાનચર્ચા પણ ગોઠવતા હતા. જ્યારે શ્રી સંઘ તો શ્રી ગાંધી જો ઉપાશ્રયમાં પગ મૂકે તો તેમને કોર્ટના બારણાં બતાવવા સુધી ઉકળેલો હતો. સંઘ કોઇ પણ હિસાબે શ્રી ગાંધીનો સ્વીકાર કરવા તૈયાર ન હતો.

મુનિશ્રીએ સમયની નાડ પારખી લીધી. સમાજના રોષનું માપ પણ તેમણે કાઢી લીધું. અને સમયને અદબ ભરી ખાનગીમાં શ્રી ગાંધીને કહેવડાવી દીધું કે "હમણાં અત્રે આવવું હિતાવહ નથી, કાળક્ષેપ કરવો."

એક બાજુ ખાનગીમાં સંદેશો મોકલ્યો ને જાહેર વ્યાખ્યાનમાં ખૂબ જ તટસ્થતા જાળવીને "સમય ઓળખો" વિષય પર સતત ઉપદેશધારા વહાવી. ઉત્સર્ગ ને અપવાદની તર્કબદ્ધ છણાવટ કરી. રાગ–દ્વેષના પ્રસંગોથી દૂર રહેવાની વાતો સમજાવી.

સમય સરતો ગયો. કાળના થર જામતા ગયા. વિરોધનો ઉઠેલ વંટોળ પણ ધીમે ધીમે શમતો ગયો. કલુષિત હવા ધીરે ધીરે સ્વચ્છ બનતી ગઇ. અને એક દિવસ એવો આવીને ઊભો રહ્યો કે જાણે કશું જ બન્યું નથી. એ પ્રકરણ તો મધરાતનું એક ભયાનક સ્વપ્નું જ બની ગયું ! !

---

૧. "આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિ સ્મારક ગ્રંથ" ના પૃ. ૩૬ થી ૪૦ પર આ પત્ર આખો પ્રગટ થયો છે. અમે તેમાંથી આપણા ચરિત્રનાયકના સંબંધની જ વિગત લીધી છે. જિજ્ઞાસુઓએ તે પત્ર તે ગ્રંથમાંથી વાંચી લેવો.



# પુણ્ય હજુ પરવાર્યું નથી

[ ૧૭ ]

મુંબઇ તો હજુ ધર્મપ્રચારના શ્રી ગણેશ કરતું હતું, ત્યારે રાજનગર—અમદાવાદ તો જૈનધર્મનું મુખ્ય કેન્દ્ર બની ચૂકયું હતું. જૈનધર્મની પ્રવૃત્તિ અને પર્વોથી એ ધમધમી રહ્યું હતું, અને અમદાવાદનું આંગણું તો અનેક સમર્થ ને પ્રતિભાવંત શ્રમણ ભગવંતોએ પાવન કર્યું હતું. અનેક સંપ્રદાયના શ્રમણો ત્યાં આવતા અને જ્ઞાનધારા વહેવડાવતા. અમદાવાદના શ્રાવકોએ મુનિશ્રીની ખ્યાતિ સાંભળી. મુંબઇમાં તેમણે આણેલી ધર્મજાગૃતિની વાતો સાંભળી, તેમના ત્યાંનાં કાર્યો અને તેમની ચારિત્ર્યસુવાસ જાણી. પછી અમદાવાદનો સંઘ બેસી રહે તો એ અમદાવાદનો સંઘ શેનો ? અને એ વિચાર ઘોળાતા હતા તે પહેલાં તો ત્યાંના સંઘના અગ્રીમો સર્વશ્રી **લાલભાઇ દલપતભાઇ**, શેઠશ્રી **જમનાભાઇ ભગુભાઇ**, શેઠશ્રી **મનસુખભાઇ ભગુભાઇ** વગેરે મુંબઇ આવી પહોંચ્યા.

સૌએ મુનિશ્રીને વંદના કરી, અને સુખશાતા પૂછી.

" સાહેબ ! આપ તો જાણે અમારા અમદાવાદને સાવ ભૂલી ગયા લાગો છો ? " કોંકે વાતની શરૂઆત કરી.

" ના, મહાનુભાવો ના. એ ધર્મનગરીને તો કેવી રીતે ભૂલી જવાય ? જ્યાં ધુરંધર આચાર્ય ભગવંતો વિરાજતા હોય અને જે ધરતીએ શ્રી **શાંતિદાસ**, શ્રી **પ્રેમાભાઇ** જેવા તેજસ્વી અને અણમોલ એવા શ્રાદ્ધ શ્રેષ્ઠિરત્નો આપ્યાં હોય, એ ધરતીને કયો માનવી ભૂલી શકે ? ખરેખર, મહાનુભાવો ! ત્યાંનો ભૂતકાળ તો ખૂબ જ ગૌરવવંતો છે...."

" પણ સાહેબ ! એ ભૂતકાળને ઘડનાર તો વર્તમાનકાળ જ છે ને ? અમદાવાદની ભાવિ આબાદી અને સમૃદ્ધિ આપ જેવા નિઃસ્પૃહી, ત્યાગી સાધુ ભગવંતો પર તો સલામત છે...."

મુનિશ્રી શ્રાવકોનો ભાવ કળી ગયા. એથી તુરત જ તેમણે સીધો જ સવાલ હસતાં હસતાં કરી નાંખ્યોઃ—

"એટલે એમ કહોને કે તમે અમદાવાદ આવવાની વિનતિ કરવા આવ્યા છો, કેમ ખરું ને?"

"જી હા, સાહેબ! અમો આપને અમદાવાદ પધારવાની વિનતિ કરવા જ ખાસ આવ્યા છીએ, અને અમને શ્રદ્ધા છે કે આપ અમને નિરાશ નહિ જ કરો."

મુનિશ્રી શું બોલે? ત્યાં તો થોડી જ વારમાં "મુનિ મોહનલાલજી મહારાજની જય" બધા બોલી ઊઠ્યા.

સંવત ૧૯૩૫ નું ચાતુર્માસ અમદાવાદ થયું. ત્યારે મુનિશ્રી સાથે સત્તર ઠાણા હતા. તેમનું જ્યારે સ્વાગત કરવામાં આવ્યું ત્યારે એવો તો ઠાઠ ને દમામ રાખવામાં આવ્યો હતો કે જોનારને સહેજે મુંબઇમાં થયેલ સ્વાગતની સરખામણી કરવાનું દિલ થઇ આવે!

અમદાવાદ પહેલેથી શ્રમણોનું પૂજારી છે. શ્રમણો પ્રત્યે તેમને ખૂબ જ ભક્તિભાવ રહ્યો છે. અને શ્રમણોના કામ માટે તે સદાય ઉત્સાહી રહ્યું છે. આથી જ તો અનેક શ્રમણ ભગવંતો અહીં જ્ઞાનસાધના માટે, તપસાધના માટે, ધર્મકાર્યો માટે અહીં આવીને ચાતુર્માસ કરે છે. અને અહીંથી જે મેળવે છે, જેટલું પામે છે, તેનો બેવડો બદલો વાળી આપે છે. અનેક મુનિ–મહારાજો અહીં પંન્યાસ બન્યા છે, ઘણા પંન્યાસજી મહારાજો ઉપાધ્યાય થયા છે, અને અમદાવાદે ઘણાની આચાર્યપદવીઓ એનાયત થતી જોઇ છે. મુનિશ્રી ઘણા વખતથી વિચારતા હતા કે શ્રી જશમુનિજી ને શ્રી હર્ષમુનિજી યોગોદ્વહન માટે યોગ્ય થયા છે અને તેમને તે કરાવવા જોઇએ. પણ ક્યાંય સુમેળ જામતો ન હતો, અને બધી બાજુનો વિચાર કરતાં એ વિચાર અમલમાં આવતો જ ન હતો.

અહીં તેમણે જોયું કે સાધન છે, સગવડ છે, સમય છે, સાથ પણ છે. આથી એ વિચારને તેમણે અહીં મૂર્તસ્વરૂપ આપ્યું. પૂ૦ પં૦ શ્રી **આનંદવિજયજી**ની શુભનિશ્રામાં એ બે શિષ્યોને મૂક્યા, અને યોગોદ્વહન કરાવ્યાં. આ પૂ૦ પં૦ શ્રી આનંદવિજયજી મહારાજ પૂજ્ય **વૃદ્ધિચંદ્રજી** મહારાજના શિષ્ય હતા, તેમણે મન મૂકીને તેમને તે યોગ કરાવવા શરૂ પણ કર્યા.

શિષ્યોને આમ પ્રગતિનું એક સોપાન વધુ ચડાવ્યા. તે જ અરસામાં બીજી પણ એક યાદગાર ઘટના બની.

પૂ૦ રવિસાગરજી મહારાજના સમુદાયના પૂ૦ સાધ્વીજી મહારાજ શ્રી શિવશ્રીજી મુનિશ્રીના સમુદાયમાં આવવા ઇચ્છતા હતા. મુનિશ્રીની આજ્ઞામાં તેમને રહેવું હતું. મુનિશ્રીએ આ બાબતનો ગંભીર વિચાર કર્યો. શા માટે ફેરફાર કરવા માંગે છે એની સઘળી જાણ પણ કરી. પરંતુ એવું કંઇ જ અઘટિત ન હતું. માત્ર તેમની પ્રતિભાથી અંજાઇને જ તે તેમની આજ્ઞામાં આવવા માંગતા હતા. મુનિશ્રીએ તેમને પોતાના સમુદાયમાં લઇ લીધા. આમ અમદાવાદમાં મુનિશ્રીના સાધ્વી પરિવારની ગંગોત્રી શરૂ થઇ.

આ ઉપરાંત શેઠશ્રી લાલભાઇ દલપતભાઇના માતુશ્રી ગંગાબાઇએ મુનિશ્રી પાસે શ્રાવિકા–ધર્મના બારવ્રતનાં પચ્ચક્‌ખાણ લીધાં.

આમ શાસનપ્રભાવનાનાં અનેક કાર્ય થતાં થતાંમાં તો ચાતુર્માસ પૂરું થઇ ગયું. અને અમદાવાદમાં પોતાની પવિત્ર સુવાસ મૂકી તેઓ એક શુભ ચોઘડીયે વિહાર કરી ગયા.

અમદાવાદથી થોડે દૂર **ભોંયણી** એ જૈનોનું પ્રાચીન તીર્થ છે. દર વરસે હજારો યાત્રાળુઓ ત્યાં આવી ભગવાન **મલ્લિનાથ**ના દર્શન કરી પોતાના આત્માને પાવન કરે છે. અમદાવાદ સુધી તો મુનિશ્રી આવી ગયા હતા. હવે ભોંયણીની યાત્રા ન કરે તો તળાવે આવીને તરસ્યા જવા જેવું થાય. મુનિશ્રી તો પ્રભુપ્રેમના તૃષિત હતા. એ એવું શા માટે કરે? અને તેઓ પરિવાર સહ પેથાપુર, રાંધેજા, કડી વગેરે થઇ ભોંયણી પધાર્યા. પ્રભુના દર્શન કર્યાં ને પાવન બન્યા.

ત્યાં તેમને સમાચાર મળ્યાં કે પૂજ્યશ્રી રવિસાગરજી મહારાજ મહેસાણામાં બિરાજે છે. આ સમાચાર સાંભળી મુનિશ્રીનો ગુણાનુરાગ ઉછળી આવ્યો. તેમનું હૈયું એ પુણ્ય વિભૂતિને મળવા અધીર બની ઊઠ્યું. અને ત્યાંથી વિહાર કરી તેઓ સૌ મહેસાણા આવી પહોંચ્યા.

પૂ૦ રવિસાગરજી મહારાજનું નામ ગુજરાતમાં ત્યારે દરેકની જીભે લેવાતું હતું. અણિશુદ્ધ ક્રિયા અને વિશુદ્ધ તેમજ ઉત્કટ ચારિત્ર્યપાલન માટે સૌ તેમની એકજીભે પ્રશંસા કરતું હતું. તે સમયના શ્રમણવર્ગમાં તેમનું એક આગવું વ્યક્તિત્વ હતું. એક અનોખી જ પ્રતિભા તેમની હતી.

આ બે પરમ વિભૂતિઓના મિલનની નોંધ લખતાં કર્મયોગી, અધ્યાત્મજ્ઞાન દિવાકર શ્રીમદ્ આચાર્યદેવેશ શ્રી બુદ્ધિસાગરસૂરિ મહારાજ લખે છે કેઃ—" પૂ. મોહનલાલજી મહારાજની સંગતિ મને સં. ૧૯૫૭ ની સાલમાં સુરતમાં થઇ હતી. તેમના સંબંધમાં આવતાં તેમનાં ઉત્તમ ગુણોએ પૂજ્યતાનો ખ્યાલ કરાવ્યો હતો. આ મહાત્મા અમારા ગુરુના ગુરુશ્રી મહારાજનાં દર્શન કરવા મહેસાણા પધાર્યા હતા, અને દર્શન કરી પરમ આનંદ પામ્યા હતા. અને તેઓશ્રી કહેતા હતા કે—' મહામુનિરાજશ્રી રવિસાગરજી જેવા કોઇ હાલના કાળમાં ચારિત્રક્રિયા પાળવામાં ઉત્તમ નથી." સુરતના સમાગમમાં પણ તેઓશ્રીએ પરમગુરુશ્રી રવિસાગરજી મહારાજની ઘણી પ્રશંસા કરી હતી.[1] "

આ પ્રસંગની અહીં નોંધ લઇએ છીએ અને શ્રીમદ્ બુદ્ધિસાગરજીનું નામ લીધું છે ત્યારે તેમની સાથે સંકળાયેલો અગાઉનો એક પ્રસંગ પણ યાદ આવી જાય છે. સંવત ૧૯૫૭ નું એ વરસ હતું. આપણા ચરિત્રનાયક મુનિશ્રી ત્યારે સુરતમાં હતા, તે જ વરસમાં અને તે જ સુરતમાં ત્યારે શ્રી સુખસાગરજી મહારાજ સાહેબ તેમના શિષ્ય પરિવાર સાથે શ્રી નગીનચંદ મેળાપચંદની વાડીએ હતા. અહીં જ શ્રીમદ્ **બુદ્ધિસાગરસૂરિજી** મહારાજને આપણા ચરિત્રનાયકનો પ્રથમ પરિચય થયેલો. ત્યારે તેઓ આચાર્ય ન હતા. મુનિરાજશ્રી બુદ્ધિસાગરજી જ હતા. પ્રથમ જ પરિચયે તેઓ મુનિશ્રીની મોહક ને સૌમ્ય પ્રતિભાથી પ્રભાવિત બન્યા. તેમની નિઃસ્પૃહી દશા જોઇ તેમને તેમના તરફ આકર્ષણ થયું, આકર્ષણમાંથી પ્રેમ

૧ પૂ૦ શ્રી ચરિત્રનાયકના દેહોત્સર્ગ પ્રસંગે "જૈન" સાપ્તાહિકે પોતાના તા. ૩-૮-૧૯૦૭ ના અંકમાં તેમને આપેલી શ્રદ્ધાંજલિમાંથી સાભાર ઉધ્ધૃત.

જન્મ્યો, અને પ્રેમમાંથી મુલાકાતો શરૂ થઇ. શ્રી બુદ્ધિસાગરજી મહારાજ અવરનવર મુનિશ્રી પાસે આવવા લાગ્યા. તેમની સાથે જ્ઞાનચર્ચા કરવા. લાગ્યા તેમની ભક્તિ અને સેવા પણ કરવા લાગ્યા, તેમજ મુનિશ્રીના અનેકવિધ કાર્યોમાં ભાગ પણ લેવા લાગ્યા.

એક સાગરગચ્છના સાધુ આમ એક અન્ય ગચ્છના સાધુના ઉપાશ્રયે અવરનવર જાય, ત્યાં કલાકો સુધી બેસે, તેમના કાર્યોમાં ભાગ પણ લે, એ બધું જ બધાં કંઇ થોડું સહન કરી લે ? કારણ માનવીના મન કંઇ બધાનાં સરખાં થોડાં હોય છે ? સુરતમાં અમુક વર્ગ સંકુચિત માનસવાળો પણ હતો. તે વર્ગને આ બધું ન ગમ્યું. થોડા દિવસો સુધી તો અંદરોઅંદર ચડભડ કર્યા કરી, છેવટે તેની હદ તૂટતાં તેમણે શ્રી બુદ્ધિસાગરજીને પણ વાત કરી અને તેઓ જે કરી રહ્યા છે તે ખોટું કરી રહ્યા છે, તે સમજાવ્યું.

પરંતુ શ્રી બુદ્ધિસાગરજી મહારાજે તેમને જે પ્રેમ અને દલીલોથી પોતાના કાર્યની સમજ આપી, તે સાંભળીને તો એ વર્ગ દંગ જ થઇ ગયો. તેમને પોતાની સંકુચિતતાની શરમ આવવા લાગી, તેઓ તેમને નમી પડ્યા.

એ પ્રસંગ પછી એક મહત્ત્વની ઘટના બની ગઇ, જે ઘટનાએ બંનેના સંબંધો વચ્ચે સારો એવો પ્રકાશ પાડ્યો, અને ભાવિના સંબંધોનો તેથી મજબૂત પાયો નંખાયો.

સુરતમાં ખ્રિસ્તી મિશનરીઓ ખ્રિસ્તીધર્મનો પ્રચાર કરી રહ્યા હતા. અને આ પ્રચાર માટે તેઓ પત્રિકાઓ પ્રગટ કરતા હતા, અને ઠેકઠેકાણે પ્રવચનો કરતા હતા. મિશનરીઓમાં એક જયમલ પદમીંગ ખ્રિસ્તી પાદરી હતો. આ જયમલ અગાઉ જૈન હતો, જૈનકુળમાં તે જન્મ્યો હતો, જૈનત્વના સારા સંસ્કાર પણ ધરાવતો હતો. પાછળથી તેણે દીક્ષા પણ લીધી હતી, અને આપણા ચરિત્રનાયકનો તે શિષ્ય બન્યો હતો. ઘણા સમય સુધી તે મુનિશ્રી સાથે રહ્યો. એક દિવસ તે અચાનક દીક્ષા છોડી ચાલ્યો ગયો, ત્યારપછી તે ખ્રિસ્તી મિશનમાં જોડાયો અને ત્યારથી તે ખ્રિસ્તીધર્મનો પ્રચાર કરવા લાગ્યો.

અહીં સુરતમાં પોતાના એક વખતના ગુરુને જોઇ તે જોશમાં આવી ગયો, અને ખ્રિસ્તીધર્મનો પ્રચાર જોરશોરથી કરવા લાગ્યો. પોતાના પ્રવચનોમાં એ જૈનધર્મને ઉતારી પાડવા લાગ્યો. ‘ ઇસુ કરતાં મહાવીરનું તત્ત્વજ્ઞાન મોળું છે ’ એવું પ્રતિપાદન કરવા લાગ્યો.

બંને મુનિઓને આથી ઘણું જ દુઃખ થયું. આવી વ્યક્તિઓને તો મૂળમાંથી જ ઉખેડી નાંખવી જોઇએ, અને આ તો ધર્મ સામે પડકાર હતો. ચૂપ કેમ બેસી રહેવાય ? શ્રી બુદ્ધિસાગરજી કાગળ અને કલમ લઇ બેસી ગયા. જયમલના આક્ષેપોનો સચોટ જવાબ આપતું એક સળંગ પુસ્તક જોતજોતામાં લખી નાંખ્યું, પુસ્તક પૂરું થતાં જ તેથી મૂળ પ્રત તેમણે મુનિશ્રીને વંચાવી, મુનિશ્રી એ પ્રત ધ્યાનપૂર્વક વાંચી ગયા. પ્રતના એક એક શબ્દ અને દલીલ પર તે ખૂશ ખૂશ થઇ ગયા. અને વ્યાખ્યાન પાટ પરથી તેમણે શ્રી બુદ્ધિસાગરજી અને તેમના એ પુસ્તકની ભારોભાર અનુમોદના કરી, અને એ પુસ્તક પ્રગટ કરવા માટે સૂચના કરી.

આ સૂચના થતાં જ જૈન ફ્રેન્ડલી સોસાયટીએ **‘ જૈનધર્મ અને ખ્રિસ્તીધર્મનો**

**મુકાબલો**' પુસ્તક પ્રગટ કરવાનું કામ ઉપાડી લીધું. સાથે સાથે વ્યાખ્યાન બાદ તેમણે શ્રી નગીનચંદ કપૂરચંદ ઝવેરીને ભલામણ કરી કે—"મુનિરાજશ્રી બુદ્ધિસાગરજીના પંડિતજીનો પગાર તેઓ અભ્યાસ કરે ત્યાં સુધી ચાલુ જ રાખવો...."

આ પ્રસંગથી તો વિરોધીઓ છક જ થઇ ગયા. બંને વચ્ચેનો આવો નિર્મમ અને નિર્દોષ સ્નેહસંબંધ જોઇ બધા વિરોધીઓ તો મોંમાં આંગળા જ નાંખી ગયા, આજે પણ આ બે ગચ્છો વચ્ચે જે કંઇ સુમેળ ને સંપ છે તે આ પ્રસંગને જ આભારી છે.

મુનિશ્રી એ ૧૯૫૩ નું સુરતનું ચોમાસું પૂરું કરી પાટણ પધાર્યા. સંવત ૧૯૪૧ માં તેઓ પધાર્યા હતા. તે ફરી તેર વરસના ઘણા લાંબા સમય પછી ૧૯૫૪ માં પાટણ આવ્યા અને આ સાલનું ચોમાસું તેમણે અહીં પાટણમાં જ કર્યું.

આ ચાતુર્માસ દરમિયાન તેમણે ત્રણ કાર્ય મહત્ત્વનાં કર્યાં, અને બીજા ધાર્મિક અનુષ્ઠાન કરાવ્યાં તે જુદાં....

સૌ પ્રથમ તેમણે પેથાપુરના રહીશ, મુમુક્ષુ શ્રી કેશવલાલને અહીં પાટણમાં દીક્ષા આપી અને તેમનું નામ **કલ્યાણમુનિજી** રાખ્યું.

બીજું કામ તેમણે જ્ઞાનોદ્ધારનું કર્યું. તેમણે કરાવેલું કામ તો યાદગાર રહેશે. પાટણના ગ્રંથભંડારોના સંરક્ષણની તેમણે જરૂરિયાત જોઇ અને આ માટે તેમણે પ્રેરણા કરી. અને આ પ્રેરણાથી તે કાર્ય માટે રૂા. ૨૨૦૦૦) ની રકમ ભેગી થઇ ગઇ.

ત્રીજું કરેલું કાર્ય તે જીર્ણોદ્ધારનું હતું. યુગપ્રધાન આચાર્યશ્રી જિનદત્તસૂરિજી તથા આચાર્ય ભગવંત શ્રી જિનકુશળસૂરિજી મહારાજની ચરણપાદુકાની દહેરી, સમારકામ અને યોગ્ય માવજત માંગતી હતી, તે એવી તો જીર્ણ અને લગભગ ખંડેર જેવી બની ગઇ હતી કે, ત્યાં ખૂબ જ આશાતના થતી હતી. મુનિશ્રીએ આ કાર્યને પણ હાથ પર લીધું. શ્રી પન્નાલાલ પૂરણચંદને આ માટે વાત કરી અને તેમણે તે કાર્ય સહર્ષ વધાવી લીધું. આથી પીતાંબર તળાવ પરથી તે દહેરી ખસેડીને જોગીવાડાના શામળા પાર્શ્વનાથના બગીચામાં તે બંધાવી અને તેની પુનઃ સ્થાપના કરાવી. એ આજ દાદાવાડીના નામથી ઓળખાય છે.

ચોમાસું પૂરું થયા પછી ૧૯૫૫ માં મુનિશ્રીની પુનિત છાયામાં શેઠશ્રી **નગીનદાસ સાંકળચંદભાઇએ** શ્રી **શંખેશ્વર તીર્થ**નો છ'રી' પાળતો સંઘ કાઢ્યો. આ સંઘે માગશર વદ દસમના શુભ પ્રયાણ કર્યું. આ સંઘમાં ઘણા ભાવિક યાત્રાળુઓએ ભાગ લીધો હતો.

ત્યારપછી તેઓ ચાતુર્માસ માટે સુરત પધાર્યા. આ સાલ તેઓ શ્રી પ્રેમચંદ રાયચંદની ધર્મશાળામાં બિરાજ્યા હતા. આ સાલ તેમણે કરાવેલી વિવિધ પ્રતિષ્ઠાઓ માટે યાદ રહેશે.

સૌ પ્રથમ તેમણે ગોપીપુરા, મેઇનરોડ પર આવેલાં શ્રી **કુંથુનાથજી**ના દેરાસરમાં પ્રતિષ્ઠા કરાવી. બીજી પ્રતિષ્ઠા ઓસવાલ મહોલ્લામાં આવેલા શ્રી **મનમોહન પાર્શ્વનાથ** જિનાલયની કરાવી. તેમના વરદહસ્તે થયેલું ત્રીજું પ્રતિષ્ઠાપન હાથીવાળા જિનમંદિરમાં શ્રી **સૂરજમંડન પાર્શ્વનાથ**નું છે.

આ પ્રતિષ્ઠાઓ ઉપરાંત તેમણે કતારગામના દહેરાસરના જીર્ણોદ્ધારનું પણ ભવ્ય કાર્ય કર્યું. કતારગામ આમ તો હિંદુઓની તીર્થભૂમિ છે. પરંતુ મુનિશ્રીના હાથે થયેલ જીર્ણોદ્ધાર પછી તે જૈનોનું પણ તીર્થધામ બન્યું છે. અહીં પાલીતાણાના ડુંગર પરના દૃશ્યો તાદૃશ્ય કરવામાં આવ્યાં છે. પાલીતાણાની જેમ જ સામસામા જિનાલયો છે. એક બાજુ શ્રી આદીશ્વરનું દહેરાસર છે, અને તેની જ બરાબર સામે પુંડરીક ગણધરનું દહેરાસર બાંધેલું છે. દાદાના દહેરાસર પાછળ રાયણના પગલાં પણ છે. મેદાનની અનુકૂળતા હોઇ દહેરાસરની બાજુમાં જ એક આલીશાન ધર્મશાળા બાંધવામાં આવી છે. દર વરસે કારતક સુદ પૂનમના રોજ સુરતનો સંઘ અહીં યાત્રાર્થે આવે છે ને તેની વરસગાંઠ નિમિત્તે પ્રતિવર્ષે સાધર્મિક વાત્સલ્ય થાય છે.

આ **શત્રુંજયાવતાર** તીર્થની પ્રતિષ્ઠા સં. ૧૯૫૫ ના વૈશાખ સુદ તેરસ ને મંગળવારના રોજ મુનિશ્રીના વરદહસ્તે થઇ.[1] શેઠશ્રી **નગીનચંદ કપૂરચંદ ઝવેરીએ** મૂળનાયકને ગાદી પર બેસાડવાનો લાભ લીધો હતો. અને દેરાસરના ગોખમાં સામ સામી બાજુ પ્રભુ-પ્રતિમાઓની પણ સ્થાપના કરવામાં આવી હતી. આ પ્રતિમાઓ શ્રી ઝવેરી **તલકચંદ મેળાપચંદ** તથા ઝવેરી **મૂળચંદ માણેકચંદે** બેસાડી હતી. કહેવાય છે કે આ પ્રસંગે

---

૧. સુરત–કતારગામના શત્રુંજયાવતાર દહેરાસરની પ્રશસ્તિઃ—

॥ श्री पार्श्वनाथाय नमः ॥

सूरतवतननिवासी श्रेष्ठीवरो भूषणाऽभिधः पूर्वः ।
कतारग्रामेऽस्मिन् निर्मापयद् आदिजिनचैत्यम् ॥१॥

ताराचन्द्रश्रेष्ठी............
श्री पुंडरिकचैत्यं व्यरचयत् स्वात्मशुद्ध्यर्थम् ॥२॥

चैत्ययुग्मं तत् समभूत्...कालेन भूयसा जीर्णम् ।
श्रीमद् मोहनमुनयो विहरन्तः तत्र चाऽऽजग्मुः ॥३॥

नत्वा जिनेन्द्रबिम्बं निरीक्ष्य चैत्यं च जीर्णमिति ।
स्मृत्वोद्धारफलं ते मनसीत्थं भावयामासुः ॥४॥

ध्यात्वेति सूरते तेऽभ्याजग्मुः सत्कृता श्रावकसंघेन ।
जीर्णोद्धारार्थं तं संघं प्रबोधयन् बहुधा ॥५॥

तद्वोधी ततश्च संघः सद्यस्ते चैत्यकार्यप्रगुणः ।
....................................॥६॥

भूतेषुनंदभूमितः [१९५५] वर्षे श्री विक्रमार्कसमये गते ।
वैशाखे सितपक्षे त्रयोदशी भौमवासरे ॥७॥

तस्यासन्नोपवनेऽस्मिन् प्रतिमाः श्री नाभिनंदनादीनाम् ।
श्रीमन्मोहनमुनिभिः जयन्तु संस्थापिताः सततम् ॥८॥



મૂળનાયક શ્રી આદિશ્વર ભગવાન, કતારગામ દહેરાસર



ગુરૂમૂર્તિ – કતારગામ



જૈનધર્મશાળા, કતારગામ



દહેરાસરનો શિલાલેખ, કતારગામ

એકલા દેવદ્રવ્યમાં જ રૂા. ૩૫૦૦૦ ની ઉપજ થવા પામી હતી. આ પ્રતિષ્ઠા મહોત્સવ એવી અનેરી શાનથી ઉજવવામાં આવ્યો હતો કે સુરતના ઇતિહાસમાં તે અભૂતપૂર્વ બની ગયો.

આ જ પ્રસંગે એક ચમત્કારિક ઘટના બની ગઇ.

કોઇ વિઘ્નસંતોષીએ ત્યાંના ગોરા કલેકટરને એવી વાત કરી કે આ પ્રસંગમાં માણસોની ભરચક્ક ભીડ રહે છે. કીડીયારાની જેમ રોજ માણસો ઉભરાય છે. અને આખો દિવસ ધૂમ ગીર્દી રહે છે. જો તાત્કાલિક કોઇ યોગ્ય પગલાં ભરવામાં નહિ આવે તો ડર છે કે કોઇ મહારોગ ફાટી પણ નીકળે ! !....

કહે છે ને સારા કામમાં સો વિઘ્ન નડે. સંઘને આ વાતની જાણ થઇ. સંઘ તો ચિંતામાં પડી ગયો. હવે શું થશે ? શું મહારોગ ફાટી નીકળશે ? અને એવું જો બને તો ? ? કલેકટર આવશે તો ? શું આ કાર્ય નિર્વિઘ્ને પાર નહિ જ પડે ? આ ને આવા અનેક સવાલો સંઘને કોરી ખાવા લાગ્યા.

પણ સંતનું પુણ્ય તપતું હતું. મુનિશ્રીનાં નૈષ્ઠિક બ્રહ્મચર્યનું તેજ આવનાર આંધીના ઓળાઓને છિન્નભિન્ન કરી રહ્યું હતું. કલેકટર આવ્યો તો ખરો. પણ મુનિશ્રીની પુણ્યપ્રભા જોઇને જ એ તો ઠરી ગયો. ચારિત્ર્યના શીતળ તેજકીરણ વેરતી એ સૌમ્ય મુખમુદ્રા જોઇ એ શું કરવા આવ્યો હતો તે પણ ઘડીભર ભૂલી ગયો. જો કે એ આવ્યો હતો તો બીજા વિચારથી, પરંતુ મુનિશ્રીના મોહક વ્યક્તિત્વથી અંજાઇ જતા એણે કહ્યું :— “આવા મહાપુરુષ જ્યાં હોય ત્યાં એવું બને જ નહિ. **જાવ, તમે તમારું કામ ચાલુ રાખો....**”

સંઘના આનંદનો તો આથી પાર ન રહ્યો. બેવડા ઉમંગથી પછીનો કાર્યક્રમ પૂરો થયો.





# ચિરંતન સ્મૃતિ

[ ૧૮ ]

તે સમયની આ વાત છે. ત્યારે પદવી એ ભારે જવાબદારી મનાતી હતી. શ્રમણવર્ગ પોતે જ આ પદવી માટે ઘણો સજાગ રહેતો હતો, તે પદ મેળવવા માટે તે ભારે સાધના કરતો અને જ્યારે તેને ખૂદ લાગતું કે ના, હવે કંઇ વાંધો નથી; પોતે એ પદવીનું ગૌરવ સાચવી અને વધારી શકશે ત્યારે જ તે સંઘની વિનતિ અને આગ્રહને માન આપી એ પદનો સ્વીકાર કરતો. આમ થવાથી સંઘ પણ એવા પદવીધારી સાધુઓને ઉંચા આદર અને સન્માનથી સત્કારતો હતો, અને તેમનો પડ્યો બોલ એક અવાજે ઝીલતો હતો.

સંવત ૧૯૫૬ માં મુનિશ્રી અમદાવાદમાં સ્થિર હતા, ત્યારે શ્રી હર્ષમુનિજીના વડીલ ગુરુબંધુ મુનિરાજ શ્રી **જશમુનિજી**એ તપાગચ્છની વિમલ શાખાના **પંન્યાસ શ્રી દયાવિમલજી** મહારાજની પુનિત છાયામાં શ્રી ભગવતીસૂત્રનાં યોગોદ્વહન કર્યાં હતાં. આ પ્રસંગ અમદાવાદના સંઘે ઘણી જ ધામધુમથી ઉજવ્યો હતો. આ ઉત્સવમાં શેઠશ્રી **લાલભાઇ દલપતભાઇ,** શેઠશ્રી **મનસુખભાઇ ભગુભાઇ** આદિ ગૃહસ્થોએ ખૂબજ સક્રિયરસ લઇ આ ઉત્સવને અનુપમ બનાવ્યો હતો.

ત્યાર પછી પંન્યાસપ્રવર શ્રી **જશમુનિજી,** શ્રી **હર્ષમુનિજી** સપરિવાર સુરત પધાર્યા, ત્યારે ચરિત્રનાયક સુરતમાં જ બિરાજમાન હતા. અહીં સુરતમાં મુનિશ્રી હર્ષમુનિજીએ, પં. પ્ર. શ્રી જશમુનિજીના શુભ સાન્નિધ્યમાં શ્રી **ભગવતીસૂત્રના યોગોદ્વહન** શરુ કર્યાં.

જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં કોઇપણ શ્રમણ ભગવંતને કોઇપણ પદવી એનાયત કરવામાં આવતી ત્યારે ત્યારે ત્યાં ત્યાં ઘણી જ ધામધુમથી કરવામાં આવતી. સંઘજમણો થતાં, અઠ્ઠાઇમહોત્સવ થતો, પૂજાઓ ભણાવાતી, પ્રભાવનાઓ થતી, આકર્ષક અંગરચનાઓ થતી, સુરતમાં પણ જ્યારે શ્રી સિદ્ધિમુનિજીને પંન્યાસપદવી આપવામાં આવી હતી ત્યારે એ બધું જ કરવામાં આવ્યું હતું.

શ્રી હર્ષમુનિજી હવે પંન્યાસ પદવી માટે યોગ્ય બન્યા હતા. સુરતનો સંઘ પણ હવે તેમને પંન્યાસ જોવાને ઉત્સુક હતો, અને પદવી આપવામાં આવે ત્યારે કંઇક ને કંઇક સમા-

રોહ તો કરવો જ જોઇએ. સુરતનો સંઘ પણ એ માટે કંઇક કરવાનો વિચાર કરતો હતો, પરંતુ ત્યાંના સંઘને નવીનતાનો શોખ હતો. આ સમારોહમાં તેમને એક જુદી ભાત પાડવી હતી. માત્ર થોડાક જ દિવસ સમારંભની યાદ રહે તેમાં તેમને સંતોષ ન હતો. તેમને તો ચિરંતન સ્મૃતિ જળવાઇ રહે તેમ કરવું હતું.

સુરત સંઘના આગેવાન કાર્યકરો ભેગા થયા. તેમાં સર્વશ્રી **ધરમચંદ ઉદયચંદ**, તેમના સુપુત્ર શ્રી **જીવણચંદ** તથા શ્રી **લલ્લુભાઇ**, શ્રી **નગીનચંદ કપૂરચંદ** ઝવેરી, શ્રી **ફુલચંદ કસ્તુરચંદ** અને બીજા પણ વિચારણા માટે બેઠા હતા. વાતની શરૂઆત કરતાં શ્રી ધરમચંદભાઇએ કહ્યુંઃ—“ જુઓ ભાઇઓ ! પ્રાચીન સ્થાપત્યના સંરક્ષણનો કાયદો હવે આવી રહ્યો છે. આપણે બધા જો સમયસર નહિ જાગીએ તો કાયદો કહેશે તેમ આપણે કામ કરવું પડશે અને ત્યારે આપણે એટલા મોડા પડ્યા હોઇશું કે એ કામ આપણને ત્યારે એક વેઠ કરવા જેવું લાગશે. બીજું યુરોપીઅનો માઉન્ટ આબુના દેરાસરો ઉપર ગીધનજરે જોઇ રહ્યા છે. આ સાથે એ પણ મારા જાણવામાં આવ્યું છે કે **લોર્ડ કર્ઝન** પણ એ બેનમૂન કલાત્મક દેરાસરો જોવા માટે આવનાર છે. તો એ બધું બને તે અગાઉ જ એવું કંઇક નક્કર કરીને રાખીએ કે જેથી તેઓને લાગે કે અમે અમારા દેરાસરોની સંભાળ રાખી શકીએ છીએ. આ સિવાય આપણા સુરતમાં જ કેટલાક દેરાસરો જીર્ણોદ્ધારની રાહ જોતાં બેઠાં છે. મુનિશ્રી મોહનલાલજી મહારાજજીએ પણ મને આ અંગે એક વખત ટકોર કરેલી. આઠ વરસ ઉપર તેમણે મને કીધેલુંઃ–“ ભાઇ ! ધરમચંદ, આ જીર્ણ દેરાસરો માટે હવે કંઇક કરો અને તેમને પડતાં બચાવી લો....”

તો મારું તમને સૌને આ નમ્ર સૂચન છે કે “ આપણે આ પદવીપ્રદાન સમારંભમાં, પૂજા પ્રભાવના અને રચનાઓ ઉપરાંત એક જીર્ણોદ્ધાર ફંડ કરીએ અને આ સમારોહને ચિરંતન કરીએ....”

સૂચન ઘણું જ સમયસરનું હતું. સૌએ તેને સહર્ષ વધાવી લીધું. અને તે જ સમયે શેઠશ્રી **ધરમચંદભાઇએ** એ ફંડમાં રૂા. ૨૫૦૦૦) ની રકમ લખાવી દીધી. બધાએ તેમની ઉદારતા અને હોંશ જોઇ એ ફંડ સાથે તેમનું નામ જોડી દીધું. ત્યારથી એ ફંડ **“શેઠશ્રી ધરમચંદભાઇ ઉદયચંદ જીર્ણોદ્ધાર ફંડ”**ના નામથી ઓળખાય છે. રકમ ભરાતાં તુરત પછીનો વિધિ કરવામાં આવ્યો. તે ફંડનું એક વ્યવસ્થિત ટ્રસ્ટ કરવામાં આવ્યું. તેના મેનેજીંગ ટ્રસ્ટી નીમવામાં આવ્યા. એ જગા પર તેમના જ સુપુત્ર શ્રી **જીવણચંદભાઇ** (હાલમાં મુનિશ્રી જિનભદ્રવિજયજી મહારાજ)ની નિમણુંક કરવામાં આવી. કાર્ય એવી શુભ પળે શરૂ થયું હતું કે થોડા જ સમયમાં તે ફંડ સવા લાખ રૂપિયા સુધી પહોંચી ગયું. આ સાથે આબુના દેરાસરોના જીર્ણોદ્ધાર માટે શ્રી જીવણચંદ તથા લલ્લુભાઇની કંપનીએ રૂા. ૧૫૦૦૦) ની ઉદાર સખાવત કરી. મળેલ વિગતો પ્રમાણે સં. ૧૯૮૨ સુધીમાં આ ફંડમાંથી સુરત અને તેની આસપાસના દેરાસરોના જીર્ણોદ્ધાર માટે રૂા. ૪૦૦૦૦) ની જંગી રકમ ખર્ચવામાં આવી હતી.

મુનિશ્રીએ આ 'શ્રી ધરમચંદ ઉદયચંદ જીર્ણોદ્ધાર ફંડ'ને મંગલ આશીષ આપ્યાં અને જાહેરમાં તેની ભારે અનુમોદના પણ કરી. આ ફંડ સુરતમાં થયું, અને તેના ખર્ચનું મંગલાચરણ પણ સુરતમાં જ થયું. સુરતના જીર્ણ થયેલા દેરાસરોમાં આ ફંડની મદદ મળવાથી નવી જ ભભક ને ચમક આવી.

આ ફંડ તો શ્રી હર્ષમુનિજીની પંન્યાસ પદવી નિમિત્તે થયું હતું. પરંતુ એનો સમારોહ મુંબઇમાં ઉજવવામાં આવ્યો.

સં. ૧૯૫૮ માં મુનિશ્રી મુંબઇ હતા, અને આ સાલના ચાતુર્માસમાં જ, માધવબાગના વિશાળ ચોગાનમાં અષાઢ સુદ છઠના રોજ **શ્રી હર્ષમુનિજી** મહારાજને **પંન્યાસપદવી** આપવામાં આવી. ત્યારપછીના ચાર ચોમાસા ૧૯૬૨ સુધી મુનિશ્રીએ મુંબઇમાં જ ગાળ્યાં.

સં. ૧૯૬૦ માં શ્રાવકોની જિજ્ઞાસાને માન્ય રાખી મહારાજશ્રીએ શ્રી ભગવતી સૂત્રનું વાંચન શરૂ કર્યું. આ સૂત્રના દર શતકે **શ્રી દેવકરણ મુળજી, શ્રી પ્રેમચંદ રાયચંદ** આદિ ગૃહસ્થો સોનાની ગીની મૂકી તેનું પૂજન કરતા હતા. આ ત્રણ વરસના સમયમાં મુનિશ્રીએ સાત મુમુક્ષુઓને દીક્ષા આપી.

આ જ સાલમાં (૧૯૬૦) એક ચમત્કારિક પ્રતિષ્ઠા થવા પામી. બાબુ **અમીચંદ પન્નાલાલ,** વાલકેશ્વર ઉપર જિનમંદિર બંધાવી રહ્યા હતા. દેરાસર તૈયાર થઇ ગયું હતું. અને મૂળનાયક ક્યા ભગવાનને પધરાવવા તેની શેઠશ્રી તપાસ કરતા હતા. આ તપાસ ચાલતી હતી તેવામાં એક રાત્રે બાબુસાહેબના ધર્મપત્ની **કુંવરબાઇ**ને એક સ્વપ્ન આવ્યું. એ સ્વપ્નમાં એક અલૌકિક વીતરાગની પ્રતિમા દેખાઇ. શ્રીમતી કુંવરબાઇ તો આ મૂર્તિ જોતાં જ ભાવથી **"નમો જિણાણં"** બોલી ઊઠ્યા. પણ આંખ ઉઘડી ત્યારે તો કશું જ ન હતું. એ તો એક શુભ સ્વપ્ન જ હતું. પણ એ મૂર્તિ ક્યા ભગવાનની હતી ? ક્યા જિનાલયમાં હતી ? ક્યા ગામમાં હતી ? એનો કોણ જવાબ આપે ? એ તો માત્ર એક શુભ સ્વપ્ન જ હતું.

સવારે બંને, બાબુસાહેબ અને તેમના ધર્મપત્ની મુનિશ્રીને વંદન કરવા માટે આવ્યા. સુખશાતા પૂછી વંદના કરી અને આવેલ સ્વપ્નની વાત કરી. મુનિશ્રીએ એ વાત સાંભળી ઘડી આંખ મીંચી કશાકનું ધ્યાન ધર્યું, અને પછી કીધું:—'બાબુસાહેબ ! તમે આજે જ સીધા અહીંથી ખંભાત પ્રયાણ કરો...."

મહારાજશ્રીની આજ્ઞા માથે ચડાવીને તેઓ બંને ખંભાત તરફ જવા ઉપડી ગયા. ત્યાં જઇ ત્યાંના પ્રાચીન ભવ્ય દેરાસરોની જાત્રા શરૂ કરી. યાત્રા કરતાં કરતાં તેઓ ચિંતામણિ પાર્શ્વનાથ દેરાસરના ભોંયરામાં ઉતર્યા. ત્યાંના આદીશ્વર ભગવાનનાં દર્શન કર્યાં. કુંવરબાઇએ એ પ્રતિમાને ધારી ધારીને જોઇ. તેમને લાગ્યું કે આ એ જ પ્રતિમા છે જે મેં સ્વપ્નમાં જોઇ હતી, તેમણે બાબુસાહેબને વાત કરી કે મારા સ્વપ્નની પ્રતિમા બરોબર આવી જ હતી. મને તો આ એ જ મૂર્તિ લાગે છે.



બાબુ અમીચંદપનાલાલ શ્રીઆદિશ્વર જૈન મંદિર, વાલકેશ્વર, મુંબઇ

लेख :–

[ सं. १९६० मागसर सुदि ६ दिने बुधवासरे श्री सुखसूरिशिष्य मोहनमुनिना श्रीगोमुखयक्षमूर्तिः प्रतिष्ठिता, झवेरी अमीचंद पनालालेन कारापिता ॥ ]



श्रीमोहनमुनीन्द्राणामिदं चरणयोर्युगम् ।
दद्यादभ्यर्च्यमानं सद्-आनन्दं भविनां सदा ॥१॥

ये पालयन्ति मुनि-भूमिमित प्रभेदं
यानं भवाद्रितरणेऽमलसंयमं ते ।
चारित्रवन्मुनिगणेन निषेव्यमानं
धर्मोन्नतिं विदधतामलं चिराय ॥२॥

नयनेन्द्रियनन्दोर्वी [ १९५२ ] मिते वैक्रमवत्सरे ।
देवकर्णमूलचन्द्रश्रेष्ठिभ्यां स्थापितं हि अदः ॥३॥

[ ગુરૂમંદિરનો લેખ, ભાયખલા ( મુંબઈ )

બાબુસાહેબે તરત જ તે દેરાસરના ટ્રસ્ટીઓને આ બધી વાત કરી. પોતે એ પ્રતિમા મુંબઈ લઈ જવા માંગે છે ને આ પ્રતિમા પાછળનો સ્વપ્ન ઇતિહાસ તેમજ મુનિશ્રીના આદેશની વાત કરી, ટ્રસ્ટીઓએ બધી વાત સમજીને તે પ્રતિમા લઈ જવાની સંમતિ આપી.

અને ૧૯૬૦ ના માગશર સુદ છઠ ના રોજ મુનિશ્રીએ આદીશ્વર ભગવાનની પ્રતિષ્ઠા વાલકેશ્વરનાં દેરાસરમાં કરાવી. આ દેરાસર માટે બાબુસાહેબે રૂા. ૨૫૦૦૦) ની રકમ જુદી કાઢી. આ સાથે જ દેરાસરની બાજુમાં એક ઉપાશ્રય પણ બાંધવામાં આવ્યો.

૧૯૬૦ ની સાલ આમ મુનિશ્રીના વચનસિદ્ધિના પ્રસંગ માટે યાદ રહેશે. ૧૯૬૧નું ચાતુર્માસ પણ મુનિશ્રીએ મુંબઈમાં જ કર્યું હતું.

આ ચાતુર્માસમાં બબ્બે ઉપધાન સમારોહ ઉજવવામાં આવ્યા. પહેલાં ઉપધાન શ્રી દેવકરણ મૂળજીના સુપુત્રી શ્રી જીવીબેને (વિજીયાબહેને) કરાવ્યાં, આ ઉપધાન સમારોહ માધવબાગ, ભૂલેશ્વરમાં ઉજવવામાં આવ્યો. ત્યારપછીના ઉપધાન વાલકેશ્વરમાં થયાં. આ સમારોહનું પુણ્યખર્ચ બાબુ પન્નાલાલ પૂરણચંદે ઉપાડી લીધું હતું. આમ સંવત ૧૯૬૧ની સાલ તપની પવિત્ર હવાથી પાવન બની ગઈ ! !





[ ૧૯ ]

Death's stamp gives value to the Coin of life, Making it possible to buy with life what is truely precious.

મહારાજશ્રીએ જ્યારે પોણી સદી ઉપરાંત થોડાં વરસ પસાર કર્યાં ત્યારે તેમની ઓગણાએંશી (૭૯) મી વરસગાંઠ નિમિત્તે શ્રદ્ધાંજલિ અર્પણ કરતાં 'જૈન' સાપ્તાહિકે પોતાના તા. ૫ મી મે, ૧૯૦૭ ના અંકમાં લખ્યું:—

"આપણા પવિત્ર મુનિરાજ શ્રી શ્રી શ્રી ૧૦૦૮ શ્રી મોહનલાલજી મહારાજે મુંબઈમાં આવી સાધુ–મુનિ મહારાજો માટે મુંબઇ જેવા સ્થળોમાં વિચરવાનો મહાન માર્ગ મોકળો કરી આપ્યો છે. તેઓશ્રીએ ગયા અઠવાડિયામાં પોતાના ૭૮ વરસ પૂરાં કરી ૭૯ મા વરસમાં પ્રવેશ કર્યો છે. જેમણે આ મહાન મુનિરાજની મુખમુદ્રા નિહાળી છે તે જોતાં જ કહી શકે છે કે તેઓશ્રી કોઇ અલૌકિક પુરુષ છે. આમ હોવાનું કારણ તેમનું પવિત્ર ચારિત્ર અને અખંડ બ્રહ્મચારીપણું છે.

આ મુનિરાજે પોતાના લગભગ પંદર વરસના મુંબઇના વિહાર દરમિયાન જૈન કોમ ઉપર મહાન ઉપકાર કર્યો છે. તેમના પવિત્ર ઉપદેશથી અત્રે ઘણાં નવાં ખાતાં સ્થપાયાં છે. અનેક ધાર્મિક ઉત્સવો થયા છે, અને તેમના રૂડા નામથી અનેક સ્થળોએ જુદી જુદી સંસ્થાઓ આજે ચાલે છે.

આજ છેલ્લા કેટલાક માસ થયા, આપણા આ પવિત્ર મહાન ઉપકારી સાધુ–મુનિરાજની તબિયત લથડવા માંડી છે. કોઇ કોઇ વખત તેમની માંદગીના સમાચાર મળતાં અનેકોને તારથી ખબર મંગાવવા પડે છે અને આવો બનાવ ગત અઠવાડિયામાં બન્યો હતો. હાલમાં જાણીને સંતોષ થાય છે કે આ પવિત્ર મુનિરાજની તબિયત હવે સહજ સુધારા પર છે. અમો ઇચ્છીએ છીએ કે આ મુનિરાજ બીજા ૮૦ વરસ કાઢો. પણ દુઃખદ રીતે કહેવું પડે છે કે આ પવિત્ર મુનિરાજની તબિયત દિવસે દિવસે લથડતી જાય છે. તેઓશ્રીનું વ્યાખ્યાન સાંભળવું તે તો હવે તેમની વૃદ્ધાવસ્થાને લીધે અશક્ય છે. માત્ર તેમની મુખમુદ્રાનાં દર્શ-

નનો લાભ લઈ શકાય. આ મહાન મુનિશ્રીના ઉપદેશથી સુરતમાં થોડા વખતમાં જ **જ્ઞાન-મંદિર શ્રાવિકાશાળા** વગેરેની શરૂઆત થવા લાગી છે.

હવે આ મુનિરાજના સંબંધમાં તેમનું કાયમી સ્મરણ કરવાની જરૂર છે, અને એ માટે મુંબઈ સ્થળ પસંદ કરવું જોઈએ. આવા સ્મરણ તરીકે જો આ સમયમાં કરવા જેવું હોય તો મુંબઈ ખાતે જૈન સેનેટોરિયમ, લાઈબ્રેરી કે જાહેર વ્યાખ્યાન હોલ કરવાની જરૂર છે. વળી બોલવાના આ યુગમાં મુંબઈ જેવા શહેરમાં હજારો જૈનો વસે છે પણ તેમને માટે જાહેર વ્યાખ્યાનો કે બીજા કોઈ સમારંભો માટે એવું એકે સ્થળ નથી અને તેટલા માટે આવો એકાદ હોલ જો ભૂલેશ્વર કે પાયધૂની લત્તા પર હોય તો ઘણો જ લાભ થાય.

ટૂંકમાં આ પવિત્ર મુનિરાજ ઘણા વરસ દીર્ઘાયુષી રહો ! અને જે કરવા જેવું છે તે કાલ ઉપર મુલતવી ન રાખતાં તુરત જ આ મહાત્માના સ્મરણ માટે કંઈક કરવું જોઈએ.

આ પવિત્ર મુનિરાજ પાસે ઘણાં જ અમૂલ્ય પુસ્તકોનો સંગ્રહ છે. એ પુસ્તક ભંડારના લખાણનો ખર્ચ લગભગ રૂ. ૭૫૦૦૦) આંકવામાં આવે છે, તે બધાં વ્યવસ્થિત સચવાઈ રહે તે માટે શેઠ શ્રી **નગીનદાસ કપૂરચંદ ઝવેરી**એ એક પથ્થરનું મકાન બંધાવી આપવા માથે લીધું છે. તે સ્તુત્ય પગલું છે. અને આ સાથે આ પુસ્તકો બીજાને ઉપયોગમાં આવે તે માટે તેની ખાસ સૂચી છપાવી મુનિરાજોને આપવાની જરૂર છે. જે કાર્ય પણ અમારી સમજ પ્રમાણે જરૂર થશે.

અમો ન ભૂલતાં હોઈએ તો આ પવિત્ર મુનિરાજની ઇચ્છા એકવાર સિદ્ધગિરિ જવાની છે. અને તે ઇચ્છા પાર પડે તેવી શક્તિ પ્રાપ્ત કરવા તેઓશ્રી તપોબળના પ્રભાવે શક્તિમાન થાય એવું અમે ઇચ્છીએ છીએ.

છેવટે આજે આપણે તેમની ૭૯ મી સાલગીરી જોવા ભાગ્યશાળી બન્યા છીએ તો આવતા વરસે આ પવિત્ર મુનિરાજની ૮૦ મી સાલગીરી જોવા પણ નસીબવંત થઈશું એમ અમે પ્રાર્થીએ છીએ...."

સં. ૧૯૯૨ નું ચોમાસું પૂરું થયું ત્યારે મુનિશ્રીનો જીવનદીપ ઝગારા મારી રહ્યો હતો. જીવનજ્યોત એવી તો ઝગમગી રહી હતી કે જોનારને ઘડી શંકા આવી જાય કે શું બુઝાતા દીપની તો આ ઝાકઝમાળ નથી ને ?

દીપકમાં તેલ ખૂટ્યું હતું, અને જ્યોત છેલ્લા ચમકારા મારી રહી હતી. મુનિશ્રીની તબિયત વધુ ને વધુ નરમ બને જતી હતી, પણ એ તો દેહની નિર્બળતા હતી, આત્મ-જ્યોત તો એવી જ સ્થિર ને તેજસ્વી હતી. આત્માને તો બસ એક જ ઝંખના હતી કે આ દેહ પડે તે પહેલાં શત્રુંજયની યાત્રા કરી લેવી.

ભાવના એવી પ્રબળ હતી કે મુંબઈના સંઘે મહામુશીબતે તેમને સ્વીકૃતિ આપી, અને મુનિશ્રી વિહાર કરી સં. ૧૯૯૩ માં સુરત પધાર્યા.

ત્યારે કોને ખબર હતી કે આ સુરત જ તેમનું છેવટનું વિરામસ્થાન બની જશે ? નાદુરસ્ત તબીયત છતાંય ઉપદેશ અને પ્રેરણા કાર્ય તો ચાલુ જ હતાં. મુનિશ્રીની પ્રેરણા થતાં શેઠ

**રૂપચંદ લલ્લુભાઇએ** સુરત પાસેના કતારગામમાં આવેલા દહેરાસરની વર્ષગાંઠ નિમિત્તે સાધર્મિક વાત્સલ્ય માટે રૂા. ૨૧૦૦૦) ની સખાવત કરી. સુરતના સંઘે જોયું કે તબિયત હવે વધુ કામ આપે તેમ નથી. આથી મુનિશ્રીને હવાફેર માટે લાઇન્સમાં લઇ જવામાં આવ્યા. ત્યાં કંઇક ફેરફાર જણાયો. અહીં પણ તેઓ નિવૃત્ત તો ન જ બેસી રહ્યા. શ્રી **નગીનદાસ ઝવેરચંદને** શ્રી **સમેતશિખરજી** ઉપર કિલ્લો–ગઢ બંધાવવાની પ્રેરણા કરી. તબિયત થોડી કંઇક ઠીક થતાં પોતાની જ સ્મૃતિમાં ઊભા થયેલા ગોપીપુરાના "**શ્રી મોહનલાલજી જૈન ઉપાશ્રય**"માં તેઓ સ્થિર થયા.

પૂ૦ મહારાજશ્રીનો આત્મોપયોગ અજબનો હતો. આવી બગડેલ હાલતમાં પણ આત્મ-જાગૃતિ તેઓ ચૂકયા ન હતા. નવકારમંત્રનું રટણ સતત ચાલુ જ હતું. જીવનભર સમાધિ અને શાંતિની સાધના કરનારને આજ સમાધિ સહજ બની હતી.

ચૈત્ર સુદ અગિયારસનો એ દિવસ હતો. સ્વરોદયના પ્રખર અભ્યાસી એવા આ મુનિરાજે પોતાની ચિરવિદાય જોઇ લીધી. પાસે ઉભેલા અંતેવાસી વર્ગ તરફ તેમણે એક સૌમ્ય નજર કરી. પોતાના શિષ્યોને ઇશારાથી બોલાવ્યા અને હિતશિક્ષાના બે શબ્દો કીધા. જીવનમાં સમતાભાવ કેળવવા માટે ખાસ ભાર મૂકયો.

તે સમયે તેમની પાસે તેમના પૂર્વ પરિચિત એક યતિશ્રી હાજર હોય છે. તેમને તેઓશ્રી ઇશારાથી બોલાવે છે અને કહે છેઃ—

"જાવ મારા અગ્નિદાહ માટે ભૂમિશુદ્ધ કરી આવો...."

મુનિશ્રી એવી સહજ અને સરળ રીતે લીલા સંકેલી રહ્યા હતા કે જાણે કોક મુસાફર સ્થળાંતર માટે આનંદથી પૂર્વ તૈયારી ન કરી રહ્યો હોય ! !

આ ઘટનાની નોંધ લેતા સુરતનિવાસી શેઠ શ્રી જીવણચંદ સાકરચંદ ઝવેરી જુનાગઢ–દિલખુશથી તા. ૨૩–૪–૫૭ ના પત્રમાં લખે છેઃ—

"કાળધર્મના દિવસે હું સુરતમાં જ હતો. પૂ. ગુરુદેવને શારીરિક વ્યાધિ છતાં પણ જે કોઇ આવે જાય તેને ધર્મમાર્ગે દઢ કરવાનો ઉપદેશ અને સ્વની આત્મસાધનાનો ઉપયોગ ચાલુ જ હતો.

વિશેષ આત્મજાગૃતિ તો એ હતી કે પોતાનો દેહ મધ્યાહ્ને પડશે એવી ખાત્રી પોતાને ચોક્કસ થતાં સવારના જ દેવસુરગચ્છના એક યતિશ્રીને (ઘણું કરીને શ્રી નેમકુશળજીને) પાસે બોલાવીને કહ્યું કે—"देहका अग्निदाहके लिये बाहिर जा के भूमि देख कर शुद्ध कर आओ" આ પછી યતિશ્રી જરા ગ્લાન વદને આનાકાની કરતાં મહારાજના વચનને માન્ય રાખી તાપી તટે નદીના પૂલ પાસેની જગ્યા પસંદ કરી મહારાજશ્રીની સેવામાં આવી ઉભા રહ્યા...."[1]

ચૈત્ર વદ બારસ ! ! !

---

૧. કેટલાંક આત્માઓ એવી ઉચ્ચ કોટીના હોય છે કે તેઓ પોતાના મૃત્યુને પહેલેથી આવતું જોઇ શકે છે. આ કંઇ કલ્પનાની વાત નથી. ઇતિહાસમાં એવા બનાવો જોવા મળે છે.

ઘડીઆળે બપોરના બારના ડંકા વગાડ્યા. મુનિશ્રીએ જોઇ લીધું કે હવે વિદાયની થોડી જ પળો બાકી છે. તેઓએ જીવનની શેષ એક એક પળનું ગણિત કરી લીધું અને સૌની ક્ષમાપના માંગી લીધી. પાસે બેઠેલા **પંન્યાસજી શ્રી હર્ષમુનિજી** તથા પં. શ્રી **જશમુનિજી**ને પોતાના ઉત્તરાધિકારી તરીકે જાહેર કર્યા. તે વખતે પં. શ્રી જશમુનિજી જો કે તેમની પાસે ન હતા, પરંતુ તેમને પણ તે ભાર સોંપવાની વાત કરી અને આટલું કરી એ આત્મધ્યાનમાં લીન થઇ ગયા.

કહે છે સાડા બારનો સમય એ વિજયનો સમય છે. વિજયમુહૂર્ત તરીકે એ જ્યોતિષ શાસ્ત્રમાં જાણીતો સમય છે. આ સમયમાં કરેલું પ્રસ્થાન વિજયને અપાવે છે.

સાડા બારનો ટકોરો પડ્યો ! !

અને મુનિશ્રીએ આ સંસારમાંથી પ્રસ્થાન કર્યું ! !

બૂઝું બૂઝું થતો દીપક અંતે બુઝાઇ ગયો. ! !

સંઘ પરથી જાણે તેજનો એક અગનગોળો ગાયબ થઇ ગયો ! ! ઘડી તો ઘોર અંધકાર ફરી વળ્યો. અનેક હૈયાએ મુનિશ્રીના દેહગમનના સમાચાર ભારે વ્યથાથી સાંભળ્યાં. એ એક એવો આઘાત હતો કે તે દિવસે કલકત્તા, મુંબઇ, સુરત આદિ સ્થળોએ બજારો બંધ રહ્યા. સંસારની ધમાલ એક દિવસ માટે સ્થગિત થઇ ગઇ. મુંબઇ મોતીના ધરમના કાંટા તરફથી ગરીબોને મીઠાઇ વહેંચવામાં આવી. આ ઉપરાંત સ્વર્ગસ્થની અંતિમ અવસ્થામાં તેમની આંખ મીંચવાની તૈયારીમાં હતી તે ઘડીમાં બેથી અઢીલાખનું એક સ્મારક ફંડ ઉભું કરવામાં આવ્યું. શ્રી **નગીનદાસ ઝવેરચંદ** તરફથી એક લાખ રૂપિયા, શેઠ શ્રી **નગીનદાસ કપૂરચંદ** ઝવેરીએ જીવદયા ફંડમાં એક લાખ રૂપિયાનું દાન કર્યું, તેમજ શેઠશ્રી **દેવકરણ મૂળજીએ** રૂા. ૧૧૦૦૧) **શ્રી મોહનલાલજી જૈન સેન્ટ્રલ લાયબ્રેરી** માટે જાહેર કર્યા. અને બાકીની રકમ સુરતના સંઘ તરફથી મળતાં એ ફંડ લગભગ અઢી લાખ રૂપિયાનું થયું હતું, અને તે ફંડનું નામ **"શ્રી મોહનલાલજી સ્મારક ફંડ"** રાખવામાં આવ્યું.

મળતી નોંધો પ્રમાણે તેમની સ્મશાનયાત્રા ખૂબ જ દબદબાપૂર્વક નીકળી હતી. અઢારે

---

ગુજરાતના નવલિકાનરેશ શ્રી ધૂમકેતુ એ અંગેનો પોતાનો અનુભવ 'કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય' પુસ્તકમાં લખે છે:...

"હું 'હેમચંદ્ર' નું પુસ્તક લખતો હતો. એ પૂરું થવા આવેલું ને એમાં હેમચંદ્રે પોતાના મૃત્યુનું ભાવિ ૭ મહિના અગાઉ ભાખ્યાની વાત લખતાં મેં નીચે ટીપ્પણ કરેલું કે –" મોટા પુરુષોનો મહિમા વધારવા આવી વાતો ચાલતી હશે..." તે પછી મારા પિતાશ્રીની માંદગીના ખબર મળ્યા. હું ગોંડલ ગયો. ત્યાં ખબર પડી કે એમણે પોતાનું મૃત્યુ બરાબર પંદર દિવસ પર ભાખ્યું હતું. દવા ઉપચારની ના કહી દીધી હતી. સૌને મળવા બોલાવી લીધા હતા. ને પછી ભાખેલા દિવસે એમણે મારા હાથનું પાણી પીધું. પીને પડખું ફેરવી ગયાં. ફરી એ જાગ્યા નહિ. મેં ગોંડલથી પાછા આવીને 'હેમચંદ્ર' નાં કંપોઝ થઇ ગયેલા પ્રૂફોમાંથી પેલી મારી ટીપ્પણ–ટીકા કાઢી નાંખી..."

આલમની પ્રજા આંસુભીની આંખે એ અંતિમયાત્રામાં જોડાઇ હતી. સુરતની સરકારી ફોજ પણ તેમાં સામેલ થઇ હતી. આ યાત્રા શહેરના દરેક મુખ્ય સ્થળે ફરી અશ્વીનીકુમારે પહોંચી. સ્મશાનવિધિની ઉછામણીમાં રૂા. ૮૦૦૦) ની ઉપજ થઇ હતી. એ સમાધિ પર એક સ્તૂપ પણ બંધાવવામાં આવ્યો છે.

દેહની છેલ્લી રજકણો બળીને રાખ થઇ ગઇ ત્યારે સકલ સંઘ પાછો ફર્યો; જતાં તો જાણે જઇ નાંખ્યું હતું પણ પાછા ફરતાં સૌના પગ ભારે લાગવા માંડ્યા. જાણે એ સ્મશાનમાં સૌ કંઇક એવું મૂકીને આવ્યા હતા કે જીવન હવે સૂનું લાગતું હતું.

ચૈત્ર વદ ૧૨ નો એ દિવસ મુનિશ્રી મોહનલાલજીના જીવનનો પૂરો હિસાબ જોઇ સંતોષનો શ્વાસ ઘૂંટી આથમી ગયો....ત્યારે રાત્રિ નિઃશ્વાસ અને દર્દભર્યા હૈયે આંસુ સારતી આંખે કહી રહી હતી....

“ આજ એક એવા મહાપુરૂષે જગતમાંથી–વિદાય લીધી કે–જેણે પોતાના જીવનનું અર્ઘ્ય શાસનને ચરણે ધરી દીધું હતું. આજે એ આપણી વચ્ચે નથી પણ તેમનો યશો–દેહ આ સંસારમાંથી કદી નહિ ભૂંસાય. એ અજર અને અમર રહેવા સર્જાયેલો છે.”



# સન્દર્ભ-ગ્રન્થોની સૂચિ

( સંસ્કૃત-પ્રાકૃત )

(૧) मोहन चरित्रम्. (पं. दामोदरशर्मा एवं रमापति शास्त्री)
(२) हर्षहृदय दर्पण —बुद्धिसागर मुनि
(३) खरतरगच्छ पट्टावली. —उपा० क्षमाकल्याणजी
(४) अपभ्रंश-काव्यत्रयी—
(५) प्रभावक चरित्र
(६) तत्त्वार्थसूत्र—हारिभद्रीय टीका.

( ગુજરાતી )

(૭) મુનિશ્રી મોહનલાલજી —માવજી દામજી શાહ.
(૮) ચરિત્રમાળા —માણેકમુનિ
(૯) "મુનિશ્રી મોહનલાલજી મ૦ નું જીવનચરિત્ર" (લે. લલ્લુભાઈ કાલીદાસ રાણા)
(૧૦) "પૂ૦ મોહનલાલજીનું મુંબઈમાં પધારવું તથા શત્રુંજય માહાત્મ્ય આદિ સંગ્રહ" (પ્ર—અમરચંદ પરમાર)
(૧૧) શ્રીમાન્ મુનિમહારાજ શ્રી મોહનલાલજી જૈન સેન્ટ્રલ લાઈબ્રેરી તથા સંસ્કૃત પાઠશાળા (મુંબઇ)નો રીપોર્ટ (વિ. સં. ૧૯૬૮)
(૧૨) શ્રીમન્ મોહનલાલજી જૈન શ્વે. જ્ઞાનભંડાર. (સુરત)ના ગ્રંથોનું સૂચિપત્ર. (સૂર્યપુર ભાંડાગાર દર્શિકા સૂચિમાં ઉપર્યુક્ત હકિકત છે.)
(૧૩) સૂર્યપુરનો સુવર્ણયુગ.
(૧૪) સુરત ચૈત્ય પરિપાટી.
(૧૫) પ્રગટ પ્રભાવી પાર્શ્વનાથ. (લે. મણીલાલ ન્યાલચંદ)
(૧૬) જૈનતીર્થ-સર્વ-સંગ્રહ ભાગ- ૧-૨-૩. લે. અંબાલાલ પ્રેમચંદ શાહ

(૧૭) જૈન તીર્થોનો ઇતિહાસ. (ત્રિપુટી)

(૧૮) શ્રી મહેતાબકુમારી જિનેન્દ્રપ્રાસાદ વર્ણન.

(૧૯) આ. જિનરૂદ્ધિસૂરિની જીવનપ્રભા. લે. ફુલચંદ હરિચંદ દોશી (મહુવાકર)

(૨૦) મહાન્ ક્રિયોદ્ધારક શ્રી આનંદવિમલસૂરિનું વિશિષ્ટ જીવન-ચરિત્ર (લે. કનકવિમળ)

(૨૧) કર્મવીર શેઠ દેવકરણ મુળજી.

(૨૨) શેઠ ધરમચંદ ઉદેચંદના જીવનચરિત્રની હસ્તલિખિત નોટ. (અપ્રકટ)

(૨૩) બાબુ પનાલાલ પૂરણચંદ જૈન હાઇસ્કૂલ. (મુંબઇ) સુવર્ણમહોત્સવ ગ્રન્થ.

(૨૪) યોગનિષ્ઠ આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી. (લે. જયભિખ્ખુ અને પાદરાકર)

(૨૫) શ્રી આત્મારામજી જન્મ શતાબ્દી સ્મારક ગ્રન્થ.

(૨૬) આચાર્ય વિજયવલ્લભસૂરિ સ્મારક ગ્રંથ

(૨૭) જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ. લે. મોહનલાલ દલીચંદ દેસાઇ

(૨૮) કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય. લે. ધૂમકેતુ

(૨૯) સ્વામિ વિવેકાનંદ.

(૩૦) "જૈન" પત્રની ફાઇલ (સને ૧૯૦૭)

(૩૧) મુંબઇ સમાચાર ફાઇલ. (સન ૧૮૯૧-૯૨-૯૩)

( હિન્દી )

(३२) मोहनसंजीवनी. —श्री रूपचन्द्र भणशाली.

( અંગ્રેજી )

(33) Correspondence re, permission for issuiug permits to Jain priests for Crossing railway iron bridges on Bombay-Baroda and Central India railway (1921) By, Shah Narottamdas Bhawandas.

(34) Muni Maharaj Shri Mohanlalji Jain Central Library and Sanskrit Pathshala. (Bombay) Trust Deed.






શેઠશ્રી દેવકરણ મૂળજી જગવલ્લભ પાર્શ્વનાથ મંદિર, મલાડ, મુંબઈ



શેઠ શ્રી દેવકરણ મૂળજી જગવલ્લભ પાર્શ્વનાથ મંદિરના મૂળનાયક. મલાડ (મુંબઈ)
(પ્રતિષ્ઠા – વિ. સં. ૧૯૭૯, શ્રી જયસિંહસૂરિના ઉપદેશથી દહેરાસર તૈયાર થયું)



ગુરુમૂર્તિ
શ્રી મોહનલાલજી મહારાજ
(મલાડ-દહેરાસર)

# બોલતી તારીખ

[ ૧ ]

**સૂરજ ડૂબે છે રોજ રોજ, ને ચંદ્ર પણ;**
**નહિ ડૂબે, નહિ ડૂબે, સ્મૃતિ સંત તારા સંન્યાસની.**

---

[ પૂ૦ મુનિશ્રી મોહનલાલજી મહારાજના જીવનમાં બનેલી મહત્ત્વની ઘટનાઓની ટૂંક નોંધ, સાલવાર અત્રે રજૂ કરીએ છીએ. —સંપાદકો ]

---

**૧. વિ. સંવત ૧૮૮૭.**

- મથુરા પાસે ચાંદપુર ગામમાં જન્મ. (વૈશાખ સુદ છઠ્ઠ)
- મોહનકુમાર નામ.
- ચાંદપુરમાં જ પ્રાથમિક શિક્ષણ.

**૨. વિ. સંવત ૧૮૯૫.**

- યતિશ્રી રૂપચંદ્રજીની પૂનિત છાયામાં જીવન સમર્પણ.

**૩. વિ. સંવત ૧૯૦૩**

- મક્ષીજી તીર્થમાં, આ. મ. શ્રીમહેન્દ્રસૂરિજીના હાથે યતિદીક્ષા.
- યતિશ્રી મોહનલાલજી.

**૪. વિ. સંવત ૧૯૧૦.**

- ગુરુશ્રી યતિ રૂપચંદ્રજીની ચિરવિદાય.

**૫. વિ. સંવત ૧૯૧૪.**

- આ. મ. શ્રી મહેન્દ્રસૂરીશ્વરજી મ.નું સ્વર્ગગમન.

**૬. વિ. સંવત ૧૯૧૬.**

- શ્રી બાબુ છુટ્ટનમલજીએ કાઢેલા શ્રી સિદ્ધગિરિના સંઘમાં સહગમન.

**૭. વિ. સંવત ૧૯૨૯.**

- કલકત્તામાં સંવેગી દીક્ષાનો નિર્ણય.

**૮. વિ. સંવત ૧૯૩૦.**

- અજમેરમાં સંઘસમક્ષ શ્રમણત્વનો સ્વીકાર.

**૯. વિ. સંવત ૧૯૩૧.**

- પાલી (રાજસ્થાન)માં પ્રથમ ચાતુર્માસ.

**૧૦. વિ. સંવત ૧૯૩૨.**

- શીરોહીમાં ચાતુર્માસ.
- શીરોહી નરેશને પ્રતિબોધ.
- રોહીડામાં જિનમંદિર બંધાવવાનો ઉપદેશ ને પ્રેરણા (આજે ત્યાં ૩ દેરાસર છે.)
- બ્રાહ્મણો અને જૈનો વચ્ચેના સંઘર્ષનું સમાધાન અને જૈનમંદિરનો લીધેલો કબ્જો.

**૧૧. વિ. સંવત ૧૯૩૬.**

- ઓસિયા તીર્થનો પુનરુદ્ધાર.
- જોધપુરમા ચાતુર્માસ.

**૧૨ વિ. સંવત ૧૯૩૮.**

- આલમચંદજીની દીક્ષા. (આ તેમના સૌ પ્રથમ શિષ્ય હતા.)
- લગભગ ૫૦૦ જેટલા સ્થાનકવાસીઓએ સ્વીકારેલો શ્વેતાંબર મૂર્તિપૂજક ધર્મ.

**૧૩. વિ. સંવત ૧૯૪૦.**

- જેઠમલજીની દીક્ષા જોધપુર. (શ્રી જશમુ-

નિજી. પાછળથી તેઓ આચાર્યશ્રી બન્યા હતા. શ્રી જિનયશઃસૂરિ.)

૧૪. વિ. સંવત ૧૯૪૪.

- આબુ–ખરેડીમાં શ્રી હર્ષમુનિજીની દીક્ષા (સ્વ. પં. પ્ર. શ્રી હર્ષમુનિજી.)

૧૫. વિ. સંવત ૧૯૪૬.

- સુરતમાં ચાતુર્માસ.
- શેઠ નેમચંદ મેળાપચંદની વાડીનું ઉપાશ્રયમાં રૂપાંતર.

૧૬. વિ. સંવત ૧૯૪૭.

- સુરત, વડાચૌટા નગરશેઠની પોળમાં આવેલ શ્રી ગોડી પાર્શ્વનાથ દેરાસરમાંના પિત્તળના સમવસરણની પ્રતિષ્ઠા. (આ સમવસરણ શેઠશ્રી મેળાપચંદ આણંદચંદ જેઓ શીરોહી (મારવાડ)ના દીવાન હતા તેઓ સીરોહી તાબેના અજારી ગામના શ્રી મહાવીરસ્વામિના દેરાસરમાંથી નકરો ભરીને લાવેલા.)
- મુંબઈનો પ્રથમ વિહાર અને સૌ પ્રથમ સંવેગી સાધુનું મુંબઈએ કરેલું અભૂતપૂર્વ પ્રવેશ–સ્વાગત.
- મુંબઈમાં ચાતુર્માસ.

૧૭. વિ. સંવત ૧૯૪૮.

- સુરતમાં ચાતુર્માસ.
- વડાચૌટા, શ્રી સીમંધર સ્વામિના દેરાસરનો જીર્ણોદ્ધાર તથા પ્રતિષ્ઠા.

૧૮. વિ. સંવત ૧૯૪૯.

- પાલીતાણામાં ચાતુર્માસ.
- શ્રી ઋદ્ધિમુનિજીની દીક્ષા. (સ્વ. આ. મ. શ્રી જિનઋદ્ધિસૂરીશ્વરજી.)
- શેઠશ્રી ધરમચંદ ઉદયચંદે સુરતથી છ'રી' પાળતો પાલીતાણાનો સંઘ કાઢ્યો.

૧૯. વિ. સંવત ૧૯૫૦

- પાલીતાણા જયતળેટીપર શ્રી ધનવસહિ ટુંકની પ્રતિષ્ઠા તથા અંજનશલાકા.
- સુરતમાં ચાતુર્માસ.
- ગોપીપુરામાં, ઝવેરી શ્રી હીરાચંદ મોતીચંદ તરફથી **શ્રી જયકુંવર જૈન જ્ઞાન ઉદ્યોગ શાળાની** સ્થાપના.

૨૦. વિ. સંવત ૧૯૫૧–૫૨.

- મુંબઈમાં ચાતુર્માસ.
- રાવબહાદુર બાબુ બુદ્ધિસિંહજીએ રૂ. ૨૦,૦૦૦)ની સખાવત કરી લાલબાગ ઉપાશ્રયનો કરાવેલો જીર્ણોદ્ધાર.
- લાલબાગના ઉપાશ્રયમાં (નીચે) ગૃહ–દહેરાસર તૈયાર થયું.
- ભૂલેશ્વર,–મોતીશા શેઠની જગામાં ઝવેરી ભાઈચંદ તલકચંદની રૂ. ૭૫,૦૦૦)ની ઉદાર સખાવતથી જૈન ધર્મશાળાનું નવું મકાન તૈયાર થયું.
- શ્રી જયમુનિજી (સ્વ. આ. શ્રી જયસિંહસૂરિ)ની દીક્ષા.
- શ્રી ચિંતામણિજી (ગુલાલવાડી.) તથા શ્રી ગોડીજી દહેરાસરમાં પ્રતિષ્ઠા.

૨૧. વિ. સંવત ૧૯૫૩.

- અમદાવાદમાં ચાતુર્માસ.
- શ્રી જશમુનિજી (સ્વ. આ. મ. શ્રી જિનયશઃસૂરીશ્વરજી મ.)ની ગણિ તથા પંન્યાસપદવી સમારોહ.
- શેઠશ્રી લાલભાઈ દલપતભાઈના માતુશ્રી ગંગા શેઠાણીએ બારવ્રતના પચ્ચક્ખાણ લીધાં.

૨૨. વિ. સંવત ૧૯૫૪.

- પાટણમાં ચાતુર્માસ.

- પ્રાચીન હસ્તલિખિત જ્ઞાનભંડારોનો જીર્ણોદ્ધાર.
- શ્રી બાબુ પન્નાલાલ પૂરણચંદ તરફથી દાદાવાડીનો જીર્ણોદ્ધાર.
- શ્રી કલ્યાણમુનિજી (સ્વ. પ્રવર્તક શ્રી કલ્યાણમુનિજી )ની દીક્ષા.
- શેઠશ્રી નગીનચંદ સાકરચંદ તરફથી શ્રી શંખેશ્વરજી તીર્થનો 'છ'રી' પાળતો સંઘ.
- મહેસાણામાં પૂ. પ્રભાવક શ્રી રવિસાગરજીનું મિલન.

## ૨૩. વિ. સંવત ૧૯૫૫.

- સુરતમાં ચાતુર્માસ.
- કતારગામ–શત્રુંજયાવતાર તીર્થનો જીર્ણોદ્ધાર તથા પ્રતિષ્ઠા.
- શત્રુંજયાવતારની બાજુમાં જ જૈનધર્મશાળાનું આલીશાન મકાન તૈયાર થયું.
- ગોપીપુરા, માળી ફળીયા, શ્રી આદિનાથ જૈન દેરાસર ( કાંકરીયા ) ની પ્રતિષ્ઠા.
- ગોપીપુરા, ઓસવાલ મહોલ્લામાં આવેલ શ્રી મનમોહન પાર્શ્વનાથ દેરાસરની પ્રતિષ્ઠા.

## ૨૪. વિ. સંવત ૧૯૫૬.

- સુરતમાં ચાતુર્માસ.
- શ્રી પદ્મમુનિજીની દીક્ષા. ( ફા. સુ. ૫ )
- હાથીવાડાના ખાંચામાં, સુરત શ્રી સૂરજમંડન પાર્શ્વનાથ દેરાસરની પ્રતિષ્ઠા.

## ૨૫ વિ. સંવત ૧૯૫૭.

- સુરતમાં ચાતુર્માસ.
- ગોપીપુરા, મેઇન રોડ, સુરતમાં શ્રી કુંથુનાથજી દેરાસરની પ્રતિષ્ઠા.

## ૨૬. વિ. સંવત ૧૯૫૮.

- મુનિશ્રી હર્ષમુનિજી મ. ની ગણિપદ પદવી પ્રસંગ નિમિત્તે, સુરતમાં " શ્રી ધરમચંદ ઉદયચંદ જૈન જીર્ણોદ્ધાર ફંડ "ની સ્થાપના.

## ૨૭. વિ. સંવત ૧૯૬૦.

- મુંબઇ ચાતુર્માસ.
- રીજ રોડ, વાલકેશ્વર દહેરાસરની બાબુ અમીચંદ પન્નાલાલે મહારાજશ્રીના હાથે પ્રતિષ્ઠા કરાવી.

## ૨૮. વિ. સંવત ૧૯૬૧.

- મુંબઇ ચાતુર્માસ.
- શેઠશ્રી દેવકરણ મૂળજીની સુપુત્રી શ્રીમતી વિજયાકુમારી તથા બાબુ પન્નાલાલ પૂરણચંદ તરફથી થયેલ ઉપધાન તપ.

## ૨૯. વિ. સંવત ૧૯૬૨.

- મુંબઇમાં ચાતુર્માસ.
- શ્રી બાબુ પન્નાલાલ પૂરણચંદ જૈન હાઇસ્કુલનું વાસ્તુ ( તા. ૧૦–૧–૧૯૦૬ )
- શ્રી આદીશ્વર જૈન દેરાસર (થાણા) ની પ્રતિષ્ઠા.

## ૩૦. વિ. સંવત ૧૯૬૩.

- સિદ્ધાચલજીની યાત્રા માટે વિહાર.
- સુરતમાં તેમની જ સ્મૃતિમાં ઉભા કરાયેલ " શ્રી મોહનલાલજી જૈન ઉપાશ્રય " ( નવી ધર્મશાળા ) માં પુનિત–પ્રવેશ.
- ચૈત્ર વદ બારસના વિજય મુહૂર્તે ( સ્ટા. ટા. ૧૨.–૩૦ ક. )

અં...તિ...મ...શ...ય...ન...



# સ્મૃતિ-કાર્યો

સં. ૧૯૬૩

પૂ૰ મહારાજશ્રીની સ્મૃતિમાં સ્થપાયેલું રૂા. અઢી લાખનું "શ્રી મોહનલાલજી સ્મારક ફંડ."

૧૯૬૪

શેઠ શ્રી નગીનચંદ કપૂરચંદ ઝવેરી તરફથી રૂા. ૬૦૦૦૦) ના ખર્ચે સુરત–ગોપીપુરા ખાતે તૈયાર થયેલો "શ્રી મોહનલાલજી જૈન શ્વેતામ્બર જ્ઞાન–ભંડાર."

૧૯૬૬

શેઠ શ્રી દેવકરણ મૂળજી તથા શાહ જયચંદ કપૂરચંદ તરફથી રૂા. ૮૦૦૦૦) માં પૂ૰ પંન્યાસ શ્રી હર્ષમુનિજી ગણિવરના ઉપદેશથી મુંબઇ–લાલબાગ, ભૂલેશ્વર ખાતે સ્થપાયેલી "શ્રી મોહનલાલજી જૈન સેન્ટ્રલ લાઇબ્રેરી અને સંસ્કૃત પાઠશાળા."

# સ્થાપત્ય સજીવન અને દે

## [ ૨ ]

**પથ્થર પણ ગાશે,**
**જયગાથા મુનિ મોહનની...**

---

[ પૂ૦ મુનિશ્રી મોહનલાલજી મહારાજે જે જે ગામમાં જીર્ણોદ્ધાર તેમજ પ્રતિષ્ઠાઓ કરી હતી, તે તે ગામ અને દહેરાસર તેમજ એ પ્રતિષ્ઠા કોણે કરાવી તેની સ્થળ તેમજ સાલવાર નોંધ અમે અત્રે રજુ કરીએ છીએ. —સંપાદકો. ]

---

### સુરત

૧ **વિ. સં. ૧૯૪૭** ( માગશર સુદ ૩ )
વડાચૌટા, નગરશેઠની પોળ, સુરત
શ્રી ગોડીજી પાર્શ્વનાથ દેરાસરમાં ધાતુનું સમવસરણ. શીરોહીના દીવાન શેઠશ્રી મેળાપચંદ આણંદચંદ

૨ **વિ. સં. ૧૯૪૮**
શ્રી સીમંધરસ્વામિ વડાચૌટા, તળાવ-પોળ, સુરત.
શેઠશ્રી ધરમચંદ ઉદયચંદ.

૩ **વિ. સં. ૧૯૫૪**
શ્રી આદીશ્વરનું દેરાસર ( કાંકરીયા ) ગોપી-પુરા, માળી ફળીયા, સુરત.
શેઠશ્રી ઘેલાભાઇ લાલભાઇના ધર્મપત્ની શ્રીમતી કંકુબેન.

૪ **વિ. સં. ૧૯૫૫** ( વૈશાખ સુદ ૬ )
શ્રી મનમોહન પાર્શ્વનાથ ગોપીપુરા, ઓસવાલ મહોલ્લો. સુરત.
શેઠશ્રી રૂપચંદ લલ્લુભાઇ.

૫ **વિ. સં. ૧૯૫૫** ( વૈશાખ સુદ ૧૩ )
શ્રી શત્રુંજયાવતાર આદીશ્વર જિન ચૈત્ય, કતારગામ, સુરત.
શેઠશ્રી નગીનચંદ કપૂરચંદ ઝવેરી.

૬ **વિ. સં. ૧૯૫૬** ( માગશર સુદ ૬ શુક્રવાર )
શ્રી સીમંધરસ્વામી. નાનપુરા, સુરત.
શેઠશ્રી રાજાભાઇ રતનચંદની ધર્મપત્ની શ્રીમતી ઇચ્છાબેન.

૭ **વિ. સં. ૧૯૫૬**
શ્રી સૂરજ મંડન પાર્શ્વનાથ હાથીવાડાનો ખાંચો, ગોપીપુરા, સુરત.
શેઠશ્રી જીવણચંદ ધરમચંદ તથા બાલુ-ભાઇ મૂલચંદ.

૮ **વિ. સં. ૧૯૫૭**
શ્રી કુંથુનાથજી જૈન દેરાસર. ગોપીપુરા, મેઇનરોડ. સુરત.
શેઠશ્રી રૂપચંદ લલ્લુભાઇ.

૯ **વિ. સં. ૧૯૬૩**
શ્રી સમવસરણ દેરાસર. નાણાવટ સુરત.

### મુંબઈ

૧૦ વિ. સં. ૧૯૫૨ ( ફાગણ સુદ ૩ )
શ્રી ચિંતામણિ પાર્શ્વનાથની આસપાસની પ્રતિમાઓ. ગુલાલવાડી, મુંબઈ.

૧૧ વિ. સં. ૧૯૫૨ ( ફાગણ સુદ ૪ )
શ્રી ગોડીજી જૈન દેરાસર, શ્રી શામળા પાર્શ્વનાથ. પાયધુની, મુંબઈ.

૧૨ વિ. સં. ૧૯૬૦ ( માગસર સુદ ૬ )
શ્રી વાલકેશ્વર જૈન દેરાસર. વાલકેશ્વર, રીજરોડ, મુંબઈ. શ્રી બાબુ અમીચંદ પન્નાલાલ.

૧૩ વિ. સં. ૧૯૬૨ ( વૈશાખ સુદ ૬ )
શ્રી આદીશ્વર જૈન દેરાસર. થાણા, મુંબઈ.

### ઓસિયા

૧૪ વિ. સં. ૧૯૩૬
ઓસિયા (રાજસ્થાન) તીર્થનો જીર્ણોદ્ધાર.

### પાલીતાણા

૧૫ વિ. સં. ૧૯૫૦ ( મહા સુદ ૧૦ )
જયતળેટી પર ધનવસહિ ટુંક.
( બાબુનું દહેરાસર )



"........ની

# પુણ્યસ્મૃતિમાં...."

[ ૩ ]

"ગમન એના એવાં કે,
એ ધુળ પણ પૂજાય છે."

[ પૂ૦ મુનિશ્રી મોહનલાલજી મહારાજને શ્રદ્ધાંજલિ અર્પણ કરતાં જ્યાં જ્યાં તેમનાં સ્મારકો (ગુરુમંદિર) ઊભા કરવામાં આવ્યા છે, તેની સાલવારી નોંધ અહિં રજૂ કરીએ છીએ.—સંપાદક ]

| ક્રમાંક | સ્થાન | શું (?) | સ્થાપના સંવત | વિશેષ વિગત |
|---|---|---|---|---|
| ૧ | ભાયખાલા (મુંબઇ) | મૂર્તિ-પાદુકા | ૧૯૫૨ | શેઠ શ્રી દેવકરણ મુળજીએ ગુરુમંદિર બંધાવી મૂર્તિ પધરાવી. |
| ૨ | મલાડ (મુંબઇ) | મૂર્તિ | ... | આ. શ્રી જયસિંહસૂરીશ્વરજી મહારાજના ઉપદેશથી. |
| ૩ | પાયધુની (મુંબઇ) | મૂર્તિ-પાદુકા | ... | શ્રી મહાવીર સ્વામી જૈન દેરાસર. આ. શ્રી જિનરૂદ્ધિસૂરીશ્વરજીના ઉપદેશથી. |
| ૪ | ઓસિયા (રાજસ્થાન) | મૂર્તિ | ૧૯૬૪ | |
| ૫ | પાલીતાણા | મૂર્તિ | ૧૯૬૯ | તળેટી પર આવેલા બાબુના દહેરાસરમાં આ મૂર્તિ પૂ૦ પ્રવર્તક શ્રી કલ્યાણમુનિજીના ઉપદેશથી મહા વદ ૧૦ ના રોજ પધરાવી. |
| ૬ | પાલીતાણા | મૂર્તિ | ... | રામપોળ. સુરતવાળું દહેરાસર, પૂ૦ પદ્મમુનિજીના ઉપદેશથી. |
| ૭ | ફલોધી (રાજસ્થાન) | મૂર્તિ | ૧૯૭૨ | શ્રી શાંતિનાથજી દહેરાસર, પૂ૦ શ્રી હર્ષમુનિજીના ઉપદેશથી. |
| ૮ | અમદાવાદ | મૂર્તિ | ૧૯૮૦ | દાદાવાડી, ખરતરની ખડકી. આંબલી પોળ, પૂ૦ પદ્મમુનિજીના ઉપદેશથી. |
| ૯ | નલખેડા (મ૦ પ્ર૦) | પાદુકા | ૧૯૮૨ | પૂ૦ આ૦ શ્રી જિનરત્નસૂરીશ્વરજીના ઉપદેશથી. |
| ૧૦ | કંકોર (સુરત) | પાદુકા | ૧૯૯૩ | સાયણ નિવાસી શ્રી પાનાચંદ નાનચંદભાઇએ પાદુકા પધરાવી. |
| ૧૧ | સુરત | મૂર્તિ-પાદુકા | ... | ગોપીપુરા—અષ્ટાપદજી દહેરાસર. પૂ૦ શ્રી પદ્મમુનિજી મ.ના ઉપદેશથી. |
| ૧૨ | સુરત | પાદુકા | ... | હરિપુરા—દાદાવાડી. |
| ૧૩ | મહીદપુર (મ૦ પ્ર૦) | પાદુકા | ૨૦૦૧ | આ. શ્રી રત્નસૂરીશ્વરજી મહારાજના ઉપદેશથી. |
| ૧૪ | માંડવી (કચ્છ) | પાદુકા | ૨૦૧૪ | ઉપા૦ શ્રી લબ્ધિમુનિજીના ઉપદેશથી. |
| ૧૫ | ખીચાણદી (મારવાડ) | મૂર્તિ | ... | આદીશ્વરજી જૈન દહેરાસર. પૂ૦ આ૦ શ્રી ક્ષાંતિસૂરીશ્વરજીના ઉપદેશથી. |
| ૧૬ | વડોદરા | પાદુકા | ... | દાદાવાડી. |

# પુણ્ય-ભૂમિ

[ ૪ ]

ચૂમ્યા છે ચરણ સંતોના
એ ધરતીના
કણેકણમાં એક મંદિર છે...

[ મુનિશ્રી મોહનલાલજી મહારાજ સાહેબે જ્યાં જ્યાં ચાતુર્માસ કર્યાં છે, તે તે ગામોની સ્થાનવાર નોંધ અમે અહીં આપીએ છીએ. —સંપાદકો. ]

| અનુક્રમ નંબર | સ્થળ | સંવત | કુલ ચાતુર્માસ કેટલા. |
|---|---|---|---|
| ૧ | મુંબઈ | ૧૯૪૭, '૫૧, '૫૨, '૫૮, '૫૯, '૬૦, '૬૧, '૬૨. | ૮ |
| ૨ | સુરત | ૧૯૪૬, '૪૮, '૫૦, '૫૫, '૫૬, '૫૭. | ૬ |
| ૩ | પાલી | ૧૯૩૧, '૩૩, '૩૭. | ૩ |
| ૪ | શીરોહી | ૧૯૩૨, '૩૯. | ૨ |
| ૫ | જોધપુર | ૧૯૩૫, '૩૮. | ૨ |
| ૬ | અજમેર | ૧૯૩૬, '૪૦. | ૨ |
| ૭ | પાટણ | ૧૯૪૧, '૫૪. | ૨ |
| ૮ | અમદાવાદ | ૧૯૪૪, '૪૯. | ૨ |
| ૯ | પાલીતાણા | ૧૯૪૫, '૫૩. | ૨ |
| ૧૦ | સાદડી | ૧૯૩૪ | ૧ |
| ૧૧ | પાલનપુર | ૧૯૪૨ | ૧ |
| ૧૨ | ફલોધી | ૧૯૪૩ | ૧ |
| | | | ૩૨ |



આગમપ્રભાકર પૂ. મુનિ શ્રીપુણ્યવિજયજી મહારાજ



વયોવૃદ્ધ પૂ. મુનિશ્રી જિનભદ્રવિજયજી મહારાજ



પૂ. મુનિશ્રી ભક્તિમુનિજી મહારાજ



શાંતમૂર્તિ પૂ. પં. શ્રી નિપુણમુનિજી ગણિવર



કવિરત્ન પૂ. મુનિ શ્રીલલિતમુનિજી મહારાજ

# શ્રી આત્મારામજી મહારાજ
## અને
# શ્રી મોહનલાલજી મહારાજ

લેખક : સ્વ૦ પંન્યાસપ્રવર શ્રી રિદ્ધિમુનિજી મહારાજ.

**આજથી** લગભગ અર્ધી સદી પૂર્વે જૈનશાસનમાં બે મહાપુરુષો પોતપોતાની લાક્ષણિક ઢબે શાસનની ઉન્નતિના ધ્વજને ઊંચે ને ઊંચે ફરકાવી રહ્યા હતા. બન્ને એક જ શાસનના સમકાલીન મહાપુરુષો હતા. તેમના પુણ્યશ્લોક નામોથી જૈનસમાજમાં ભાગ્યે જ કોઇ અપરિચિત હશે. તે મહાપુરુષો તે અન્ય કોઇ નહીં પણ **શ્રીમદ્ આત્મારામજી મહારાજ સાહેબ** અને **શ્રીમાન્ મોહનલાલજી મહારાજ.**

મહાન પુરુષોની મહત્તા તેમની સરળતામાં અને અન્યને મોટા બનાવવામાં હોય છે. તેઓ કદી પણ ગચ્છ–મતના ક્ષુદ્ર ઝગડાઓમાં ખેંચાતા નથી. શ્રી આત્મારામજી મહારાજ અને શ્રી મોહનલાલજી મહારાજ વચ્ચે એવો જ સુંદર અને અસ્ખલિત પ્રેમભાવ હતો, તે દર્શાવનારા અનેક પ્રસંગો બનેલા છે. પરંતુ અહીં તો જે પ્રસંગો નજરે જોવાયેલ છે તેનો જ ઉલ્લેખ કરેલ છે. આશા છે કે જૈનસમાજ આ પુણ્યસંભારણાં વાંચીને પોતાના યથાર્થ કર્તવ્યપંથે પડે. અસ્તુ !

આત્મારામજી મહારાજ સુરતમાં ચોમાસું રહ્યા હતા. ચાતુર્માસ પૂર્ણ થયા બાદ મહારાજશ્રીએ વિહારની તૈયારી કરી ત્યારે ત્યાંના સંઘના આગેવાનોએ શ્રી આત્મારામજી મહારાજને પૂછ્યું:—"સાહેબ ! આપ તો પધારો છો પરંતુ આપના જેવા બીજા કોઈ મહાન પુરુષ વર્તમાનમાં વિદ્યમાન છે ખરા કે જેને અમે અમારા આંગણે લાવીને શાસનની પ્રભાવના કરીએ...."

જવાબમાં મહારાજશ્રીએ કીધું:—"શ્રીમાન્ મોહનલાલજી મહારાજ નામના એક મહાપુરુષ અત્યારે મારવાડની ભૂમિમાં વિચરે છે, તેમને જોશો તો મને પણ ભૂલી જશો. અર્થાત્ તેઓ પણ મહાન વિદ્વાન્ અને જિનશાસનનો ઉદ્યોત કરનાર છે."

આ પ્રમાણે શ્રી મોહનલાલજી મહારાજની ગેરહાજરીમાં શ્રી આત્મારામજી મહારાજે મોહનલાલજીની કીર્તિરૂપ સુગંધને ફેલાવી. ત્યારબાદ તુરતમાં જ સુરતના સંઘે શીરોહીના દીવાન શ્રી મેળાપચંદભાઇ કે જેઓ સુરતના વતની હતા, તેમને પૂછાવ્યું કે શ્રી મોહનલાલજી મહારાજ હાલમાં ક્યાં છે ? જવાબમાં મહારાજશ્રી શીરોહીમાં છે એવા ખબર

મળતાં સુરતના આગેવાન ગૃહસ્થો ત્યાં ગયા અને મોહનલાલજી મહારાજને સુરત પધારવા વિનંતિ કરી. પ્રત્યુત્તરમાં શ્રી મોહનલાલજી મહારાજે કહ્યું કેઃ—मैं जब उस प्रदेश में आऊंगा तब देखूंगा।

શ્રીમદ્ આત્મારામજી મહારાજ સાહેબ મારવાડ તરફ વિહાર કરતા ધોલેરામાં પધારેલા. તેજ અરસામાં શ્રી મોહનલાલજી મહારાજ ત્યાં આવવાના છે એવા સમાચાર જાણીને શ્રી આત્મારામજી મહારાજે ધોલેરાના સંઘને ખાસ પ્રેરણા કરીને શ્રી મોહનલાલજી મહારાજનું ધામધુમપૂર્વક સામૈયું કરાવ્યું અને તેમને લેવા માટે ઉપાધ્યાય શ્રી વીરવિજયજી, પ્રવર્ત્તક શ્રી કાંતિવિજયજી તથા શ્રી હંસવિજયજી મહારાજ આદિને સામા પણ મોકલ્યા. તેમજ અન્યાન્યનો વંદનવ્યવહાર પણ જાળવ્યો હતો.

અને વિષયાંતર કરીને પણ તે સમયે બની ગયેલ બીજી ઘટનાને જણાવવી યોગ્ય લાગે છે. શ્રી મોહનલાલજી મહારાજ ધોલેરાથી શ્રી આત્મારામજી મહારાજથી જુદા પડીને પાલીતાણે પધાર્યા અને ખૂબ હર્ષપૂર્વક સિદ્ધગિરિજીની યાત્રા કરી. તે અરસામાં તેમના સાંભળવામાં આવ્યું કે ભાવનગરમાં અત્યારે શ્રીમાન્ વૃદ્ધિચંદ્રજી મહારાજ ખૂબ બિમાર છે. તે ખબર જાણતાં શ્રી મોહનલાલજી મહારાજે, શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજને મળવાના ઇરાદાથી ભાવનગર તરફ વિહાર કર્યો. એ ખબર શ્રી વૃદ્ધિચંદ્રજી મહરાજને મળતાં તેમણે ત્યાંના સંઘના આગેવાનોને ખાસ સૂચના કરીને શ્રી મોહનલાલજી મહારાજનું ખૂબ ધામધૂમપૂર્વક સામૈયું કરાવ્યું અને તેની સાથે પંન્યાસ શ્રી ગંભીરવિજયજી આદિ મુનિઓને લેવા માટે સામા મોકલ્યા. એ રીતે તે કાળના બન્ને મહાપુરુષો એક–બીજાને આનંદપૂર્વક કોઇપણ જાતના સંકોચ વિના મળ્યા. આ બધી ઘટનાઓમાંથી તે મહાપુરુષોની એક–બીજા પ્રત્યેની ઉદાર દ્દષ્ટિ, ગચ્છના મમત્વથી રહિતપણું અને નિર્દોષ સરળતા તેમના પ્રત્યેક વ્યવહારમાં જણાઇ આવે છે. તેમની આવી મહત્તાથી જ આજે સમગ્ર જૈનસમાજને તેમના પ્રત્યે અપૂર્વ માન છે. કેમકે તેમનામાં મારા–તારાપણા કરતાં શાસનની દાઝ અને સમાન મહાનપુરુષોની સાથે મળતાપણું–સૌજન્ય એ મુખ્યત્વે જોઇ શકાય છે.

શ્રીમદ્ આત્મારામજી મહારાજની આજ્ઞાથી અમેરિકાની સર્વધર્મ પરિષદમાં હાજરી આપીને ત્યાં જૈનધર્મનો સુંદર પ્રચાર કરીને સ્વ૦ શ્રી **વીરચંદ રાઘવજી ગાંધી** તુરતમાં જ પાછા ફરેલા. તે વખતના મુંબઇનું માનસ અત્યારના કરતાં તદ્દન જુદા જ પ્રકારનું હતું, અર્થાત્ ગમે તે કારણે પણ યૂરોપ જનાર ધર્મથી ભ્રષ્ટ થઇ જ જાય, એવી માન્યતાનાં મૂળ ઊંડાં ગયાં હતાં. અને તેથી શ્રી વીરચંદભાઇના યુરોપગમન માટે લોકોમાં ખૂબ ઉહાપોહ થઇ રહ્યો હતો. સૌ પોતપોતાનો અભિપ્રાય દર્શાવતા હતા. એકંદરે તે વખતનું મુંબઇનું વાતાવરણ ઉકળાટ ભરેલું હતું. તે સમયે શ્રી મોહનલાલજી મહારાજ મુંબઇમાં હતા.

શ્રી આત્મારામજી મહારાજને જ્યારે આવા ઉગ્ર વાતાવરણની ખબર પડી ત્યારે તેમણે મુંબઇના સંઘના આગેવાનોને કહેવરાવ્યું કે શ્રી મોહનલાલજી મહારાજ આ વિષે

જેમ કહે તેમ માર્ગ કાઢવો. આથી તે વખતના સંઘના આગેવાનો શેઠ **વીરચંદ દીપચંદ** તથા શેઠ **પ્રેમચંદ રાયચંદ** વગેરે સામાન્ય જનતાને કાબૂમાં રાખીને શ્રી મોહનલાલજી મહારાજ પાસે આવ્યા અને હવે આ સંબંધમાં શું કરવું તે પૂછ્યું. પ્રત્યુત્તરમાં મહારાજશ્રીએ કહ્યું કે 'દરિયાપાર જવા માટે શ્રી વીરચંદ ગાંધીએ જિનેન્દ્ર-પ્રભુની એક સ્નાત્રપૂજા ભણાવવી.' સૌએ આ ફેંસલાને વધાવી લીધો અને એ રીતે ઉગ્ર વાતાવરણ શાંત પડ્યું.

સંવત ૧૯૫૩ ના જેઠ વદી ૮ ના પ્રભાતે શ્રી આત્મારામજી મહારાજના સ્વર્ગ-ગમનના સમાચાર ચારે તરફ ફરી વળ્યા. આ દુઃખદ ખબરથી દરેક ગામોના શ્રીસંઘમાં શોક અને ગ્લાનિની કાલિમા છવાઈ ગઈ. તે સમયે શ્રી મોહનલાલજી મહારાજ વાલકેશ્વર (મુંબઈ) ઉપર શ્રી ચુનીલાલ સાંકળચંદના બંગલામાં બિરાજતા હતા. તેમણે જ્યારે આ ખેદજનક સમાચાર સાંભળ્યા, ત્યારે ગદ્‌ગદિત કંઠે કહ્યું કેઃ—"**જૈનશાસનનો એક મહાન સ્થંભ આજે આપણી વચ્ચેથી અદૃશ્યમાન થયો છે, મારી જમણી ભૂજા ગઈ હોય તેવું મને લાગે છે.**" એ કહેતાંની સાથે જ તેમણે મંડળીને કહ્યું કે—"આહારપાણી પછી કરાશે પણ પહેલાં શ્રી આત્મારામજી મહારાજના સ્વર્ગગમનના દેવ વાંદીએ...." એ ક્રિયા સમાપ્ત થયા પછી તારથી ખબર મળ્યા કે 'વિરોધીઓએ શ્રી આત્મારામજી મહારાજ માટે ખોટી અફવા ફેલાવી હતી અને તેના પરિણામે તપાસ કરવા માટે તેમના દેહની રથીને સરકારી અમલદારોએ અટકાવેલ છે.' આ ખબર મળતાં શ્રી મોહનલાલજી મહારાજે આગેવાન ગૃહસ્થોને ભેગા કર્યા અને તત્કાળ તે કાર્યના નિવારણ અર્થે એક ફંડ કરાવ્યું. જેમાં તે જ વખતે ૫–૭ આગેવાનોમાંથી લગભગ રૂા. ૩૦૦૦૦) થઈ ગયા. તે ફંડ કરવાની સાથે મુંબઈમાંથી મોટા પ્રમાણમાં પંજાબના આગેવાન સરકારી અફસર ઉપર શ્રી આત્મારામજી મહારાજની નિર્દોષતા જાહેર કરતા હજારો તારો કરાવ્યા. છેવટે વિરોધીઓનું કંઈ પણ ચાલ્યું નહિ અને તે પ્રસંગ શાંતિથી ઉકલી ગયો.

આ મહાપુરુષોનું અરસપરસ આવું ઉચ્ચ વર્તન જો દૃષ્ટિ સન્મુખ રાખીને વર્તવામાં આવે તો આજે જૈનસમાજમાં ચાલી રહેલ અનેક ઝગડાઓ એક ક્ષણ પણ ટકી શકે ખરા કે ?

[ શ્રી આત્મારામજી જન્મશતાબ્દી સ્મારક ગ્રંથમાંથી ઉદ્ધૃત. ]



# સ્વર્ગસ્થ પુણ્યાત્મા શ્રીમાન્ મુનિ મહારાજ શ્રી મોહનલાલજી

લેખક : શ્રી મોહનલાલ દલીચંદ દેશાઈ. (બી. એ. એલ. એલ. બી.)

રાગ—સોહણી.

અંતર ભરે છે ઉભરા, ક્યાં આપ, ને ક્યાં જઈ શમું!
દેહાભિમાનીને થતા, ક્યાં આપ, ને ક્યાં જઈ શમું?
શુભ ને અબાધિત ધામમાં, શાન્તિ અનુપમ ભોગવો,
સંસાર છોળો મારતા તોફાની દરિયામાં ભમું. અંતર૦
યમ દમ અને ઉપશમનો ઉપદેશ સાધુ ક્યાં સુણું?
દુઃખમુક્તિસાધન એ વિના દુઃખમાંથી ક્યાંથી વિરમું? અંતર૦

[ ૧ ]

જીવનભૂમિકા:—શ્રીમાન્નો જન્મ બ્રાહ્મણના કુલમાં મારવાડના ગામમાં ચાંદપોરમાં સંવત ૧૮૮૫ ના ચૈત્ર વદ ૬ ને દિને થયો. પિતાનું નામ બાદરમલજી હતું અને માતાનું નામ સુંદરી હતું. તેમણે યતિદીક્ષા સંવત્ ૧૯૦૩ માં લીધી. ૨૪ વર્ષ યતિ તરીકે રહી સંવત્ ૧૯૨૭ માં સંવેગી સાધુની દીક્ષા કલકત્તાના દેરાસરમાં લીધી. યતિત્વને પરિત્યજી સાધુત્વ સ્વીકાર્યું. ત્યારપછી કેટલાએક સ્થાનોમાં વિહાર કર્યો. મુંબઈ અનાર્ય દેશ કહેવાતો, તેથી ઘણા લાંબા કાલ સુધી મુંબઈ નગરી પવિત્ર મુનિશ્રીના પૂજ્ય પગલાંથી પાવન થવાથી અભાગી રહી; મુંબઈની પ્રજા કેવળ ધનસંચય કરવામાં તત્પર રહેતી તેથી ઉદરંભરીનું નામ અન્યજનોએ પાડયું. આનો પ્રતિકાર કરવાનો સમય પ્રાપ્ત કરવાને તે પ્રયત્નવતી બનતી ગઈ. આ પ્રયત્નો પ્રાંતે પ્રતિફલિત થયા. શ્રીમાન્ મોહનલાલજીનું આવાગમન સંવત્ ૧૯૪૭ માં થયું. અત્યારસુધી સાધુઓ દક્ષિણમાં દમણ સુધી વિહાર કરી વિરમી જતા. દમણ પછી રહેલો કોટ કોઈપણ ભેદી શકવાને સમર્થ થયા ન હતા. પરંતુ મુંબઈના સદ્ભાગ્યે શ્રીમાન્ મોહનલાલજી દમણ કોટ ચીરીને એટલે મુંબઈનો માર્ગ ખુલ્લો કરી મોહમયીની મોહધનતૃષ્ણા નિવારવા પધાર્યા. મુંબઈની ઉત્કંઠ જૈન પ્રજાએ મહારાજશ્રીને વધાવી લીધા અને જિનશાસનની ઉન્નતિનો પ્રસાર ધીરે ધીરે અને દૃઢપણે થતો ગયો. તે વર્ષ પછી મુંબઈમાં શ્રીમાને સંવત્ ૧૯૫૪ માં બીજી વખત અને સંવત્ ૧૯૫૮ માં ત્રીજી વખત પોતાનાં પનોતાં પગલાં કર્યાં. છેલ્લી વખતે તો પોતે કેટલાક



ડાબી બાજુથી પ્રથમ ચંદ્રસેનમુનિ, યશોભદ્રમુનિ, ચિદાનંદમુનિ, મૃગેન્દ્રમુનિ, કીર્તિસેનમુનિ
(સં. ૨૦૧૮ના લાલબાગમાં ચાતુર્માસ પ્રસંગે)

વર્ષ લગોલગ રહ્યા. આ વખતે તેમની વૃદ્ધાવસ્થા હોવાથી શાંતિ અને એકાંતનિવાસની જરૂર હતી. છતાં પોતાનો વાણીરૂપી અમૃતપ્રવાહ સતત ચાલુ હતો, કંઠ પૂર્વ જેવો વેગવાન્ ન્હોતો, છતાં ધ્વનિ એવો ઉઠતો કે દરેક શ્રોતાના મર્મભાગમાં પ્હોંચી વળતો. મુંબઇમાં ગાળેલા વર્ષોમાં તેમણે સમગ્ર જૈન પ્રજાપર અતીવ સ્થાયી ઉપકારો કરેલા છે; સખાવત અને ઉદારતાનો ઝરો વહેવરાવ્યો છે. શ્રીમંતોથી તે રંક સુધી, વિદ્વાનથી તે અનક્ષર સુધી કોઇપણ તેમના અક્ષરોને, આજ્ઞાને શિરપર ચડાવતા. આ જ પ્રકટ રીતે દર્શાવે છે કે તેઓ મહાન્ વીર હોઇ પોતાની અદ્દ્ભુત અસર ઉપજાવી શકયા હતા.

તેમના જીવનકાલનાં છેલ્લાં વર્ષોમાં જ તેમના વીરત્વનું પ્રાકટ્ય થયું હતું. આ છેલ્લા વર્ષની શરૂઆતમાં તેમનું મુંબઇમાં પહેલું આગમન—એટલે સંવત્ ૧૯૪૭ છે; **સંવત્ ૧૯૪૭ થી તે સંવત્ ૧૯૬૩** સુધી એટલે ૧૬ વર્ષની વહેંચણી કરીશું તો સ્પષ્ટ જણાશે છે કે તેના **ત્રણ યુગો** પાડી શકાશે. પહેલો મુંબઇનિવાસ, બીજો અન્ય સ્થલે વિહાર અને ત્રીજો—સુરતનિવાસ. પહેલો અને ત્રીજો મુખ્ય યુગો હતા. કારણ કે તે અરસામાં તેઓશ્રી સારું અને યશસ્વી કાર્ય બજાવી શકયા છે અને બીજો યુગ તે બે વચ્ચેનો—આંતરિક યુગ હતો. આમાં પણ તેઓશ્રીએ ઠીક કાર્યો કર્યાં છે. મુખ્ય યુગો દરમ્યાન લાખોની સખાવતનો પ્રવાહ ચાલુ કર્યો છે. ઉત્સવ, પ્રતિષ્ઠા, ઉપધાનાદિ ક્રિયા વગેરે અનેક કરી અતિશય પુણ્ય ઉપાર્જન કરી પુણ્યલાભ આપ્યો છે. આંતરિક યુગમાં અમદાવાદ આદિ સ્થલોએ વિહાર કરી અનેક જિન-શાસન પ્રભાવક વીરોને ઉત્સાહિત કર્યા છે. તે જૈનપુરીની શ્રદ્ધા પણ પોતાનામાં જગાવી છે. સુરતનિવાસથી પોતાના નિઃસીમ ભક્તો અને અચલ આજ્ઞાનુસારી લગભગ સર્વ સુરતવાસીઓને બનાવ્યા છે. શ્રીમાન્નો એક શબ્દ રાજ્યથી તંત્રિત થએલા ધારા–કાયદા ( Law ) સમાન હતો. સુરતમાં મુંબઇ આવ્યા પછી બીજા જ વર્ષમાં એટલે સં. ૧૯૪૮ પહેલીવાર ગયા. બીજીવાર સંવત્ ૧૯૫૧ માં અને, ત્રીજી વખત સંવત્ ૧૯૫૫ માં ગયા હતા. ત્રીજી વખત તેઓ ત્રણ વર્ષ ( સં. ૧૯૫૫, ૧૯૫૬, અને ૧૯૫૭ સુધી ) રહ્યા. અહીં ભવ્ય દેરાસરની પ્રતિષ્ઠા, ઓચ્છવ ( ઉત્સવ ) વગેરે પાછળ લાખો રૂપીઆ ખર્ચાયા, ને તે શ્રીમાન્શ્રીના સુપસાયને લઇને જ. ૧૯૫૭ પછી તેઓશ્રીએ મુંબઇ ઘણા વર્ષ સુધી રહેવા વિહાર કર્યો પણ અંતિમ ઇચ્છા એ થઇ હતી કે સુરતમાં મારો અંતકાળ ગાળવો. **આયુષ્યની મર્યાદા સપાઇ ગઇ હતી.** તેથી પોતાના મૃત્યુ પહેલાં તેઓ ત્યાંજ (ચોથીવાર) વિહાર કરી ગયા; અને ત્યાંજ મૃત્યુ થયું.

આંતરિક યુગ ફક્ત બે વર્ષનો હતો. સુરતથી સંવત્ ૧૯૪૫ માં સંઘ સાથે પાલીતાણા ગયા ત્યાંથી સંવત્ ૧૯૪૬ માં અહમદાવાદ ( જૈનપુરીમાં ) વિહાર કર્યો.

શ્રીમાન્ના પ્રથમ આગમનથી સાધુઓ માટે મુંબઇ માર્ગ ખુલ્લો થયો એ ઉપર કહ્યું. આથી અત્યાર સુધીમાં અનેક મુનિ મહારાજો આવ્યા. આ સર્વના સુપ્રભાવથી મુંબઇના વિવિધ લતાઓમાં જૈનપુરીનું ચિત્ર ખડું થતું હોય એમ લાગે છે. વિધવિધ વસ્રાલંકારથી સજ્જ થઇ પ્રમદાઓ મદ તજી, પુરુષો પ્રમાદ તજી, તરૂણ કુમારો ઉચ્છૃંખલતાનો

ત્યાગ કરી અને કુમારિકાઓ બાલિશભાવ છોડી એકજ સમયે ગુરુ મહારાજશ્રીની ઉપદેશ-વાણી શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરવા સમુદાયમાં એકઠા થયેલા જોઈએ, ત્યારે કોના હૃદયમાં આલ્હાદ પ્રાપ્ત અને વ્યાપ્ત ન થાય ! આ તે જૈનસમાજની શ્રદ્ધાનું કે મુનિમહારાજના આકર્ષણનું ફલ ? જે માનો તે. પરંતુ એ તો નિશ્ચિત છે કે અપૂર્વ ચિત્ર દૃષ્ટિગોચર થતું અને તે નયનમનોહર અને હૃદયસંતોષક હોવાથી આનંદ પ્રાપ્ત કરાવતું.

વિશેષ શ્રીમાન્‌ના છેલ્લા વર્ષો દરમ્યાન જૈનોના વર્તમાન ઇતિહાસ પર બીજી અનેક પ્રબલ સુધારણાની અસર થઇ. જૈન પત્રની ઉત્પત્તિ રા. ભગુભાઇના હસ્તથી થઇ. જૈન શ્વેતાંબર કોન્ફરન્સ દેવી પ્રગટ પામી પોતાના અનેક પૂજારી એટલે ઉપાસક પ્રાપ્ત કરવા સમર્થ થઇ; અર્વાચીન વર્તમાન પત્રોએ પણ જૈન વિચાર, સાહિત્ય, અને સમુદાય ચર્ચાનાં તત્ત્વો આમેજ કરી નવુંજ શુભ વાતાવરણ ઉપજાવ્યું; વિચાર વધ્યા, વિચારાનુસાર કૃતિઓ ફલિત થઇ, તેથી અનેક જૈન સંસ્થાઓ જેવી કે પુસ્તકાલયો, કન્યાશાળા, જૈન શાળા, વાંચનાલયો, ઔષધાલયો, હાઇસ્કુલ વગેરે જન્મ પામી. આથી જૈન સમુદાય પર શુભ સંસ્કારી રેખાઓ અંકિત થઇ. આ સંસ્કાર અને સંયોગ સાથે શ્રીમાન્‌શ્રીનો ઉપદેશ તેમના ભાવો અને પ્રયત્નોનાં ફલ મલે તો પછી શું પૂછવાનું ? સુવર્ણ અને સુગન્ધ સાથે.

સ્વર્ગસ્થ મુનિ મહારાજ શ્રી મોહનલાલજીનું સમગ્ર જીવનવૃત્તાંત હું આપવાનું ઉચિત ધારતો નથી. કારણ કે તે વૃત્તાંત વધારે પરિચિત વિદ્વાનને હસ્તેથી લખાશે એમ મનો-વાંછના છે. ઉક્ત મુનિશ્રીના જીવનમાંથી ઘણું ઘણું જાણવા મળે છે, તે ક્રમે ક્રમે યથાશક્તિ તપાસીશું.

આવા પ્રતાપી વીર, સંમાનનીય સદ્‌ગુરુના પુણ્યપીયૂષભરિત આત્માની કાલવશતા સુરતમાં–નિઃસીમભક્ત સુરતવાસીઓમાં સંવત્ ૧૯૬૩ ના ચૈત્ર વદિ દ્વાદશી દિને ૭૮ વર્ષની વયે થઇ. આથી સમગ્ર જૈનપ્રજા ખેદ–પૂર્ણ છે.

શ્રીમાન્‌નો મુનિ–શિષ્ય–વર્ગ મ્હોટો છે, તેમના શિષ્યો ૩૫ અને ગુરુણીજી ૬૫ છે. બાકી તેમના ગૃહસ્થાશ્રમી ભક્તો અનેક છે.

**મુખમુદ્રા:**—શ્રીમાન્‌ની મુખમુદ્રા શાંતિજન્ય તેજથી જળહળીત અને દેદીપ્યમાન હતી. આકૃતિ ભવ્ય, નયન મનોહર, અને સાથે ક્ષયોપશમથી સુચિન્હિત હોવાથી દ્રષ્ટા કે શ્રોતા ઉપર અપૂર્વ ભાવ અને છાપ પાડતી હતી. હું તેમના દર્શન કરવાને ભાગ્યશાળી થયો છું. એક વખત તેમને જોયા ત્યારે અપૂર્વ ભાવના હૃદયમાં પ્રગટ થઇ હતી અને સાથે 'કલાપી' ની નીચેની કડીઓ સ્મરણમાં આવી હતી.

" આ ત્યાગીના નયન ફરીથી જોઇ લે એકવાર,
શું તેમાં ના સતત વહતી પ્રેમની એક ધાર ?
હા ! તૈયારી સહુ અરપવા ત્યાગમાં એ નથી શું ?
બીજાના કૈં દુઃખથી ગળી એ નેત્ર જાશે નહીં શું ? "

આ પ્રમાણે આપણે વીચિ કે વીચિસમૂહથી અબાધિત અબ્ધિના બાહ્યભાવમાં અપૂર્વ ગંભીરતા પ્રકટપણે થએલી જોઇ.

[ ૨ ]

**ગુણપ્રદેશ:**—ઉપરોક્ત ગંભીરતામાં સંસારી શ્રોતાજનોનાં કલહ, વૈર, લોભ વગેરે અશુભવૃત્તિ અને પરિણામો ડૂબી જતાં જોઇશુ અને તે માટે ગુણપ્રદેશના વિસ્તારમાં જરા ચંચુપાત કરીશું તો હંસ જેમ ચંચુથી શુદ્ધ મોતી ચરે છે તેમ શુદ્ધ મોતી જ પ્રાપ્ત કરીશું.

શ્રીમાન્‌નું વિચારગાંભીર્ય પળેપળે પ્રકટ હતું; વચન વિચારાનુસાર હતાં; વચનમાં તામસ ગુણ કદીપણ અપ્રકટપણે પણ બહાર ન આવતો. તેમ શ્રીમાન્ વાક્ચતુર હોઇ સામાને લોભાવી પોતાના પક્ષમાં સહેલાઇથી લઇ શકતા. તદનુસાર વિચાર પણ તામસ ગુણથી નિરાળા જ પ્રતીત થાય છે. તેમ વચનાનુસાર તેમની કૃતિ (ચારિત્ર્ય–આચાર) હતી.

આચારમાં સંયમ, દમ, અને શમમાં પ્રવૃત્ત હતા. આપણા સાધુના આચાર અતિશય કઠિન, અને શરીરની પૂર્ણ કસોટી કરાવનાર છે. આત્મનિગ્રહ વગર ઇન્દ્રિયદમન નથી, ઇન્દ્રિયદમન વગર શાન્તિ નથી. ચિત્તના રોધથી થએલી શાન્તિ પાસે મનના પછાડા બીલકુલ કાર્યસાધક નથી. મનની સંપૂર્ણ જીત કરનાર મહાત્મા કહેવાય છે. આવી રીતે મોક્ષસાધનત્રયમાંનું એક સાધન સમ્યગ્આચાર ઉક્ત મહાત્મામાં મૂર્તિમાન્ થયું.

હવે જ્ઞાન વિષયે વદતાં કહેવું પડશે કે જ્ઞાનપ્રદેશ મર્યાદિત હતો, જ્ઞાનમાં એક્કા–સર્વ પ્રવીણ કહી શકાય નહિ, છતાં મર્યાદિત જ્ઞાન એવું ઓપતું હતું કે તે કેટલાક પ્રસંગો પર પ્રબલ પ્રકાશ પાડ્યા વગર રહેતું નહીં. શ્રીમાન્‌ને વાંચન પર બહુ જ પ્રેમ હતો; અવકાશ સમયે પુસ્તક વાંચવામાં મગ્ન માલૂમ પડતા અને તેથી પુસ્તકોનો ભંડાર પુષ્કળ રાખતા.

દર્શનમાં આસ્તિક્યતા, નિર્વેદ, અનુકંપા આદિનો હૃદયમાં વાસ રાખી તેમણે અનેકને જૈનધર્મમાં શ્રદ્ધાવંત કર્યા છે; અન્ય દર્શનીઓને પણ જૈનધર્મના અભિવંદનીય આચાર–નિયમોનું પાલન કરાવ્યું છે. વ્રતાદિ લેવરાવ્યાં છે. જિનશાસનનો ઉદ્યોત થાય તેમ કરવામાં કશી ખામી રાખી નથી. જિનમંદિરોની પ્રતિષ્ઠા કરી અનેક ઉત્સવાદિમાં સહાયભૂત બલ્કે નિમિત્તભૂત થયા છે. અબુઝ–અજ્ઞાનીનાં નયનપડળ જ્ઞાનાંજનશલાકાથી દૂર કર્યાં છે. શહેરવાસી જૈનો કે જે બહુધા વ્યવસાયી અને વેપારીવર્ગ છે તેમને ભક્તિમાર્ગનો ઉત્તમ પરિચય કરાવી આવશ્યક ક્રિયાઓ કરવામાં મશગૂલ કર્યા છે. વિશેષ અને મહાન્ ઉપયોગી કાર્યો કરવામાં ધન એ મુખ્ય સાધન છે, તેથી ધનવાન્ જનોને ઉપદેશ આપી તે કાર્યો તરફ તેમણે પ્રબળ પ્રેરણા કરી છે તેથી તેઓ અનેક સખાવતના કારણભૂત થયા છે. તેવાં ધર્મકાર્યોની નોંધ લઇશું તો અપ્રાસંગિક નહિ ગણાય.

અ—મુંબઇમાં બાબુ પનાલાલ પુનમચંદના ખાતાંઓ જૈન હાઇસ્કૂલ અને જૈન ડિસ્પેન્સરી આ કાર્યમાં આવી ગયાં છે.



આ—મુંબઈમાં શેઠ ભાઈચંદભાઈએ લાલબાગમાં ધર્મશાળા કરાવવાનું શરૂ કર્યું છે, જે હજી ચાલુ છે.

ઇ—મુંબઈમાં માંગરોલ જૈન કન્યાશાળા.

ઈ—મુંબઈમાં શેઠ ધરમચંદ ઉદયચંદ હસ્તક ચાલતું જીર્ણોદ્ધાર ફંડ.

ઉ—શેઠ નગીનચંદ કપૂરચંદ હસ્તક ચાલતું જીવદયા ફંડ.

ઊ—અમદાવાદમાં શ્રી મોહનલાલજી જૈન લાઇબ્રેરી.

એ—પાલીતાણામાં શ્રી મોહનલાલજી જૈન પાઠશાળા.

ઐ—પાલીતાણામાં શ્રી મોહનલાલજી જૈન લાઇબ્રેરી.

ઓ—સુરતમાં રા૦ સા૦ હીરાચંદ મોતીચંદ જૈન ઉદ્યોગશાળા ઉઘાડવાની છે. વગેરે વગેરે.

આ સિવાય બીજી કેટલીક સખાવતો, કેટલાંક ધર્મકાર્યો તેમના જીવનપર્યંત અને જીવન બાદ થયાં છે. સુરતમાં સમેતશિખર પર કોટ બાંધવાને રા૦ બ૦ નગીનચંદ ઝવેરચંદે એક લાખની સખાવત કરી છે.

આવી અનેક સખાવતો જેના ઉપદેશથી થાય તે કેવા મહાત્મા હોવા જોઈએ, તેનો ખ્યાલ થશે.

આ મહાત્મા વળી જૈન સંઘકાર્યમાં અપૂર્વ ઉત્સાહ લેતા. સંઘની વિવિધ પ્રવૃત્તિઓનું પૂર્ણ નિરીક્ષણ કરી વિચારપૂર્વક સલાહ આપતા તે સર્વને પસંદ પડતી અને સમાધાન આપોઆપ થઈ જતું.

આવા પુણ્યાત્માનો સ્વર્ગવાસ થતાં તેની ખબર ચોમેર પથરાઇ. મુંબઈમાં ખબર પડતાં બજારો, મોતીના કાંટા, માર્કીટો વગેરે બંધ થઈ હતી. ગરીબોને જમણ આપવામાં આવ્યું હતું, અને મુંબઇ સિવાય અન્ય સ્થળે પણ ઘણાં ધર્મકાર્યો થયાં હતાં.

[ ૩ ]

### અનુકરણીય ચરિત્ર પરથી બોધ—

(૧) તેમના અવિરલગુણોની સ્મૃતિ હૃદયમાં ચિરસ્થાયી રાખી નિરંતર તે ગુણો ધ્યાવવા જોઇએ. તેથી ઉજ્જ્વલતાનો આવિર્ભાવ થતાં ઉજ્જ્વલતાનું પ્રકટીકરણ થશે. દરેક જન–વ્યક્તિ દોષહીન નથી. સંસાર અત્યંત દોષથી પૂર્ણ છે, તેમાં ષટ્કષાયાદિ મહારિપુઓ ચક્રવર્તિના જેવું સામ્રાજ્ય ભોગવે છે; અને અશુભ કાર્યોમાં પણ હંમેશ પ્રવૃત્તિ થતી જોવામાં આવે છે, તો તે સંસારમાં રચીપચી રહેનાર સંસારીઓમાં એવું ઘણે–થોડે અંશે હોય તે સ્વાભાવિક છે. સર્વ, ગુણોમાં સમાન નથી. એક–એકથી ચડે છે યા ઉતરે છે. ત્યારે દરેક મનુષ્યે ઉત્તરોત્તર પદ પ્રાપ્ત કરવાને કરવું જોઇતું આલંબન પોતાથી ઉત્તમ પ્રકારનું હોવું જોઇએ. સ્વમાન ભૂલી જવું જોઇએ. જેમ દુઃખી મનુષ્યો દુઃખને

માની, દુઃખનું જ હંમેશા ધ્યાન કરી અત્યંત દુઃખમાં પોતાને હાથે જ સપડાયેલા રહે છે, પણ જો તેઓ 'दुःखे दुःखाधिकं पश्य' એ સૂત્રાન્વયે ચાલે તો તુર્ત જ મનનું સમાધાન થાય છે. પોતાનું દુઃખ હળવું થાય છે, તેથી દુઃખાભાસ દૂર થતાં મનમાં આનંદવૃત્તિ આવે છે એટલે સુખનાં કિરણો સ્વતઃ ફૂટે છે. તેમ પોતે ગુણવાન્ છે એવું મનમાં રાખવાથી પોતે શીખી શકતો નથી પરંતુ માનને લઇ પોતાનામાં રહેલું છે તે પણ ધીમે ધીમે નષ્ટ થતું જાય છે. શ્રીમાન્ મુનિશ્રી મોહનલાલજીમાં અનુકરણીય, ઉત્કૃષ્ટ, અને ઉજ્જ્વલ ગુણો જાજ્વલ્યમાન હતા. દેહાભિમાન ત્યજી તપશ્ચર્યાથી તેમણે શરીર કૃશ કર્યું હતું, પરંતુ શરીર અને મુખની કાન્તિ આછી ત્વચામાંથી મનોવેધક રીતે પ્રકાશતી દૃષ્ટિગોચર થયા વગર રહેતી નહિ.

(૨) ઉપદેશની અસર કેવી હતી, તે આપણે ઉપર વર્ણવી ગયા છીએ. ભક્તિ અને ભાવ જૈનપ્રજામાં પ્રગટાવ્યાં. સખાવત-ઝરાનું વહન કરાવ્યું અને જૈનશાસનની પ્રભાવના કરાવી વિખ્યાતિ મેળવી, આવા ઉપદેશકોની જરૂર છે અને આવા ઉપદેશકોને પૂર્ણ માન, આદરભાવ, અને પ્રેમ અર્પવાની જરૂર છે. વિનયથી ઉપદેશ લેવાનું કહ્યું છે. આમ થતાં અનેક પુણ્યનું ઉપાર્જન કરીશું અને સાથે અનેક કર્મનો ક્ષય કરવાનું પણ સાધી શકીશું. વર્તમાન સાધુઓએ શ્રીમાનનો દાખલો ઉપદેશક્રિયામાં લેવા યોગ્ય છે.

(૩) કર્તવ્ય—આવા પુણ્યવાન્ પુરુષોનો ઉપકાર વિસ્મરણીય નથી. આપણે મુંબઇ-સુરત-અમદાવાદવાસીઓ વગેરે જે કોઇ તેમના સમાગમમાં આવ્યા હોય યા તેમના કાર્યનું ફલ ભોગવતા હોય, તે સૌ તેમના ઋણમાં દબાયલા છીએ. આ ઋણમાંથી કિંચિદંશે પણ મુક્ત થવાને ઉમંગભેર પ્રયત્નો કરવા જોઇએ. A country does not know its great men એટલે 'દરેક દેશ પોતાના મહાન્ નરોને જાણતો નથી' એ કહેતી અનુસાર ન થવું જોઇએ. દેશના મહાન નરોમાં કેટલાક પ્રચ્છન્ન છે, કેટલાક પ્રકટ ભાવે છે, જે આપણે દૃષ્ટિથી જોઇએ છીએ, જેની મહત્તા સિદ્ધ થઇ ચૂકી છે, તેમના પ્રતિનાં કર્તવ્યો આપણે શા માટે ભૂલી જવા જોઇએ? તેમ થશે તો 'નગુણા' એ પદને શબ્દશઃ યોગ્ય થશું. ઉક્ત ઋણમાંથી મુક્ત થવાના માર્ગો અનેક છે. અનેક પ્રકારે રહેશે. ને 'કરીએ તેટલું ઓછું' એ વાક્યની શ્રીમંત શેઠીઆઓએ અગત્યતા સ્વીકારી નિરક્ષરોને જ્ઞાન અર્પવું જોઇએ. અને જૈન પ્રજામાંનાં અકિંચન અને અનાથોને સહાય આપવી જોઇએ. 'ફુલ નહિ તો ફુલની પાંખડી' એમ ધારી દરેકે યથાશક્તિ કંઇક કરવું જોઇએ. 'ટીપે ટીપે સરોવર ભરાય' એ અનુસાર સર્વેએ એકત્ર થઇ ચિરકાલ સુધી નભી શકે તેવી સંસ્થા અગર સંસ્થાઓ સુવ્યવસ્થાપૂર્વક કાઢવી જોઇએ, આ સંસ્થાઓનું સૂચન સૌ યથામતિ નીચે પ્રમાણે કરશે. જૈન અનાથાલય, જૈન બાલરક્ષક વિદ્યાલય, જૈન પુસ્તકાલય, જૈન આરોગ્યભવન (Sanitarium) વગેરે સંસ્થાઓ સ્થાપનીય છે. પરંતુ મારા અધીન મત પ્રમાણે તો ઉત્તમ માર્ગ સ્વર્ગસ્થ મહાત્માનું નામ ચિરસ્થાયી રહે તેવું એક જબરૂં વિશાળ જ્ઞાનાલય એટલે પુસ્તકાલય કરવું. આ પુસ્તકાલયમાં જૂના અપ્રકટ સર્વજૈનસાહિત્ય ગ્રંથોનો સંગ્રહ કરવો. એક ઉત્તમ પુસ્તક બીજે મળે અને અહીં ન મળે એમ ન થતાં આથી

બીજે ન મળે અને અહીં મળે એમ થવું જોઇએ. સાધુઓ અને શ્રાવકોને પુસ્તક મેળવતાં પડતી અનેક મુશ્કેલીઓ દૂર થશે, જ્ઞાનમાર્ગ સ્હેલો થશે અને અજ્ઞાનરૂપી અંધકાર દૂર જશે. વર્તમાન યુગમાં સુશિક્ષિત જૈનોની સંખ્યા ધીમે ધીમે સુભાગ્યે વધતી જાય છે. પરંતુ અફસોસ એ છે કે બલ્કે આપણા દોષથી એમ થાય છે કે તેઓએ જ્યારે ઇંગ્લિશ વિદ્યામાં ઉત્તમ ડિપ્લોમા મેળવ્યા હશે તો પણ જૈનધર્મનું જ્ઞાન યથાસ્થિત હોતું નથી. કારણ જોઇશું તો ડિપ્લોમા મેળવી વ્યવસાયમાં પડે છે, આ વ્યવસાયમાં કટકે કટકે થોડો થોડો અવકાશ મળતો જાય છે, અને તે અવકાશમાં પુસ્તકોની સહાયતા વગર ધર્મજ્ઞાન ક્યાંથી પ્રાપ્ત થઈ શકે ? ગુરુશ્રી પાસે જતાં સમજતાં કેટલોક વખત જોઇએ. વળી આથી જડવાદનો પ્રસાર થતો મૂળથી અટકશે. જડવાદ એ ભયંકર શસ્ત્ર છે તો તેની ઉપેક્ષા કરવી જોઇતી નથી. આ મારો મત છે. તે જણાવી સૌને યથામતિ વિચારવાનું સોંપું છું. કારણ કે મુંડે મુંડે મતિર્ભિન્ના.

આ વિષયે આટલું કહી શ્રી 'કલાપી'નું કથન વિચારવા વિનંતિ કરું છું.

**"રે સંસારી ! નિમિષભર તું ફેંકજે દૃષ્ટિ આંહીં,**
**આ દૃષ્ટિનું અનુકરણ કૈં રાખ સંસાર માંહીં;**
**ભોળા ! ત્હારી ઘડમથલમાં શાન્ત થા શાન્ત થા કૈં,**
**સ્થિતિની તું ઉપર ચડી જો ત્યાગની દૃષ્ટિ આંહીં."**

## [ ૪ ]

**સંક્ષિપ્ત અવલોકન**—શ્રીમાન્ મોહનલાલજીના નામની માહિતી ન ધરાવનાર જૈન શ્વેતાંબર ભાગ્યે જ કોઇ નીકળશે. તે મહાત્માને ગત થયાં હજુ ત્રણ માસ પૂરા નથી થયા, તેથી તેમની સ્મૃતિ કાયમ રહે તેમાં આશ્ચર્ય નથી, પરંતુ કહેવું પડશે કે કેટલાંક વર્ષો વીતી જશે તો પણ તેમની વિમલ કીર્તિ સ્મૃતિહારક કાલના સપાટામાંથી અબાધિત અચલ રહેશે. ગત મહાત્માઓનાં ચરિત્ર અને ગુણો પર કેટલાક કથાકાર કથા કરશે, પુરાણિક પુરાણો લખશે, કવિ કાવ્ય રચશે, સ્ત્રીઓ ગાણાં ગાશે અને ચિતારા તેમનું ચિત્ર કાઢશે તથા પટ પર રંગશે. આબાલવૃદ્ધ જૈન સ્ત્રી-પુરુષ તેમની વાર્તા પ્રેમપૂર્વક એકમેકને કહેશે.

આ પુણ્યપુરુષનું મંગલ ચરિત્ર બોધપ્રદ છે, પણ તેનું જેટલું ગૌરવ કરવું જોઇએ તેટલું કરવાનું છે, અને તે ચરિત્ર પરથી મળતો બોધ લેવાનો છે.

આમની દૃષ્ટિ પર અહંકારનું પડલ આવ્યું ન હતું, અંતઃકરણ કઠણ બન્યું નહોતું. આવું સદય અંતઃકરણ ઉત્તમ, મધ્યમ વા કનિષ્ઠ એટલે કોઇ પણ સ્થિતિમાંના લોક પર નૈસર્ગિક તેજ પાડ્યા વગર કદી રહેતું નથી.

આપણા આચાર્યો-સંતો અને પાશ્ચિમાત્ય સંતોમાં અંતર છે, તે દર્શાવીએ. આપણા સંતો જિનભક્તિમાં સંપૂર્ણ રહી અન્યને તેમ રાખી જિનશાસનનો ઉદ્યોત કરવા અહિંસા-

ધર્મને હૃદયમાં વજ્રલેપ સમાન સ્થાપી ઉપદેશપીયૂષનું પાન કરાવે છે. આપણા પૂર્વાચાર્યો તત્ત્વજ્ઞાન, ન્યાય આદિ અદ્ભૂત ગ્રંથો રચી પરમબોધદાતા થઇ મંગલ અને પરભવ અર્થે કલ્યાણકારી નીવડ્યા છે, પરંતુ તે સર્વ જિનપ્રવચન વાણીને સંગત, એકમત રહીને જ. આપણી સંતમાલિકામાં પાશ્ચિમાત્ય સંતોમાં દૃષ્ટિગોચર થતું વિલક્ષણ વચિત્ર્ય નથી. પાશ્ચિમાત્ય દેશના ઉદ્ધારથી મહાન્ સંતોએ આત્મા સમર્પણ કરી સ્વજનોના તેમજ ઇતર લોકોનાં દુઃખ વિદારવા માટે અનેક પ્રકારના પ્રયત્નો કર્યા છે.

તુરંગમાંના કેદીઓની સ્થિતિ સુધારનાર, મહારોગગ્રસ્ત લોકોમાં વસી આશ્વાસન આપી ઔષધ આપનાર અને તેથી કદાચ પોતે પણ મહારોગી થનાર, પોપમહારાજાના ઢોંગનું પરિસ્ફોટન કરનાર, સમરભૂમિ પર જખમી સૈનિકોની શુશ્રૂષા કરનાર અનાથ અર્ભકોને સહાય મેળવી આપનાર, આવા અનેક પ્રકારના સંતોની માલિકા પશ્ચિમમાં બનાવી શકીશું. આપણા સાધુઓએ સંસાર કે વ્યવહારમાં કંઇ પણ અંશે પડવાનું નથી તેથી તેઓ ઉપદેશરૂપે ભક્તિ, જ્ઞાન અને સદાચારનો બોધ આપી હૃદયમાં સન્નિષ્ઠા અને ધર્મ ધારી એક જ ચીલે ચાલ્યા જાય છે. વળી પાશ્ચિમાત્ય સંતોનો મુખ્ય ઉદ્દેશ ઐહિક છે, જ્યારે આપણા સંતોનો ઉદ્દેશ પારગામી પારલૌકિક છે કારણ કે પશ્ચિમ પ્રવૃત્તિમય છે, પૂર્વ નિવૃત્તિમય છે. પ્રવૃત્તિમાં રહી ઐહિક કલ્યાણ શોધવું તેના કરતાં નિવૃત્તિમાં રહી બીજાઓને પણ નિવૃતિ શીખવી અને નિવૃત્તિમય બનાવી પારલૌકિક પરમકલ્યાણ શોધવું એ કોટ્યવધિ ઉચ્ચતર છે.

## [ ૫ ]

**મનોવાંછા:**—આપણે સૌ એક હૃદયથી એવું ઇચ્છી વિરમીશું કે ઉક્ત મહાત્માની અમૃતકણિકા ( આત્મા ) અક્ષયધામમાં વાસ કરી શાન્તિ સર્વકાળ ભોગવો.

**સ્મારક:**—તેની સાથે સૌ સાહિત્યપ્રેમી અંતઃકરણો ઇચ્છશે કે ઉક્ત મહાત્માના સ્મરણાર્થે વિશાલ જૈનસાહિત્ય ગ્રંથાલય સ્થાપવા તેમના અનુયાયી અને પ્રશંસકો બલ્કે સૌ જૈનો શ્રદ્ધાવાન્ પ્રયત્નવાન્ અને કાર્યવાહી બનો કે જેથી એટલું તો સ્મરણમાં રહે કે—

" But it is in all tender hearts
That this good sage, who was all feeling
Has raised eternal monument of his soul "

મુંબઇ
આષાઢ શુદિ દ્વિતીયા સંવત્ ૧૯૬૩
જૈન પતાકા ફે. માર્ચ ૧૯૦૮

મોહનલાલ દલીચંદ દેશાઇ
બી. એ.



# " અર્ધશતાબ્દીનાયકની જન્મકુંડલી. "

લેખક : શ્રી મનસુખલાલ તારાચંદ મહેતા-મુંબઈ.




સદ્‌ગત પ્રાતઃસ્મરણીય મોહનલાલજી મહારાજનો જન્મ સંવત ૧૮૮૭ ના વૈશાખ શુદિ છઠ્ઠના દિવસે સિંહ રાશિમાં થયો હતો.

સિંહ રાશિમાં જન્મેલાં માણસોના શરીર મોટે ભાગે મજબૂત, ભવ્ય અને પ્રતિભાશાળી હોય છે. પ્રકૃતિએ તેઓ વિશ્વાસુ અને ઊંડી લાગણી ધરાવતા હોય છે. ધર્મગ્રંથો અને યોગમાર્ગના તેઓ અભ્યાસી હોય છે. સ્વભાવના માયાળુ પણ જરા અતડા હોય છે. બીજાઓની સાથે તેઓ જલદીથી ભળી શકતા નથી, પરંતુ એક વખત વિશ્વાસ બેઠા પછી, તેઓ કોઈ પણ પ્રકારનું કામ કરી આપવામાં પાછા પડતા નથી. પ્રપંચ, ખટપટ અને દગાનાં કાર્યો પ્રત્યે તેઓ ભારે તિરસ્કાર ધરાવતા હોય છે. પરિણામની દરકાર કર્યા વિના જ્યાં આવો અનુભવ તેમને થાય છે ત્યાંથી તે દૂર હઠી જાય છે. તેઓના વિચારો શુદ્ધ અને પવિત્ર હોય છે, અને હલકા કાર્યને તેઓ ધિક્કારે છે.

આ રાશિમાં જન્મ લેનારી વ્યક્તિઓ કોઈની શેહ કે શરમમાં કદી પણ દબાતી નથી. ભારતના એક સુપ્રસિદ્ધ જ્યોતિષશાસ્ત્રી આ રાશિમાં જન્મ લેનાર સ્ત્રીઓને લગ્નથી દૂર રહી કોઈ સામાજિક સેવાના કાર્યને અપનાવવાની સલાહ આપે છે. આવી સ્ત્રીઓના માટે તેના યોગ્ય પાત્ર મેળવવું ભારે કઠિન છે, કારણ કે અસત્ય અને જૂઠાણાં પ્રત્યે તેઓ ભારે તિરસ્કાર ધરાવે છે અને પોતાના પતિદેવોને પણ સાચી વાત કરી દેવામાં શરમ અનુભવતી નથી. સિંહ રાશિમાં જન્મ લેનાર વ્યક્તિ હાજરજવાબી અને કેટલીક ગૂઢ અલૌકિક શક્તિ ધરાવનાર હોય છે. માણસને પારખવાની તેનામાં કુદરતી રીતે જ શક્તિ હોય છે, અને તેનાં અનુમાન ભાગ્યે જ ખોટાં પડે છે. મોટા ભાગે તેઓ ગંભીર અને



મુનિશ્રી સિદ્ધિમુનિજી મહારાજ



આચાર્ય શ્રી ક્ષાંતિસૂરિજી મહારાજ



પં. શ્રી કીર્તિમુનિજી મહારાજ



ન્યા. વ્યા. કાવ્યતીર્થ પ્રતાપમુનિજી મહારાજ



પૂ. પં. શ્રી પદ્મમુનિજી મહારાજ



સ્વ. વયોવૃદ્ધ શ્રી દેવમુનિજી મહારાજ



સ્વ. આચાર્ય શ્રી કનકચંદ્રસૂરિજી મહારાજ



સ્વ. પં. શ્રી હીરમુનિજી મહારાજ

સંયમયુક્ત હોય છે, અને ભાગ્યે જ માંદા પડે છે. તેમને જરા પણ છંછેડવામાં આવે તો એકદમ ગુસ્સે થઇ જાય છે, પરન્તુ તેમનો ગુસ્સો ક્ષણિક હોય છે; તેઓ જલદીથી શાંત બની જાય છે અને સામેની વ્યક્તિનો દોષ પણ ભૂલી જાય છે.

આપણે ત્યાં નામરાશિ એટલે કે જન્મ વખતે ચંદ્ર જે રાશિમાં હોય તે રાશિને આધારે ભવિષ્યકથન કહેવાય છે, જ્યારે અંગ્રેજી પદ્ધતિ મુજબ જન્મ વખતના સૂર્યની રાશિના આધારે ભવિષ્યકથન કહેવામાં આવે છે. પરન્તુ વાસ્તવિક રીતે મહત્તા તો જન્મરાશિ અર્થાત્ લગ્નની રાશિ એટલે કે પ્રથમભાવમાં જે રાશિ હોય છે તેની જ ગણાવી જોઇએ.

પ્રથમભાવ અર્થાત્ લગ્નની રાશિના આધારે જાતકનું રૂપ, પ્રકૃતિ, સુખ–દુઃખ, પ્રતિભા, પ્રતિષ્ઠા, દેખાવ, સ્વભાવ, જ્ઞાન, દર્શન, ચારિત્ર, તંદુરસ્તી, તેમજ કયા અને કેવા સંજોગોમાં તેણે જન્મ લીધો છે, તે બધું બતાવે છે. મનુષ્યની કાર્યશક્તિ, વ્યક્તિત્વનો વિકાસ, અને આયુષ્યનો સમય પણ લગ્નની રાશિ પરથી નક્કી થઇ શકે છે. આ ઉપરથી સમજી શકાશે કે જન્મલગ્ન એ કુંડળીનો પાયો છે. ઇમારત મોટી હોય પણ પાયો નબળો હોય તો ઇમારતનું જેમ બહુ મૂલ્ય નથી, તેમ કુંડળીમાં બધા ગ્રહો મજબૂત હોય પણ જન્મ–લગ્ન–પ્રથમભાવ જો નબળું હોય તો કુંડળી જીવ વિનાની ગણાય છે.

સ્વર્ગસ્થ મોહનલાલજી મહારાજની કુંડળીમાં લગ્નેશ અર્થાત્ લગ્નરાશિનો અધિપતિ સૂર્ય ઉચ્ચનો છે. પરન્તુ માત્ર સૂર્ય ઉચ્ચ હોવાના કારણે લગ્નેશ મજબૂત છે, એમ કહેવું તે વ્યાજબી નથી. સૂર્યના બળનો આધાર તેની દેખાતી રાશિના આધારે નહીં, પરન્તુ તે જે રાશિમાં હોય છે તેના સ્વામીના બળ ઉપર રહે છે. આ કુંડળીમાં સૂર્ય ભાગ્યસ્થાનમાં મેષ રાશિનો છે, અને તેનો સ્વામી એટલે ભાગ્યાધિપતિ મંગળ પણ તેની સાથે જ પડેલો છે. આ એક મહાન રાજયોગ છે. કેન્દ્ર અને ત્રિકોણના સ્વામીની યુતિ થઇ છે એટલું જ નથી, પણ લગ્નેશ ઉચ્ચનાની સામે સ્વગ્રહી ભાગ્યેશની યુતિ થઇ છે, જે યોગ ભાગ્યે જ લાખમાંથી એકાદ કુંડળીમાં જોવાનો મળે.

જ્યોતિષશાસ્ત્રના નિયમ પ્રમાણે જે કુંડળીમાં સૂર્ય બળવાન હોય તેને પ્રતાપી કુંડળી કહેવાય છે, કારણ કે સૂર્ય એ તો કુંડળીનો આત્મા છે. સદ્‌ગત સર પ્રભાશંકર પટ્ટણીની કુંડળીમાં મેષનો સૂર્ય બીજા સ્થાને છે, અને તેનો સ્વામી મંગળ લાભસ્થાનમાં ઉચ્ચનો છે. સર પટ્ટણીએ ભાવનગરના દીવાનપદને કેવું શોભાવ્યું તે તો બધાં જ જાણે છે. જગવિખ્યાત અને ભારતની એક મહાન વિભૂતિ રવીન્દ્રનાથ ટાગોરની જન્મકુંડળીમાં મેષનો સૂર્ય બીજે સ્થાને છે, અને મેષનો સ્વામી મંગળ વૃષભ રાશિમાં છે, અને વૃષભનો સ્વામી શુક્ર સૂર્યની સાથે છે. આ રીતે, મંગળ અને શુક્રના પરિવર્તનના કારણે શુક્રની સાથે સૂર્ય પણ અત્યંત ઉચ્ચનું બળ પ્રાપ્ત કરે છે. આપણા દેશના સુપ્રસિદ્ધ ઉદ્યોગપતિ શ્રી ઘનશ્યામદાસ બિરલાની કુંડળીમાં પણ મેષનો સૂર્ય છે, અને મેષનો સ્વામી મંગળ મકર રાશિનો એટલે કે ઉચ્ચનો છે. જગતભરમાં એક મહાન ઉદ્યોગપતિ અને મહાન વેપારી તરીકે જેનું નામ મશહુર છે, તે ઘનશ્યામદાસની પ્રખ્યાતિ તે બિરલા કુટુમ્બના

નબીરા છે એટલા માત્રથી નથી, પરન્તુ તેનું કારણ તો તેની જન્મકુંડળીમાં સૂર્યના સ્થાનને આભારી છે. ગૌતમબુદ્ધની જન્મકુંડળીમાં પણ મેષ રાશિમાં જ સૂર્ય અને મંગળની યુતિ છે.[1]

લગ્નેશ પર મંગળની દૃષ્ટિ કે યુતિ જાતકને નીડર, મક્કમ, સાહસી અને ઉત્સાહી બનાવે છે. સ્વ. મોહનલાલજી મહારાજે સંયમ–ત્યાગ–તપનો માર્ગ ગ્રહણ કરી ધાર્મિક અને આધ્યાત્મિક માર્ગે જનતાને જે પ્રકાશ આપ્યો છે, અને વિધવિધ ધાર્મિક કાર્યો કર્યાં છે તે બધો પ્રતાપ ઉચ્ચના સૂર્યને તેમજ તે સાથેના મંગળને આભારી છે.

લગ્નની રાશિ પછી, મહત્ત્વની રાશિ એ ભાગ્યની રાશિ છે. 'પ્રારબ્ધ પાસે પુરુષાર્થ પાણી ભરે છે' એમ જે કહેવાય છે, તે તદ્દન સાચું છે. હિટલર, મુસોલિની, અને નેપોલીયનની જીવન કારકિર્દી પરથી આ વસ્તુ સમજી શકાય છે. આ ત્રણે વ્યક્તિઓ, પોતપોતાના જમાનાની મહાન શક્તિશાળી અને બહાદૂર વ્યક્તિઓ હોવા છતાં તેઓને કરુણ રીતે મરણને શરણ થવું પડયું હતું. આ બધું ભાગ્યને આધીન છે, અને તેથી જ દરેકે દરેક કુંડળીમાં ભાગ્યસ્થાનનું ભારે મહત્ત્વ છે. જ્યોતિષશાસ્ત્ર પ્રારબ્ધને મુખ્ય માની પુરુષાર્થને ગૌણ માને છે એમ કહેવું તે વ્યાજબી નથી. પરન્તુ સાચી હકીકત તો એ છે કે પુરુષાર્થમાં નિષ્ફળ જતી વ્યક્તિઓને જ્યોતિષશાસ્ત્ર આશ્વાસન આપી કહે છે કે–હે ભાઇ! તારા પુરુષાર્થમાં ખામી ન હોવા છતાં તને જે નિષ્ફળતા મળી છે, તેમાં તારો દોષ નથી, પરન્તુ તારા પ્રારબ્ધ–પૂર્વે સંચિત કરેલા કર્મના કારણે આમ બન્યું છે, માટે નિરાશ ન થા. નહીં જેવો પુરુષાર્થ કરવા છતાં એક વ્યક્તિ કરોડો રૂપીયા મેળવે છે, અને બીજો દિવસ–રાત મજુરી કરવા છતાં પેટપુરતું પણ કમાતો નથી, આ પરિસ્થિતિને આપણે પ્રારબ્ધ નહીં કહીએ તો શું કહેશું?

મનુષ્યના પ્રારબ્ધના પાસા સમજવા માટે આપણે જન્મકુંડળીના નવમા સ્થાન પર નજર નાંખવી પડે છે. નવનો આંક જેટલો મહત્ત્વનો છે, તેટલો જ જન્મકુંડળીમાં પણ તે કિંમતી છે. કુંડળીમાં નવમા સ્થાનને ભાગ્યસ્થાન કહેવામાં આવે છે. નવમા સ્થાનેથી ભાગ્ય ઉપરાંત ધર્મ–ઇશ્વરનિષ્ઠા–નૈતિક તત્ત્વો–ધર્મ અને અધ્યાત્મશાસ્ત્રોનો અભ્યાસ તત્ત્વજ્ઞાન–દીવ્યદૃષ્ટિ–ભક્તિ–દયા–અનુકંપા–મંત્ર–તાંત્રિક વિદ્યા–તીર્થયાત્રા–મનની વૃત્તિઓ–સદાચરણ–ચારિત્ર–યોગ ઇ. સંબંધમાં જોવાય છે. નવમું સ્થાન મજબુત, સારાગ્રહોની દૃષ્ટિવાળું હોય તો જ માનવજીવનમાં સિદ્ધિ પ્રાપ્ત થઇ શકે છે. જગતની મહાન વ્યક્તિઓની કુંડળીઓમાંથી પણ આજ વસ્તુ પૂરવાર થાય છે. મહારાજ સાહેબની કુંડળીમાં લગ્નનો અધિપતિ ઉચ્ચનો થઇ, ભાગ્યાધિપતિ મંગળ સાથે ભાગ્યમાં જ જોવામાં આવે છે. આવા જાતકના ભાગ્યમાં અનેક તીર્થયાત્રાઓ–મંદિરપ્રતિષ્ઠાઓ અને ધાર્મિક ઉત્સવો સ્વાભાવિક રીતે જ થાય છે.

ત્રીજા ભાવમાં, પરાક્રમસ્થાને રાહુ રહેલો છે, આવો જાતક મહાન કાર્યો આરંભે છે, અને અહિં રહેલો રાહુ તે કાર્યોને સફળ બનાવે છે. આવા જાતકના કાર્યો કદી અધૂરા ન રહે,

1 Notable Horoscopes By B. V. Raman.

તે તો તેના જીવન દરમ્યાન પૂર્ણ થવા સર્જાયેલાં હોય છે. શનિ એ લાભસ્થાનમાં તત્ત્વજ્ઞાનનો લાભ આપે છે. સાતમે શુક્ર કુંભનો છે એટલે મિત્રના ઘરનો છે. પંચમસ્થાનનો માલિક ગુરુ ધનસ્થાનમાં છે. ગુરુ નાનકની કુંડળીમાં પણ તેનો જન્મ સિંહરાશિમાં થયેલો જોઇ શકાય છે, અને તે કુંડળીમાં પણ મહારાજ સાહેબની માફક ધનસ્થાનમાં કન્યાનો ગુરુ છે. શિવાજી મહારાજનો જન્મ પણ સિંહરાશિમાં થયો હતો.

આ કુંડલીની ખાસ મહત્તા તો એટલા માટે છે કે–તેમાં સૂર્ય ઉચ્ચનો છે અને વળી તે જ લગ્નેશ છે, આ સિવાય સુખસ્થાન અને ભાગ્યસ્થાનનો માલીક મંગળ, ભાગ્યસ્થાનમાં સ્વગૃહી છે, કન્યારાશિમાં ગુરુ છે, જ્યારે ગુરુની રાશિ મીનમાં બુધ છે. બુધ એ કન્યારાશિનો માલિક છે, એટલે આ બંને ગ્રહો વચ્ચે પરિવર્તન થતું હોવાના કારણે આ બંને ગ્રહો પણ પરમ ઉચ્ચનું બળ પ્રાપ્ત કરે છે. ગ્રહોના સ્પષ્ટ અંશો વિ. ની માહીતી મારી પાસે નથી, પણ મને લાગે છે કે ચલિત કુંડળીમાં શુક્ર કુંભરાશિમાંથી મીનરાશિમાં જતો હોવો જોઇએ, અને એ રીતે શુક્ર પણ ઉચ્ચનો થતો હશે. આ દૃષ્ટિએ આ કુંડળીમાં સૂર્ય–શુક્ર ઉચ્ચના, મંગળ સ્વગૃહી અને બુધ–ગુરુ પરિવર્તનના કારણે પરમ ઉચ્ચનું બળ પ્રાપ્ત કરે છે.

આ કુંડળીનો અભ્યાસ કરતાં તે એક જીવનમુક્ત વ્યક્તિની કુંડળી હોય એવી સમગ્ર રીતે છાપ પડે છે.



# વચનસિદ્ધ વિભૂતિ

લેખક : શા ફતેહચંદ ઝવેરભાઇ-મુંબઇ.

[ ૪ ]

આ વિશ્વમાં કેઇક એવા ઉત્તમ કોટિના માનવો જન્મે છે કે તેના જન્મથી માનવ-સમાજ આનંદવિભોર બને છે. ત્યારે એવા કેઇક કમનસીબ માનવો હોય છે કે જેના મૃત્યુ પછી બે આંસું સારવામાં દુનિયા લઘુતા અનુભવે છે, છતાં વિશ્વનો એ અનિવાર્ય ક્રમ છે કે—ભૌતિક પરિબળોનું નિવારણ કરવા, અને અધ્યાત્મવાદનો પવિત્ર પ્રકાશ પાથરવા યુગે યુગે જગતને મહાપુરુષોની દૈવી ભેટ મળતી રહી છે.

ભગવાન મહાવીરપ્રભુનું શાસન એકવીશ હજાર વર્ષ પર્યન્ત રહેવાનું છે. એ દષ્ટિએ વિચારીએ તો પણ જૈનશાસનના રક્ષણ માટે તથા સંઘની ઉન્નતિ માટે મહાન પુરુષો પ્રકટવા જોઇએ.

વિશ્વના ઉત્થાનમાં મહાપુરુષોનો અસાધારણ (Extra Ordinary) ફાળો છે. સૌ જન્મે છે, જીવે છે અને મૃત્યુ પામે છે; પણ મહાપુરુષોની વિશિષ્ટતા એ છે કે તેમના જીવનની દરેકે દરેક ક્ષણનો ઉપયોગ, વિશ્વના ઉદ્ધાર કાજે થયેલો હોય છે. જેથી તેમના **જન્મ, જીવન** અને **મૃત્યુ** ત્રણે આશ્ચર્યજનક હોય છે.

સ્વ. પ્રશાંતમૂર્તિ શ્રીમદ્ **મોહનલાલજી** મ૦ જેઓ એક મહાન વિભૂતિરૂપ હતા. મુંબઇમાં જ્યારે કોઇપણ સંપ્રદાયના જૈન મુનિનું નામ–નિશાન ન હતું ત્યારે અનેક પ્રતિકૂળતાઓનો સામનો કરી મુંબઇમાં સંવેગી સાધુ તરીકે પ્રથમ પ્રવેશ કરનાર ગ્રંથનાયક **'મુનિશ્રી મોહનલાલજી'** હતા. તેઓશ્રીનો જન્મ મથુરા પાસેના ચાંદપુરગામમાં એક બ્રાહ્મણ કુટુંબને ત્યાં સં. ૧૮૮૭ વૈ. સુ. ૬ ના રોજ થયો હતો.

સ્વપ્નના સંકેત અનુસાર તેમના માતા–પિતા પોતાના પુત્ર 'મોહન'ને યતિશ્રી રૂપચંદજીને ભેટ ધરે છે. અને સં. ૧૯૦૩ માં મક્ષીજી મુકામે મોહનની યતિ–દીક્ષા થાય છે. તે પછી તેમના જીવનમાં સંવેગી જીવન માટે તાલાવેલી જાગે છે અને સં. ૧૯૩૦ માં અજમેરમાં શ્રી સંભવનાથજીપ્રભુની પ્રતિમા સમક્ષ, સંઘ સાક્ષીએ સંવેગીપણું ધારણ કરી ક્રિયોદ્ધારની ક્રાંતિ કરે છે. સંયમી જીવનમાં પાલીતાણા, ઓસિયા, સુરત, મુંબઇ આદિ અનેક સ્થાનોમાં પ્રતિષ્ઠાઓ, જીર્ણોદ્ધારોનાં કાર્યો તેમના પુણ્ય હસ્તે થાય છે.

સં. ૧૯૪૭, ચૈત્ર સુદ ૭ મુંબઇમાં સંવેગીમુનિ તરીકે શ્રી મોહનલાલજી પધારેલા. અને ફરી જ્યારે સં. ૧૯૫૮ માં મુંબઇ પધાર્યા ત્યારે શ્રી ભગવતી સૂત્રના વ્યાખ્યાન સાથે લાલબાગમાં પાંચ ચાતુર્માસો થયાં. તા. ૧૦–૧–૧૯૦૬ "બાબુ પનાલાલ પૂરણચંદ જૈન હાઇસ્કૂલ" ના વાસ્તુ પ્રસંગે મહારાજશ્રીએ ત્યાં પધારી ધાર્મિક શિક્ષણ માટે ઉપદેશ કર્યો હતો. અને આ પ્રસંગે અઠ્ઠાઇ મહોત્સવ ઉજવ્યો હતો. આ પછી સં. ૧૯૬૦ માં મા. સુ. ૬ ના રોજ વાલકેશ્વરના બાબુ અમીચંદ પનાલાલ જૈન દહેરાસરની પ્રતિષ્ઠા પૂ૦ મહારાજશ્રીના વરદહસ્તે થઇ.

પૂ૦ મહારાજશ્રીના શિષ્યરત્ન પં૦ શ્રી હર્ષમુનિજીના સદુપદેશથી સન ૧૯૧૦ માં પૂ૦ મહારાજશ્રીની પુણ્યસ્મૃતિમાં મુંબઇ–ભૂલેશ્વર ખાતે "શ્રી મોહનલાલજી જૈન સેન્ટ્રલ લાઇબ્રેરી તથા સંસ્કૃત પાઠશાળા" ની સ્થાપના થઈ. તેનો લાભ જૈન–જૈનેતર સમાજને આજ સુધી મળતો આવ્યો છે.

સુરત ખાતે પણ મહારાજશ્રીના પ્રશિષ્ય શ્રી માણેકમુનિજીના સદુપદેશથી ત્રણ લાખના ખર્ચથી **શેઠ નગીનચંદ ઘેલાભાઇ જૈન હાઇસ્કૂલ** સ્થપાયેલ છે, તેમજ **જૈન બોર્ડીંગ** પણ ચાલુ થયેલી છે.

આ ઉપરાંત ગોપીપુરા ખાતે આવેલ "**શ્રીમોહનલાલજી શ્વે. જૈન જ્ઞાન-ભંડાર, શ્રી મોહનલાલજી જૈન ઉપાશ્રય** તથા **શ્રી રત્નસાગરજી જૈન સ્કૂલ** તથા [1]**કતારગામનું ગગનચુંબી શત્રુંજયાવતાર દહેરાસર, ભોજનશાળા, જયકોર કન્યાશાળા** આદિ આજે પણ એમની યાદ આપી રહ્યા છે.

આ રીતે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને કેળવણીનાં અનેક ઉત્તમ કાર્યો પૂજ્યશ્રીના હાથે થયા છે. તેઓશ્રી સરળ પ્રકૃતિના હતા. સંયમ અને જ્ઞાનનો પરિપાક તેમનામાં સહજરૂપે જોવા મળતો હતો. તેઓશ્રી એક વચનસિદ્ધ પુરુષ હતા, એમ તેમના માટે આપણે સાંભળીએ છીએ.

સ્વ૦ ચિદાનંદજી અને આનંદઘનજી પણ ચમત્કારિક પુરુષો થઇ ગયા પણ દરેક મહાપુરુષોમાં ચમત્કાર કરતાં આધ્યાત્મિક તત્ત્વ જ વધુ હોય છે, અને ચમત્કારનું મૂલ્ય આપણને જેટલું હોય છે, તેમ તેઓ માટે હોતું નથી. એમને માટે એ સહજ હોય છે. એમાં કશું આશ્ચર્ય જેવું નથી.

સ્વરોદયના જાણકાર ઘણે ભાગે વચનસિદ્ધ હોય છે. આપણા ગ્રન્થનાયક શ્રી મોહન-લાલજી મહારાજ કે જેઓ એક ઓગણીસમી સદીની વચનસિદ્ધ વિભૂતિ હતી. અહિં આપણે કેટલીક ઘટનાઓ પ્રસંગો તરફ દૃષ્ટિપાત કરીએ.

---

૧. આ દહેરાસરમાં શા. લલ્લુભાઇ હરખચંદભાઇ પહાડીએ પોતાની જાતિ દેખરેખ નીચે સુંદર સેવા આપી હતી. એ વિગત પાછળથી જાણવા મળી છે. —સંપાદક

(૧) સુરતના ઝવેરી શેઠ નગીનદાસ કપુરચંદ માટે કહેવાય છે કે તેઓ જ્યારે સુરતથી મુંબઇ જવાના હતા, તે અગાઉ શેઠશ્રી ઉપાશ્રયમાં મહારાજશ્રીને વંદન માટે ગયા, પૂજાનાં કપડાં પહેરેલાં હતાં. મહારાજશ્રીને કહ્યું કે–હું મુંબઇ જાઉં છું, કંઇ કાર્ય હોય તો ફરમાવો. સ્વર–નિમિત્તથી ગુરુદેવે ભાવિ લાભ જાણી ઝવેરીને કહ્યુઃ—"मुंबइ जाता है तो इधर से ही चले जाओ. घर पर लोटना नहीं." બસ, પછી તો શેઠ સીધા સ્ટેશને ગયા અને અન્ય સામગ્રી શેઠે ઘરેથી મંગાવી લીધી. મુંબઇમાં તે પછી શેઠ લાખો રૂપીઆ કમાયા. તેમણે મહારાજશ્રી પાસે નિયમ લીધેલો કે દર માસે એક હજાર રૂપીઆ જ્ઞાનના ક્ષેત્રમાં વાપરવા. સં. ૧૯૬૪ માં ઝવેરી નગીનચંદ કપુરચંદ તરફથી રૂા. ૬૦૦૦૦) સાઠ હજારના ખર્ચે "શ્રી મોહનલાલજી જૈન શ્વે. જ્ઞાનભંડાર" નું ભવ્ય બીલ્ડીંગ તૈયાર થયું. તેમાં મહારાજશ્રીનો અનેક પ્રકારનો ગ્રંથ–સંગ્રહ સચવાઇ રહ્યો.

(૨) સુરતના વતની ઝવેરી પાનાચંદ તારાચંદ અને તેમનાં ધર્મપત્ની શ્રાવિકા હીરાકોરબેન મહારાજશ્રીના નિકટના ભક્ત હતા. સં. ૧૯૪૭ માં મહારાજશ્રી પ્રથમ મુંબઇ પધાર્યા. એ જ વર્ષમાં શ્રી દેવકરણ મુળજીનો મહારાજશ્રી સાથે પરિચય થયો. દેવકરણભાઇ ત્યારે ટોપીની ફેરી કરે. તદ્દન સામાન્ય સ્થિતિના પણ દરરોજ રાત્રે, સાંજે કે સમય મળે ત્યારે મહારાજશ્રી પાસે આવી ભક્તિ કરે. એકંદર પૂ૦ શ્રી તરફ દેવકરણની ખૂબ જ અથાગ ભક્તિ હતી. શેઠ પાનાચંદ તારાચંદ ઝવેરી તે વખતે કાંઇક વ્યાપારની ખોટમાં હતા. શ્રાવિકા હરકોરબેનનું વર્ચસ્વ શ્રાવિકા સમાજમાં ખૂબ જ હતું. સ્ત્રીસમાજમાં તેઓ એક લીડર ગણાતાં. એક સમયે મહારાજશ્રીએ પાનાચંદને મુકરર દિવસે સમયસર આવવા સૂચવ્યું. કહેવાય છે કે મહારાજશ્રી તેમને કંઇક આપવાના હતા. પણ કારણવશાત્ પાનાચંદ આવી શક્યા નહીં, અને રાબેતા મુજબ દેવકરણભાઇ એ વખતે આવી પહોંચ્યા. રાત્રિના અંધકારમાં મહારાજશ્રીને ઓળખાણ ન પડી. તેમ વિશેપ પૂછપરછ પણ ન થઇ. મહારાજશ્રી સમજ્યા કે આવનાર ભાઇ પાનાચંદ જ છે. એટલે જે આશીર્વચન આપવાનાં હતાં તે આપી દીધાં. બીજે દિવસે આ વાતનો સ્ફોટ થયો ત્યારે જણાયું કે રાત્રે દેવકરણભાઇ હતા. પછી તો પરિણામે દેવકરણભાઇ ખૂબ ખૂબ કમાયા, અને એમનો જીવનદરજ્જો ઉંચો આવ્યો. શેઠ દેવકરણ મુળજી તરફથી જીવ્યા ત્યાં સુધી પાનાચંદભાઇને માસિક રૂા. બસો મહારાજશ્રીના કહેવાથી મળતા રહ્યા.

(૩) "કર્મવીર શેઠ દેવકરણ મુળજી" નામના પુસ્તકના પાંચમા પાને જણાવેલ છે કે શેઠ દેવકરણભાઇની પૂજ્ય મહારાજશ્રી તરફ ખૂબ અનન્ય સેવા હતી. તેથી આનંદ પામી મહારાજશ્રીએ આશીર્વાદ આપેલાં "बच्चा तेरा कल्याण होगा." આ આશીર્વાદના રણકાર પછી શેઠ દેવકરણ મુળજી આદર્શ શ્રાવક બની ગયા. આર્થિક સંપત્તિમાં પણ અનેકઘણો વધારો થયો. ઉપરાંત દાનવીર પણ બન્યા. કહેવાય છે કે—**"સાગર તરફથી મળતો પાણીનો જથ્થો જે મીઠાશ આપી શકતો નથી, તે મેઘ તરફથી મળેલ એક બિંદુમાત્ર આપી શકે છે."**

(૪) હાલમાં "ધ્યાની" તરીકે જાણીતા મુનિશ્રી હર્ષવિમળજીએ પોતાની યુવાનવયમાં જ્યારે પૂ૦ મહારાજશ્રી મોહનલાલજીના દર્શન કરેલાં, ત્યારે તેમણે આપેલા આશીર્વાદનો સાક્ષાત્કાર આજે તેઓ કરી રહ્યા છે, અને પોતાનો અનુભવ મુનિશ્રીએ પોતાના પત્રમાં જે રીતે રજુ કર્યો છે, તે તેમનો પત્ર અક્ષરશઃ અહિં રજુ કર્યો છેઃ—

> "સંવત ૧૯૬૨ માં હું સંસારીપણામાં કચ્છ–ભૂજથી વર્ધા જવા નીકળેલ, વચમાં મુંબઈ લાલબાગમાં પૂજ્યશ્રીના દર્શને બપોરના બે વાગે હું ગયેલ. મેડા ઉપર મુનિરાજશ્રી બિરાજમાન હતા. મેં વંદના કરી. પૂ૦ મુનિરાજશ્રી અંદરના ભાગમાં માળા ફેરવી રહ્યા હતા. મેં દર્શન માટે માગણી કરી, ત્યારે જવાબમાં તેઓશ્રીએ કહ્યું કે—"बच्चा थोडी देर है." લગભગ એક કલાક થવા આવ્યો છતાં મહારાજશ્રીની રજા ન મળી એથી હું કંટાળ્યો, મારી ધીરજ ખૂટી, મેં તો જવાની તૈયારી કરી. ત્યાં પૂ૦ શ્રી બહાર પધાર્યા, અને મને કહ્યું—"बच्चा हमी तुम बहुत झंझट में पडा हय, हमी झंझट छूटेगा नहीं, लेकीन पीछली अवस्था में कुछ जैनधर्म का काम करेगा." ત્યારે મારી ઉંમર ૨૫ વર્ષની હતી. કુટુંબમાં સ્ત્રી–પુત્ર હતાં. હમણાં આજે બધી ઉપરની વાત યાદ આવે છે અને તેમનાં ચરણે મસ્તક ઝૂકી પડે છે.[1]

આમ મહારાજશ્રીનું જીવન અનેક મનુષ્યો માટે ઉન્નતિકારક અને પ્રેરક નીવડયું હતું. એમના મનમાં સૌ માટે વાત્સલ્યનો ઝરો વહેતો હતો. અહિંસાની આદર્શ માનવ હૃદય ઉપરની અવિચલ આસ્થા છે. એ આસ્થા કેવલ પ્રેમ, વાત્સલ્ય કે કરુણારૂપે જ અભિવ્યક્ત થાય છે. મહારાજશ્રીનું જીવન આવી આસ્થામાં નમુનારૂપ હતું. એમની જન્મ-સિદ્ધ સંસ્કાર સમૃદ્ધિ હતી.

સરળતા, મધ્યસ્થતા, નિર્દંભતા, જ્ઞાન, ક્રિયા આદિ અનેક ગુણોના વિરલ સુયોગ-વાળા શ્રી મોહનલાલજી મહારાજ તેમની અમૂલ્ય પ્રતિભાશક્તિવડે ભવ્યજનોને જીવન પર્યંત ઉપદેશ આપી સાતક્ષેત્રમાં અનેક શુભ કાર્યો કરાવી સંયમી જીવન જીવી સ્વપર આત્માનો ઉદ્ધાર કરી સુરતમાં સં. ૧૯૬૩ માં ચૈત્ર વદ ૧૨ સમાધિપૂર્વક સ્વર્ગવાસી થયા. તેમના જવાથી સમાજને એક ઉત્તમ સાધુરત્નની ખોટ પડી. તેમની અંતિમ અવસ્થા વખતે સ્વર્ગવાસના આગલા દિવસે રૂા. અઢી લાખનું ફંડ થયું. આ રકમ મુનિશ્રીની સ્મૃતિમાં પાઠશાળા, જ્ઞાનભંડાર તથા જીવદયાના ક્ષેત્રમાં વપરાઈ હતી.

કવિ **ભવભૂતિ** કહે છે તેમ "जयति तेऽधिकं जन्मना जगत्" મહાપુરુષોનાં જન્મથી જગત્ જયવંત વર્તે છે.

---

૧. તા. ૩૧–૧૨–૬૦ નો લખેલો આ પત્ર સં. ૨૦૧૬ માં પૂ૦ મુનિરાજ શ્રી ચિદાનંદમુનિજી મહારાજ ઉપર ખંભાત ચાતુર્માસ પ્રસંગે આવેલ. તેનો ઉતારો અહિં આપેલ છે.

પૂજ્ય મહારાજશ્રીનાં આવા એક **સ્મારકગ્રંથની** વર્ષોથી જરૂર હતી અને એની પૂર્તિ પૂજ્ય મહારાજશ્રીનાં પ્ર–પ્રશિષ્ય પૂ૦ પં૦ નિપુણમુનિજી ગણિવર્ય, પૂ૦ શ્રી ભક્તિમુનિજી, પૂ૦ શ્રી લલિતમુનિજી, પૂ૦ શ્રી ચિદાનંદમુનિજી, અને તેમના શિષ્યરત્ન પૂ૦ શ્રી મૃગેન્દ્ર-મુનિજી મહારાજના પ્રયત્નથી થઇ તે પ્રશંસનીય છે. અને એ રીતે તેઓશ્રીએ પોતાની જે ગુરુભક્તિ પ્રદર્શિત કરી છે, તે ખરેખર અનુમોદનીય છે.

તા. ૨૮–૧૧–૬૨



# અલૌકિક જીવન

લેખક : **વસંતલાલ કાંતિલાલ ઈશ્વરલાલ** બી. એ.

**અલૌકિક** જીવન તે શ્રેષ્ઠ સાધુજીવન છે, જે સમાજમાં સાત્ત્વિક બળનો સંચાર કરનાર એક અખૂટ પુણ્ય ઝરણું છે. જેનાં જળબિંદુનો સ્પર્શ થતાં કાળમીંઢ પત્થર પણ મીણ અને માખણ શા મુલાયમ બની જાય છે. પ્રતિસ્પર્ધી કે વિરોધી વ્યક્તિ પણ તેની બની રહે છે.

મહાન પુરુષોના અંતરના સેઈફડીપોઝીટ વોલ્ટમાં એક અનુપમ કિંમતી સુખ પડેલું હોય છે. જેનું વર્ણન કરવું અશક્ય છે. કારણ ? સ્વરૂપરમણતાની અનંત સમૃદ્ધિથી તેઓ સજાયેલા હોય છે. **'પ્રશમરતિ'** માં વાચક **ઉમાસ્વાતિ** ભગવાને કહ્યું છે કે— "ઈન્દ્ર અને ચક્રવર્તીની તમામ ઋદ્ધિ–સિદ્ધિને અનંત કોટિવડે ગુણીએ તો પણ તે સાધુના સુખની સિદ્ધિના હજારમા ભાગે પણ ન આવે" "प्रशमसुखं नित्यमभयमात्मस्थं"— "નિત્ય, અભય અને આત્મસ્થ પ્રશમ–સુખમાં તેઓ ગળાડૂબ બુડેલાં હોય છે." આથી મહોપાધ્યાય શ્રી **યશોવિજયજી**એ પણ કહ્યું—

> **तेजोलेश्याविवृद्धिर्या साधोः पर्यायवृद्धितः ।**
> **भाषिता भगवत्याद़ौ, सेत्थम्भूतस्य युज्यते ॥**
>
> **( જ્ઞાનસાર )**

જૈનદર્શનમાં પ્રતિપાદિત આવું અદ્ભુત મુનિપદ જેમને વર્યું છે તેઓ ધન્ય છે.

પૂ૦ પ્રશાંતમૂર્તિ અને વચનસિદ્ધ વિભૂતિ શ્રીમદ્ **મોહનલાલજી** મહારાજ જેમની સ્મૃતિ મુંબઇ ખાતે ચિરંજીવ રહેશે.

વાલકેશ્વર પર બાબુ અમીચંદ પનાલાલના દેરાસરની મૂર્તિપ્રતિષ્ઠા સં. ૧૯૬૦ માં મહારાજશ્રીના પુણ્ય હસ્તે થઇ. તે પછી આજ સુધી તેનો અનેક ભાવુકોએ દર્શનનો લાભ મેળવ્યો છે. મુંબઇના દર્શનીય સ્થલોની યાદિમાં આ દેરાસરની નોંધ લેવાઇ છે. માત્ર જોવા આવનાર યુરોપીઅનો પ્રભુની પ્રશાંતવાહી મુદ્રા નીરખી બોધિલાભ નહિં મેળવતાં હોય તેમ કેમ કહી શકાય ?

ધર્મશાળા, જીર્ણોદ્ધારો અને શૈક્ષણિક ધામો પણ તેમના ઉપદેશથી થયાં. સમાજમાં જ્યારે શુભ અને સાત્ત્વિક આંદોલન જાગે છે ત્યારે સમજવું કે આનું સમગ્ર શ્રેય આવા આત્મબલી મહાપુરુષો પર નિર્ભર છે.

જીવન તો ઝપાટાભેર વહી જાય છે. પાણી કે પવનના વેગથી પણ જલ્દી.! પણ માનવીનું મૂલ્ય તે પાછળ શું મૂકી જાય છે? તે ઉપર છે.

પૂ૦ મહારાજશ્રી આજે આપણી વચ્ચે ક્યાં છે? પણ તેથી શું? આજે એમનો જીવન-વૈભવ આપણી સ્હામે છે. દેરાસરો, જ્ઞાનભંડારો, અને શ્રી ગોકળદાસ મૂળચંદ જૈન હોસ્ટેલ કે શ્રી બાબુ પનાલાલ જૈન હાઈસ્કૂલ જેવી શિક્ષણ સંસ્થાઓ એ એમનાં જીવંત સ્મારકો છે. અને એમની ચારિત્ર્યસુવાસ આજે પણ મ્હેંકી રહી છે. ચારિત્ર્ય એ વિશ્વનું તારક બળ છે, દુનિયાનો સૌથી કિંમતી પદાર્થ છે, દુનિયાની દરિદ્રતા અને ક્ષુધાને ચારિત્ર્યશીલ વ્યક્તિઓ જ ભાંગી શકે! આવા આવા પુરુષોના ચરણમાં દુનિયા હરહંમેશ નતમસ્તક બની રહે છે. પૂ૦ મોહનલાલજી મહારાજના જીવનમાં આવે છે તેમ સુરત–કતારગામમમાં એક અંગ્રેજ કલેકટર અને સીરોહીનરેશ જેઓ મહારાજશ્રીના વ્યક્તિત્વથી અજબ રીતે પ્રભાવિત બન્યા, એનું એ પ્રત્યક્ષ ઉદાહરણ ગણી શકાય.



# आदर्श जीवन का अपूर्व प्रभाव

लेखक : धर्मानुरागी श्री ऋषभदासजी जैन (मद्रास).

शैले शैले न माणिक्यं, मौक्तिकं न गजे गजे ।
साधवो न हि सर्वत्र, चन्दनं न वने वने ॥ १ ॥

बचपनसे ही परमपूज्य मुनिवर्य्य श्री मोहनलालजी महाराज साहिब के आदर्श जीवन की यशोगाथा मैं सुनता आया हूं । लोगों का कथन है कि उन्हीं का सबसे पहिले बम्बई में आगमन हुआ और उस समय शहेर की समस्त जैन-जैनेतर जनता पर उन्हों ने अपने चारित्रबल से जो प्रभाव डाला था वह लेखिनी द्वारा व्यक्त करना अशक्य है ।

जिन के जीवन में संयमशक्ति का साक्षात्कार हो जाता है उन के लिये ऐसा होना स्वाभाविक है । शास्त्रो में लिखा है कि साधुओं को तीन महिने के संयम में स्वर्ग के सुखों को स्वानुभाव होने लगता है और वर्ष पर्याय का संयम तो उस पवित्र आत्मा को उत्तरोत्तर अनुत्तर विमान के सुख का अनुभव कराने लगता है । 'क्रिया कभी निष्फल नहीं जाती' ऐसा अकाट्य सिद्धान्त है ।

एक अभ्यासी हारमोनियम वादक 'सा रे ग म' करते करते कुछ दिनों में गाना उतारने लगता है । टाइपराईटर अभ्यास (Practice) करते करते अपने आंखो पर पट्टी बांधकर झडप से अक्षर छापता है तो दिन-रात की संयमसाधना अपना अपूर्व प्रभाव बताये बिना कैसे रह सकती है । संयमसाधना का परिमल तो इतना विपुल है कि मानवसंसारका ही नहीं, परन्तु प्राणीमात्र को भी अपनी पवित्र सुगन्ध का स्वाद चखाये बिना नहीं रह सकता है । तात्पर्य यह है कि प्रत्येक प्राणी को अपने अपने पुण्यानुसार लाभ मिलता है । समवसरण में पशु-पक्षि भी आकर्षित होकर उपस्थित होता है यह श्री तीर्थंकर महाप्रभु के जन्म जन्मान्तर के संयम की अनुपम शक्ति का परिचायक है ।

पूज्यवर मुनिवर्य श्री मोहनलालजी महाराज के पवित्र जीवन के प्रभाव के बारे में सुना जाता है कि जो कोई उन के उपदेशामृत का पानकर, उन के पास किसी प्रकार का व्रत-नियम लेता था और उस का विधि विधान अनुसार परिपालन करता था तो वह थोडे ही समय में अपने अभ्युदय का अनुभव किये बिना नहीं रहता था । ऐसे तो अनेक दृष्टान्त शास्त्रों में पढने व सुनने में आये हैं कि किसी भी मूढ, अज्ञानी और अनाचारी आत्मा भी सद्गुरु के समागम में आ जाता है तो पाषाण पल्लव का रूप धारण किये बिना नहीं रहता ।

पारस के संग से लोहा कंचन का रूप धारण करता है । उसी प्रकार अपवित्र आत्मा पवित्र बने विना नहीं रह सकता है । स्वामी विवेकानंद का प्रवचन है कि मैं ब्राह्मण कुलोत्पन्न और ॐकार आदि के संस्कारों से संस्कारित था परंतु जब से सद्गुरु स्वामी रामकृष्ण परमहंस के संसर्ग में आया तब से ॐ के रहस्य का कुछ ओर ही अनुभव हुआ । वैसे ही हमारे आदरणीय शासन-सेवक बेरीस्टर श्री वीरचंद राघवजी का है । सिर्फ वे छ महिने तक परम पूज्य आचार्य भगवन्त श्री विजयानन्दसूरीश्वरजी अपरनाम श्री आत्मारामजी महाराज के सम्पर्क में रहने से ऐसा तत्त्वज्ञान प्राप्त किया कि उन की कृपा से अमेरिका में जाकर जैनधर्म की धूम मचा दी। उस समय के वहां के स्थानीय पत्र (Local Paper) से पता लगता है कि अमेरिका में जैन धर्म की धूम सी मच गई थी । स्वयं स्वामी विवेकानंद ने लिखा है कि 'शिकागो सर्वधर्म परिषद' (Chicago Parliament of religion) में संसार भर के सभी धर्मों के प्रतिनिधि उपस्थित थे, परन्तु अमेरिका की प्रजा पर प्रवचन का विशेष प्रभाव पड़ा था तो वह मेरा और बेरीष्टर वीरचंद गांधी का, अन्य का नहीं ।

तात्पर्य यह है कि महानुभावों के तप, जप, संयम का ऐसा अनोखा प्रभाव पडता है कि उनके भक्तों का उत्थान हुए विना रहता नहीं। वैसे ही पूज्यवर श्री मोहनलालजी महाराज साहेब के बारेमें भी मेरे एक वयोवृद्ध धर्मनिष्ठ बन्धु के मुखसे उनके स्वानुभव का हाल सुना है जिससे संयमी पुरुषों के प्रति मेरी श्रद्धा एवं भक्ति को बड़ा ही प्रोत्साहन मिला है। उक्त बन्धुका कथन है की जिस समय करीबन संवत १९५० में मैं पूज्यवर महाराज साहिब बम्बईमें उपस्थित थे और उनके दर्शनार्थ आये हुए लोगोंकी दिनभर इतनी भीड लगी रहती थी कि उनसे मिलना अति कठीन था। अर्थात् महाराज साहिबको प्रत्येक व्यक्तिसे मिलना अशक्य था । ऐसे ही समय में मेरे मनमें तीव्र उत्कंठा हुई कि ऐसे परमपुनित महापुरुष के चरणों के स्पर्श करके मैं अपनी जीवन यात्रा को सफल बनाउं। साथ में मेरे मित्र थे। हम दोनों धर्मशाला के बाहर पूज्य महाराज साहिब के साथ वार्तालाप भी करने की आतुरता के साथ इधर उधर घूम रहे थे कि थोडी ही देरमें सद्भाग्यसे महाराजजी की मेरे पर दृष्टि पडी और उन्होंने पूछा कि-'कहो क्या कुछ कहना चाहते हो? मैं ने आनंद विभोर होकर विनयपूर्वक कहा कि आप के दर्शनसे मैं कृतकृत्य हो गया हूं और आप की कृपा हो तो श्रीमुख से व्रत धारण करना चाहता हूं! ।

पूज्य गुरुदेव ने कहा कि क्या व्रत लेना चाहते हो? प्रत्युत्तर में उन भाई ने कहा कि-मैं स्वदारा संतोष व्रत लेना चाहता हूं। यह सुनकर गुरुदेव फिर बोले कि क्या खूब सोच समझ कर बात कर रहे हो? तुमको मालुम है कि कथनी और करणी में जमीन और आसमान का अन्तर है। 'तीरना' शब्द मात्र बोलने से नदी पार नही कि जा सकती परन्तु दम घोटकर साहस के साथ गहरे पानी में गोता लगाकर बडे परिश्रम से और धैर्य से तैरनेका प्रयोग करने से नदी पार होती है। इसी भांती व्रत लेने से व्रतका पालन करने में प्रबल पुरुषार्थ की आवश्यकता है। तरुणावस्थाके आवेश में व्रत लेनेकी आतुरता बताते हो परन्तु साथ में परिपालन का खूब विचार करके व्रत लेना चहिये।

व्रतपालनकी यह कठिनता सुनकर उक्त बन्धु ने नम्र भावसे कहा कि मैं इस विषय में खूब गहराई से सोच समझ कर दृढ निश्चय कर के आप के पास व्रत ग्रहण करनेकी उत्कंठा से आया हूं। आप पूज्यवर विश्वास रक्खें कि मैं यथाशक्ति मन-वचन-काया से व्रतपालन में तत्पर रहूंगा। इस से महाराज साहिब ने फरमाया कि मैं तुम को कुछ वर्षों के लिये ही प्रतिज्ञा कराता हूं तथापि मेरे मित्र ने मनसे ही जीवनभर के लिये प्रतिज्ञा धारण कर ली। वे भाई व्रत लेकर घर आये और दिन-प्रतिदिन बडे समभाव से एवं सावधानी पूर्वक व्रत पालन करने लगे। और उसका उत्तरोत्तर निरतिचार रूपसे व्रत कैसे पाला जावे तथा उस का साधक, बाधक तथा शोषक, पोषक कारणो पर खूब मंथन, परिशीलन करते रहे और परिशुद्धि के साथ अपनी प्रतिज्ञा निभाने में सावधानी पूर्वक शक्य प्रयत्न करते रहे। परिणाम यह आया कि जीवन में चहुमुखो उन्नति होती गई अर्थात् दिन दुगुनी और रात चौगुनी उत्तरोत्तर वृद्धि को प्राप्त होते गये।

सर्व प्रथम तो उनको अपने आरोग्यवृद्धि में अनूठा लाभ अनुभव हुआ और छोटी बडी जो कोई भी आधि-व्याधि उपाधियां थी वह स्वाभाविक ही पलायन हो गई। इसके अतिरिक्त व्यावहारिक एवं व्यावसायिक जीवन में भी विशेष अन्तर दृष्टिगोचर हुआ। हजारों से लाखों और लाखों से क्रोडों तक धन प्राप्त हुआ। आज वे क्रोडाधीश हैं तथा जीवनभर के लिये औषधि तथा वैद्य आदि से मुक्ति पा चुके हैं। तात्पर्य यह है कि ७५ वर्ष की आयु में भी उनका अनुकूल स्वास्थ्य है। चरित्रनायक श्री मोहनलालजी महाराज साहिब के मुखारविन्द से लिए हुए व्रत नियम का प्रत्यक्ष प्रभाव है यह इन भाईश्री के दृष्टान्त से स्पष्ट और प्रभावित होता है।

वैसे तो गुरुवर के प्रभाव के बारे में कई पुरुषों के मुख से आश्चर्यजनक बातें सुनी है। उदाहरणार्थ सूरत जैसा शहर एक समय में जो जैनसमाज के धनाढ्यों का केन्द्रधाम माना जाता था। वह नगर इतना समृद्धि सम्पन्न होने का मुख्य कारण पूज्यपाद गुरु महाराज श्री मोहनलालजी के प्रति अटल श्रद्धा और भक्ति ही था। जिनपूजा, व्रत, नियम आदि पालने में उन को महाराजश्री से प्रबल प्रेरणा प्राप्त हुई थी। और विधिवत् धर्मानुष्ठान में वहां के श्रावक बड़े प्रगतिशील नजर आते थे इसलिये इस नगर में सदा आनंद मंगल और वैभव की वर्षा होती थी।

संयम की दिव्य शक्ति के बारे में जैसे दशवैकालिक आदि सूत्र-सिद्धान्तों में दर्शाया है कि संयमी पुरुष रंक से राव बनता है। ऐसी शास्त्रीय मान्यता में अपूर्व विश्वास उत्पन्न करानेवाला प्रत्यक्ष उदाहरणरूप श्री गुरुमहाराज का आदर्श जीवन था। जो स्व-पर कल्याण के लिये उपयोगी बना। साथ ही साथ गुरुपद की महिमा और उस की उपासना का प्रत्यक्ष प्रभाव तथा गुरुपद पर समर्पणभाव करने वाले आत्मा को अनुभवसिद्ध उत्थान कैसे भास होता है ऐसे अनेक उपासक एवं आराधकों के जीवन में से मेरे वयोवृद्ध मित्र जिन का जिक्र उपर्युक्त किया जा चुका है उन का उदाहरण भी अवलम्बनभूत है।

आर्य संस्कृति के इतिहास का अवलोकन करने से पता लगता है कि सदा के लिये इस आर्यावर्त्त की प्रजा के महारथी एवं सूत्रधार ऋषि, मुनि महात्मा ही माने गये है और यह ऋषि, कृषि प्रधान भूमि इसलिये (Motherland of religion and Philosophy) धर्म और दर्शन की जन्मभूमि मानी गई है, सारांश यह है कि तत्त्वज्ञान की उत्पत्ति का श्रेय भारतवर्ष को ही है। इस देश की समाजव्यवस्था कहिये चाहें राजतंत्र निर्माण कहें सभी जीवन विकास के विषयों में मार्गदर्शन महात्माओं से ही होता था और इसी कारण से प्रजा का जीवन संतोषी, सदाचारी और निरोगी था एवं चहु दिशि शान्ति का साम्राज्य छाया हुआ था।

आज के भौतिक विज्ञान के युग में (external) बाह्य सुख सामग्री के साधन में बड़ी प्रगति नजर आती हो परन्तु प्रजा के अन्तःकरण में तो अशान्ति की अग्नि ही प्रज्वलित है। पूर्वकाल में वास्तविक शान्ति का हराभरा मैदान दृष्टिगोचर होता था तथापि आज मैदान के स्थान पर बंजर भूमि का भी अभाव है। एक अनुभवी पुरुष का कथन याद आता है कि पूर्वकाल में जो भ्रांति भरे मायावी सुख की सामग्री नरेन्द्र सम्राटो को उपलब्ध नहीं थी वह सुख सामग्री आज के युग के सामान्य से सामान्य व्यक्ति को प्राप्त है परन्तु पूर्वकाल के सामान्य से सामान्य व्यक्ति के घट में जो शान्ति थी वह आज के युग के सम्राट और समृद्धिसम्पन्न को भी स्वप्न में भी प्राप्त नहीं है। विश्लेषण करने से मूल कारण पर पहुंचते है तो मालूम होता है कि उस काल में अहिंसा, संयम और तप के निधानरूप वास्तविक पूज्य पुरुषों की पूजा का प्रजा के हृदयों में जो स्थान था उस स्थान को आज अपूज्यों की पूजाने ले रक्खा है।

तत्फल स्वरूप समस्त भारत में ही नहीं परन्तु अखिल विश्व में सर्वत्र अशान्ति के बादल दृष्टिगत होते है। किसी भी समस्या को हल करने के लिये उस के मूल कारण के संशोधन किये बिना अन्य जितने भी उपाय किये जाते हैं वे केवल व्यर्थ ही नहीं जाते हैं परन्तु उन उपायों से कभी २ अग्नि को शान्त करने के लिये घृत डालने जैसा उलटा परिणाम आता है। वास्तविक शान्ति का उपाय चाहें आज या कल एक ही है कि अहिंसा, संयम और तप के अवतार रूप पवित्र एवं पूज्य पुरुषों की पूजा का प्रधान स्थान देना ही पड़ेगा। इस लिये ऐसे पवित्र आन्दोलन का अखिल भूमण्डल में व्यापक बनाने के अनन्य और अनिवार्य अवसर पर पूज्यवर पवित्रता के स्रोत समान श्री मोहनलालजी जैसे मुनि भगवंतों का आदर्श जीवन प्रजा को स्मरण एक सुन्दर से सुन्दर कार्य समझा जाता है। ऐसे प्रसंग पर मैं अपना कर्त्तव्य समझता हूं कि उन महापुरुष के पवित्र जीवन की स्मृति में श्रद्धांजली स्वरूप उन के चरित्र बल के प्रत्यक्ष प्रभाव का एक आद्य घटना का वर्णन करने इस भावना से मेरे वयोवृद्ध मित्र के स्वानुभव को इस स्थान पर उद्धृत किया है।

आज का युग परोक्ष दृष्टान्तों से प्रत्यक्ष दृष्टान्त को विशेष मानता है इस लिये मैंने प्रत्यक्ष दृष्टान्त ही दिया है। जिस से किसी को सन्देह न रहे और अगर किसी को मूल-भूत सन्देह हो तो मुझे लिखे ता कि मैं उन मेरे मित्र महोदय के साथ उन का संपर्क: सधाकर हर प्रकार से समाधान करा सकता हूं। कहा है कि—

अति लिखित त्रुटी भवत, गुरुवर के विचार।
अपने में ही भावता, सार सार निज सार॥

धर्मानुरागी "ऋषभ"



# मुनिश्री मोहनलालजी.

लेखक : महता श्री शिखरचन्द्र कोचर.

( बी. ए. एल. एल. बी., आर. एच. जे. एस., सिविल एन्ड ऐडीशनल सेशन्स जज. )

परम पूज्य प्रातःस्मरणीय श्रीमद् मोहनलालजी महाराज जैनधर्मरूपी प्रासाद के एक सुदृढ़ स्तंभ, जैन-समाजरूपी आकाश के एक जाज्वल्यमान नक्षत्र, उच्च कोटि के संत, महान् व्यक्तित्व के धारक, अप्रतिम धर्मोपदेशक, बाल-ब्रह्मचारी महात्मा थे, जो अपने अमर सन्देश एवं आदर्श जीवन की अमिट छाप जन-जन के मन-मानस पर छोड़ गए हैं । आचार्य अमितगति द्वारा उल्लिखित निम्नोक्त गुणों का चरमोत्कर्ष उन में दृष्टिगोचर होता था:—

चित्ताह्लादि, व्यसनविमुखं, शोकतापापनोदि,
यशोत्पादि, श्रवणसुखदं, न्यायमार्गानुयायि ।
तथ्यं, पथ्यं, व्यपगतमदं, सार्थकं मुक्तवादं,
यो निर्दोषं रचयति वचस्तं बुधाः सन्तमाहुः ॥

अर्थात् जो चित्त को प्रसन्न करनेवाला, व्यसन से विमुख, शोक और ताप को शान्त करनेवाला, पूज्यभाव बढ़ाने वाला, कर्णसुखद, न्यायानुकूल, सत्य, हितकर, मानरहित, अर्थ-गर्भित, विवाद-रहित और निर्दोष वचन बोलते हैं, उन्हें ही बुध-जन सन्त कहते हैं ।

वे समस्त साधु-समाज में भूषण-स्वरूप थे, क्यों कि उन में अधोलिखित गुणों का पूर्ण समावेश था:—

तितिक्षवः कारुणिकाः, सुहृदः सर्वदेहिनाम् ।
अजातशत्रवः शान्ताः, साधवः साधु-भूषणाः ॥

अर्थात्—जो साधु-जन तितिक्षु, दयालु, समस्त प्राणियों के हितैषी, शत्रुहीन एवं शान्त स्वभाव होते हैं, वे साधुओं में भूषण-रूप हैं ।

केवल जैन-समाज में ही नहीं, अपि तु अन्यान्य समाजों में भी उन के प्रति महान् सम्मान था । उन्हों ने पारस्परिक मनोमालिन्य को दूर कर समाज में एकता स्थापित करने, समाज में चिर-काल से व्याप्त कुरूढ़ियों का निवारण करने, धार्मिक कृत्यों के अवसर पर की जाने वाली क्रियाओं का शास्त्रोक्त विधि से उद्धार करने, विभिन्न मतों में सामंजस्य-साधन करने, व्यसनियों के दुर्व्यसन छुड़ाने, कुमार्गगामियों को सन्मार्ग पर लगाने, मोह-निद्रा में

જ્યારે વેપારના રૂપકનો આશ્રય લઈને આ 'સજ્ઝાય' આવે છે ત્યારે શ્રીમદ્ આનંદઘનજીનું તેવા જ રૂપકવાળું એક પદ યાદ આવે છે.

"મૂલડો થોડો ભાઇ વ્યાજડો ઘણો રે,
કેમ કરી દીધો રે જાય;
તલપદ પૂંજી મેં આપી સઘળી રે,
તોયે વ્યાજ પૂરું નહિ થાય."

આ સાથે સાથે નરસિંહ મહેતાની પણ યાદ આવી જાય છે. એ એક ઠેકાણે ગાય છેઃ—

"અમે તો વહેવારિયા રામનામના રે,
વેપારી આવે છે બધા ગામગામના રે...."



# "જ્ઞાન અને ભાવના"

લેખક : પૂ૦ પંન્યાસ શ્રી ભદ્રંકરવિજયજી ગણિવર

"भावनानुगतस्य ज्ञानस्य तत्त्वतो ज्ञानत्वादिति"

'ધર્મબિન્દુ' અધ્ય. ૬–૩૦

જ્ઞાન એ વસ્તુતંત્ર છે, ભાવના એ પુરુષતંત્ર છે. જ્ઞાન જ્ઞેયને અનુસરે છે, ભાવના પુરુષના આશયને અનુસરે છે. જે પુરુષ પોતાના આત્માને શિઘ્રપણે કર્મથી મૂકાવવા ઈચ્છે છે, તે પુરુષ તેના ઉપાયરૂપ જ્ઞાનને માટે જેમ ઉદ્યમ કરે છે, તેમ તેના ઉપાયભૂત ભાવના માટે પણ સદા પરિશ્રમ કરે છે. **જ્ઞાનથી આત્માના શુદ્ધ સ્વરૂપને જાણી શકાય છે. ભાવનાથી આત્માના શુદ્ધ સ્વરૂપને પામી શકાય છે.** જ્ઞાન થયા પછી પણ આત્મસ્વરૂપને પામવા માટેની ભાવનાનો આશ્રય ન લેવાય તો જાણેલું જ્ઞાન ફળહીન બને છે.

જ્ઞાનનું ફળ વિરતિ છે. વિરતિ સમતાસ્વરૂપ છે. સમતા સકળ સત્ત્વના હિતાશયરૂપ છે. સકળ સત્ત્વહિતાશય ભાવનાથી લભ્ય છે. સર્વ જીવ પ્રત્યે આત્મતુલ્યભાવ આણ્યા વિના, આત્મતુલ્ય સ્નેહ જગાડયા વિના, મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થભાવ લાવ્યા વિના હિતાશય ટકતો નથી. તે વિના સમતા ટકતી નથી. સમતા વિના વિરતિ ફળતી નથી. વિરતિ વિના જ્ઞાન વંધ્ય બને છે.

**જ્ઞાનનો વિષય એ જ્ઞેય છે. ભાવનાનો વિષય એ ધ્યેય છે.** સર્વ જીવરાશિ અને તેમના સુખ–દુઃખ પણ છે, જે સુખ પોતાને અભીષ્ટ છે, તે સુખ સર્વને મળે અને જે દુઃખ પોતાને અનિષ્ટ છે, તે કોઈને ય ન મળે, એ જાતિનો ભાવ જાગ્યા વિના પુરુષની શુદ્ધિ કેવી રીતે થાય? ઈર્ષ્યા–અસૂયાદિ ચિત્તના મળો કેવી રીતે નાશ પામે? પરમાત્માની ભક્તિમાં નડતા વિક્ષેપો કેવી રીતે દૂર થાય? સમસ્ત પ્રદેશે કર્મના ભારથી ભરેલો આત્મા હલકો કેવી રીતે બને? વાસનાના જોરથી પરાભૂત થયેલો વાસનાનિર્મુક્ત કેવી રીતે થાય? માટે જ્ઞાનના સ્થાને જ્ઞાનનું જેટલું માહાત્મ્ય છે, તેટલું જ ભાવનાના સ્થળે ભાવનાનું માહાત્મ્ય છે. અને તેટલું જ ચારિત્ર, વિરતિ કે સર્વ સાવદ્યના ત્યાગના સ્થાને તેના પ્રત્યાખ્યાન અને પાલનનું માહાત્મ્ય છે. એક–બીજાના સ્થાને એક–બીજાની નિરુપયોગિતા ભલે હો પણ પોતપોતાના સ્થાને એક–બીજાનું એકસરખું મહત્ત્વ છે. અજ્ઞાની ભવ કેવી રીતે તરશે? એ જેમ પ્રશ્ન છે, તેમ ભાવનાહીન કે વિરતિશૂન્ય પણ કેવી રીતે ભવને તરશે? એ પણ તેટલો જ મહત્ત્વનો પ્રશ્ન છે. જ્ઞાન કે વિરતિ ક્વચિત્–કદાચિત્ સર્વસુલભ ન હોય તો પણ વિવેકયુક્ત માનવજન્મમાં ભાવના તો સર્વસુલભ છે.

શ્રી જિનાગમમાં નમસ્કાર મહામંત્રને પ્રથમ સ્થાન આપવામાં આવ્યું છે. તેનું કારણ પણ હવે સમજાશે. **નમસ્કાર મહામંત્ર માત્ર જ્ઞાનનો વિષય નથી, પણ જ્ઞાનની સાથે ભાવનાનો વિષય છે.** મહામંત્રને જાણી લીધો પણ મંત્ર મુજબ ભાવની વિશુદ્ધિ ન થઇ, પરમેષ્ઠિઓનો જેવો ભાવ છે, તેવો ભાવ પોતાને ન સ્પર્શ્યો, તો તે મંત્ર કેવી રીતે ફળે! મંત્રમાં 'જ્ઞેય' અને 'ધ્યેય'ની યથાર્થતા ઉપરાંત 'જ્ઞાતા' અને ધ્યાતા'ની વિશુદ્ધિ પણ આવશ્યક છે. ધ્યાતાની વિશુદ્ધિ ભાવનાના બળ ઉપર આધાર રાખે છે. જ્ઞાન ન મળવાથી જેમ અજ્ઞાનતાનો અંધકાર વ્યાપે છે, તેમ ભાવના ન વધતાં કર્તવ્યહીનતાનો, કર્તવ્યભ્રષ્ટતાનો દોષ આવે છે. ધર્મમાત્રનું કર્તવ્ય છે કે તેની ભાવના સર્વ જીવના હિતવિષયક હોવી જોઇએ. તેમાં જેટલી કચાશ તેટલી તેના ધર્મપણામાં કચાશ. કર્તવ્યહીન થતાં બચવા માટે સર્વજીવવિષયક હિતની ભાવના અને એ ભાવનાપૂર્વક યથાશક્ય વર્તનની અપેક્ષા છે. **વર્તનમાં ઓછા–વધતાપણું આલોચનાદિથી શુદ્ધ થઇ શકે. ભાવનામાં ન્યૂનતા માટે ભાવનાની પૂર્ણતા સિવાય બીજી કોઇ આલોચના નથી.** બીજું કોઇ પ્રાયશ્ચિત નથી. લૌકિકમાં જેમ કૃતઘ્નીને કૃતજ્ઞતા સિવાય શુદ્ધિ માટે બીજું કોઈ પ્રાયશ્ચિત માન્યું નથી, તેમ લોકોત્તરમાં નમસ્કારભાવ વિના, સર્વ જીવોના હિતાશય વિના, સર્વ જીવો પ્રત્યે સ્નેહભાવ વિકસાવ્યા કે અનુમોદ્યા વિના બીજું કોઇ પ્રાયશ્ચિત નથી, શુદ્ધિકરણનો બીજો કોઇ ઉપાય નથી.

**જ્ઞાન બીજાને જાણવા માટે છે, ભાવના પોતાને સુધારવા માટે છે.** જગત તમામને જાણ્યા પછી પણ પોતાને, પોતાની જાતને સુધારવાની ભાવના ન જાગે, તો તેવા જ્ઞાન વડે શું? પોતાની જાતને સુધારવા માટે નમસ્કાર ભાવ, ક્ષમાપના ભાવ, સકળ સત્ત્વહિતનો કે તેના અનુમોદનનો ભાવ લાવ્યા સિવાય બીજો કોઇ માર્ગ નથી. તેથી જ શ્રી નમસ્કાર મહામંત્રને સકળ આગમમાં પ્રથમ અને પ્રધાન સ્થાન આપ્યું છે. ચૂલિકા સહિત તેને મહાશ્રુતસ્કંધ કહ્યો છે. પ્રથમ કે પ્રધાન સ્થાન એટલા માટે કે તેમાં ભવ્યત્વપરિપાક કરવાના સઘળા સાધનો એક સાથે ગુંથી લેવામાં આવ્યાં છે. જીવને કર્મના સંબંધમાં આવવાની અનાદિ યોગ્યતારૂપ સહજભાવમળને ઘટાડવા માટે જરૂરી સઘળી સામગ્રીનું સેવન એક સાથે તેના વડે થઇ જાય છે.

પાપને પ્રશંસવાથી, ધર્મને નિંદવાથી અને પરમ શ્રદ્ધેય તથા અનન્યશરણભૂત અરિહંતાદિ ચારને નહિ નમવાથી, અનન્યભાવે તેમના શરણે નહિ રહેવાથી અને તેમના સિવાય અશરણભૂત એવા સમગ્ર સંસારને ભરોસે–શરણે રહેવાથી, જીવની અપાત્રતા, અયોગ્યતા, ભવભ્રમણશક્તિ વધે છે. તેનાથી વિરુદ્ધ પાપને નિંદવાથી, ધર્મને પ્રશંસવાથી અને અરિહંતાદિ ચારને અનન્યભાવે શરણે રહેવાથી મુક્તિગમનયોગ્યતા વધે છે. સદ્ગુણ–વિકાસ અને સદાચારનિર્માણ આપોઆપ થવા લાગે છે. શ્રી નવકારમ 'नमो' પદ દુષ્કૃતગર્હા અર્થમાં, 'अरिहं।' પદ સુકૃતાનુમોદન અર્થમાં અને'ताणं' પદ શરણગમન અર્થમાં છે. ચૂલિકાના પહેલા બે પદ દુષ્કૃતગર્હા અર્થમાં અને છેલ્લા બે પદ સુકૃતાનુમોદ અર્થમાં કહ્યા છે.

એ રીતે ભાનપૂર્વક ( Conciously ) અને ભાવપૂર્વક ( Devotionally ) નમસ્કારનું સ્મરણ તથા રટણ સતત થતું રહે તો જીવને ભાવધર્મની સિદ્ધિ થાય છે, ભાવધર્મની સિદ્ધિ માટેના ચાર અંગો આ પ્રકારે છેઃ—

रत्नत्रयधरेष्वेका भक्तिस्तत्कार्यकर्म च ।
शुभैकचिन्ता संसार-जुगुप्सा चेति भावना ॥

ત્રિષષ્ટિ શલાકાપુરુષ ચરિત્ર, પ્રથમ પર્વ શ્લો. ૧૫

(૧) રત્નત્રયધરને વિષે અનન્ય ભક્તિ.

(૨) તેમની સેવા–પરિચર્યા.

(૩) સર્વના શુભ માટેની જ એક ચિંતા. તથા

(૪) ચતુર્ગતિ અથવા ચાર કષાયરૂપ સંસારની જુગુપ્સા.

ભાવધર્મના એ ચાર અંગો છે. ભાવધર્મના આ ચારે અંગો શ્રી નમસ્કાર મહામંત્રના આરાધન વડે વિકસે છે, તેથી ધર્મના અર્થી જીવમાત્ર માટે તેનું આરાધન–આલંબન અનિવાર્ય છે. ' शुभं भवतु सर्वेषाम् ।'



# જૈન શ્વેતામ્બર સંઘના ઈતિહાસનું એક ભુલાયેલું પ્રકરણ

## (અથવા, શત્રુંજય પર્વત પરના એક લુપ્ત શિલાલેખની પ્રાચીન પ્રત)

લેખક : ડૉ. ઉમાકાન્ત પ્રેમાનંદ શાહ (પ્રાચ્ય વિદ્યામન્દિર, વડોદરા)

મહામાત્ય વસ્તુપાલના–તેજપાલના સમયના બે પ્રાચીન શિલાલેખો આજે ઉપલબ્ધ નથી, છતાં જૈનભંડારોમાંથી તેમની નકલની પ્રતો મળવાથી આજે આપણે એ શિલાલેખો વિષે જાણી શકયા છીએ. એ બે લેખો તે ઉદયપ્રભકૃત સુકૃતકીર્તિકલ્લોલિની અને જયસિંહસૂરિરચિત વસ્તુપાલ–તેજપાલ પ્રશસ્તિ.[1] એવી જ રીતે આ જ યુગનો એક ત્રીજો શિલાલેખ તે જિનહર્ષરચિત વસ્તુપાલ–ચરિત્રમાં મળતી ડભોઇ પ્રશસ્તિ.[2] આ ત્રણ લેખો જેમ નાશ પામ્યા હોવા છતાં પ્રાચીન પ્રતોમાંથી ઉદ્ધૃત કરી શકાયા તેમજ એક ચોથો લેખ, અને તે આ જ યુગનો, આપણને પ્રાચીન પ્રતમાંથી મળી શકે છે. મૂળ લેખ શત્રુંજય પર્વત પરના એક જૈનમંદિરના દરવાજે હતો, પણ આજે તે મળતો નથી. પણ, પ્રવર્ત્તક શ્રી કાંતિવિજયજી મહારાજશ્રીના સંગ્રહમાંથી એક પ્રાચીન હસ્તલિખિત પાનું જડી આવ્યું છે, જેમાં એ લેખની નકલ છે, અને જેમાં એ વિષે સ્પષ્ટ જણાવ્યું છે. આ પાનું મારા ધ્યાન ઉપર આણવા બદલ અને એ પ્રસિદ્ધ કરવાની રજા આપવા બદલ હું આગમપ્રભાકર મુનિશ્રી પુણ્યવિજયજી મહારાજશ્રીનો ઘણો આભારી છું. સદર પ્રતની બેઉ બાજુના ફોટા આ સાથે ચિત્ર–૧ તથા ચિત્ર–૨ રૂપે રજૂ કર્યા છે. મૂળ લેખની કાગળ ઉપરની આ પ્રાચીન નકલ ઈ. સ. પંદરમાં સૈકાના અંતભાગમાં અથવા સોળમા સૈકાના પ્રારંભમાં કરવામાં આવી હોય એવું અનુમાન આપણે સદર પ્રતિ (પાનું) ની લિપિ વગેરેથી કરી શકીએ છીએ.

ઉપર જણાવેલા ત્રણ લેખોની માફક આ લેખ એ કોઈ વંશની કે કોઈ મહાપુરુષની પ્રશસ્તિરૂપે નથી પણ એ તો શ્વેતામ્બર જૈન સંઘના આગેવાન આચાર્યો અને શ્રાવકોની મળેલી એક અગત્યની કૉન્ફરન્સ અથવા સભાના પસાર કરેલા ઠરાવો અંગેનો એક અગત્યનો દસ્તાવેજ છે જે સકલ જૈન (શ્વેતા૦) સંઘની જાણ માટે શિલા ઉપર કોતરાવી શત્રુંજયગિરિ ઉપર મૂકવામાં આવ્યો હતો. એટલે આ એક લેખ અથવા દસ્તાવેજ

---

૧. આ બેઉ ગાયકવાડ ઓરિએન્ટલ સિરિઝ નં. ૧૦ માં પ્રસિદ્ધ થએલ હમ્મીરમદમર્દન–નાટકના પરિશિષ્ટ નં. ૧ અને ૩ રૂપે છપાયાં છે. ૨. જુઓ, ભો. જ. સાંડેસરાકૃત, લિટરરી સર્કલ ઑફ વસ્તુપાલ, (સિંધી જૈન સિરિઝ, ૧૯૫૩), પેરા ૨૧૮.

હતો અને એની નીચે આપેલી નકલ ઉપરથી સ્પષ્ટ થશે કે એને રાજ્યના દફ્તરમાં, મહામાત્ય તેજપાલની શાસન–પટ્ટિકામાં નોંધી સાચવવામાં આવ્યો હતો. આમ આ લેખ ગુજરાત અને શ્વેતામ્બર જૈન સંઘના ઇતિહાસમાં એક મહત્ત્વનો પ્રાચીન દસ્તાવેજ છે.

સદર લેખની શરૂઆતમાં જણાવવામાં આવ્યું છે કે મહારાજાધિરાજ તિહુઅણપાલ (ત્રિભુવનપાલ) ના વિજયમાન રાજ્યમાં અણહિલ્લપાટક નગરમાં મળેલી પરિષદે વિ. સં. ૧૨૯૮ (ઈ. સ. ૧૨૪૨) ના ફાગણ વદી ૧૪ ને રવિવારના રોજ સદર ઠરાવ પસાર કર્યો હતો, એ વખતે મહામાત્ય **શ્રી તાત**ના[3] હાથમાં શ્રીકરણાદિમુદ્રાવ્યાપારનો[4] અધિકાર હતો. અને પંચાલ,[5] ખેટકાધાર, વાલાક, સુરાષ્ટ્ર, ધંધુક્ક, ધવલક્ક, આદિ દેશ રાણક શ્રી લૂણપસાજ (શ્રી લવણપ્રસાદ) વડે [6]પટ્ટલાથી ભૂજ્યમાન હતા (એટલે કે વિશિષ્ટ પટ્ટલા અથવા ફરમાન અથવા દસ્તાવેજથી એઓ આ વિભાગોનું શાસન ચલાવતા હતા.) શ્રી લૂણપસાજને ચૌલુક્ય કુલના અને મહામંડલેશ્વર કહ્યા છે. આ કાર્ય આ શાસન–પોતે પોતાના પુત્ર મહારાણક શ્રી વીરમદેવ અને મહામંડલેશ્વર રાણક શ્રી વીસલદેવ (મહારાણક શ્રી વીરધવલદેવના પુત્ર) ની સાથે (સહાયથી) કરતા. વીરધવલને માટે **દ્વિતીયજ્યેષ્ઠસુત**[7] એવો પ્રયોગ કરવામાં આવ્યો છે તે નોંધપાત્ર છે.

સદર હસ્તલિખિત પ્રતનું લખાણ નીચે મુજબ છેઃ—

**(પ્રતના પાનાની પહેલી બાજુ)**

(લીટી ૧) ॥ॐ॥ संवत १२९८ वर्षे । फाल्गुन वदि १४ रवौ । अद्येह श्रीमदणहिलपाटके । समस्तराजावलीसमलंकृतमहाराजाधिराज श्रीतिहुअणपालदेवकल्याणविजयराज्ये । तन्नियुक्तमहामात्यदंड० श्रीताते । श्रो ॥

---

૩ પાટણનાં સંઘભંડારની 'ઉપદેશકંદલીવૃત્તિ' ની તાડપત્રીય પ્રતની પુષ્પિકા અનુસાર, વિ. સં. ૧૨૯૬ માં તાત એ મહામાત્ય દંડનાયક હતા. જુઓ, જૈન પુસ્તક પ્રશસ્તિસંગ્રહ વૉ, ૧ પૃ. ૧૨૧

૪ ઉપર જણાવેલી 'ઉપદેશકંદલીવૃત્તિ' માં તાત માટે શ્રી श्रीकरणं परिपन्थयति सति એમ કહેવામાં આવ્યું છે. જેનો અર્થ અને આ લેખમાં જણાવેલ શ્રી श्रीकरणादिमुद्राव्यापारान् परिपन्थयति सति નો અર્થ બેઉ લગભગ સમાન જ લાગે છે. શ્રી કરણમાં State-Seal, અને અર્થતંત્ર સમાઈ જતા હતા. મુદ્રાવ્યાપાર એવો એકલો પ્રયોગ રાજમુદ્રા વાપરવાનો અધિકાર, વાણિજ્ય, નાણાંના વિનિમય–વ્યવસ્થા આદિ અંગે થતો હશે. શ્રીકરણ એ ચીફ સેક્રેટરીએટ અથવા રાજ્યની આવક અને નાણાનું ખાતું હશે. મુદ્રાવ્યાપાર અંગેના જૈન સાહિત્યમાંના ઉલ્લેખો અંગે જૈન સત્યપ્રકાશ વૉ, ૧૮ માં પં. શ્રી લાલચંદ ભ. ગાંધીના લેખો આવ્યા હતા, તે નોંધપાત્ર છે.

૫ પંચાલ એ વીરમગામ અને ધ્રાંગધ્રા વચ્ચેનો પ્રદેશ, ખેટકાધાર–ખેટકમંડલ, વાલાક–રાધનપુર અને કચ્છ વચ્ચેનો વાગડ પ્રદેશ અથવા વળા–વલા (વલભીપુર) આજુબાજુનો પ્રદેશ, સુરાષ્ટ્ર એટલે કાઠિયાવાડનો સોરઠ પ્રદેશ.

૬ રાજાઓના પટ્ટલા અથવા આદેશ માટે જૂઓ લેખપદ્ધતિ (ગાયકવાડ ઓ. સિરિઝ) પૃ. ૭.

૭ આ ઉલ્લેખ વિચારવા જેવો છે. અને અર્થ કંઈક સંદિગ્ધ રહે છે. છતાં આ અંગેની ચર્ચા આ લખાણમાં આગળ કરી છે.

(लीटी २) श्रीकरणादिमुद्राव्यापारान् परिपंथयति सति । तत्प्रसादात् गूर्ज्जरधरापाभारधौरेय-चौलुक्यवंशोद्भवमहामंडलेश्वराधिपति राण० लूणपसाजदेव तथा सुत महाराणक श्रीवीरमदेव तथा द्वितीय ज्येष्टसुतम—

(लीटी ३) हाराण० श्रीवीरधवळदेवायुसुतमहामंडलेश्वरराणक श्रीवीसलदेवैः पंचालदेश खेटका-धारदेश वालाकदेश सुराष्ट्रादेश धवलककदेश–लाटदेशप्रभृतिदेशेपु पत्तलया भुज्य-मानेपु । श्रीमदण—

(लीटी ४) हिल्लपत्तपत्तनमध्ये । श्री सांपावसहीचैत्ये थारापद्रगच्छीय आचार्यश्रीसर्व्वदेवसूरि तथा द्वितीय श्रीपूर्णभद्रसूरि श्रीअरिष्टनेमिचैत्ये ब्रह्माणगच्छीय श्रीशीलगुणसूरि । वायडवसहीचैत्ये श्रीजीवदेवसूरि । पं—

(लीटी ५) चासराचैत्ये श्रीदेवचंद्रसूरि । जालिहराचैत्ये श्रीविमलचंद्रसूरि दूतवसहिकाचैत्ये श्रीआमदेवसूरि । लोलाडन्नाचैत्ये श्रीनागेन्द्रसूरि । संडराचैत्ये श्रीशांतिसूरि । तथा भृगुकच्छेत्य श्रीशकुनिकाविहारचैत्ये श्री—

(लीटी ६) जयसिंहसूरि । ओसवालचैत्ये श्रीदेवगुप्तसूरि । तथा द्वितीय श्रीसिद्धसूरि । भावडाराचैत्ये श्रीजिणदेवसूरि । मोढवसहीचैत्ये श्रीचक्रेश्वरसूरि । भरुअच्छाचैत्ये श्रीआणंदसूरि । खडायथा श्रीजिनेश्वरसूरि । लखणा—

(लीटी ७) राचैत्ये श्रीदेवचन्द्रसूरि । हैयउराचैत्ये श्रीपजूनसूरि । जालउराचैत्ये नाणावाल श्रीसिद्धसूरि । चडाउलाचैत्ये कोरंटावाल श्रीकक्कसूरि । तथा आशापल्यां श्रीउदयन-विहारचैत्ये श्रीदेवसूरि तथा श्री आ—

(लीटी ८) मदेवसूरि । धवलक्के जालउराचैत्ये श्रीसिंहदत्तसूरि । स्तम्भनकश्रीपार्श्वनाथचैत्ये श्रीमल्लवादिसूरि । श्रीवटपद्रके कउडीवसहीचैत्ये श्रीगुणसेनसूरि । एवमेतश्चैत्यवासि-भिराचार्यैः । <u>तथा वसतिवासि</u>—

(लीटी ९) आचार्य श्रीहरिभद्रसूरिशिष्य श्रीविजयसेनसूरि । मलधारि श्रीनरचन्द्रसूरिशिष्य श्रीमाणिक्यचन्द्रसूरि । राजगुरु श्रीहेमसूरिसंताने श्रीमेरुप्रभसूरि । वादीश्रीदेवसूरि-गच्छे श्रीदेवेन्द्रसूरिशिष्य हेमप्रभ—

(लीटी १०) सूरि । तथा श्रीअभयदेवसूरिशिष्यश्रीमदनचंद्रसूरि । श्रीदेवभद्रसूरिसंताने श्रीअमर-चन्द्रसूरि । काठवीठीय श्रीविजयसिंहसूरिशिष्य श्रीवर्द्धमानसूरि । श्रीधर्मघोषसूरि-संताने श्रीआणंदसूरि । श्रीनेमिचंद्र—

(लीटी ११) सूरिशिष्य श्रीमाणिक्यसूरि । चैत्रावाल श्रीशांतिसूरिसंताने श्रीयशोदेवसूरि । नवांग-वृत्तिकारश्रीअभयदेवसूरिसंताने छत्राउला–श्रीदेवप्रभसूरिशिष्य श्रीपद्मप्रभसूरि । करड़िहट्टिकामध्ये श्रीधर्म्मघो—

(लीटी १२) षसूरिशिष्य श्रीचंद्रप्रभसूरि । तथा श्रीस्तम्भतीर्थे श्रीमुनिचन्द्रसूरिशिष्य श्रीमुनि-रत्नसूरि । तथा भालिजेत्य श्रीजिनेश्वरसूरिशिष्य श्रीरत्नप्रभसूरि । नड़ियाउद्रग्रामे श्रीगोविन्दसूरि । धवलककम—

(લીટી ૧૩) ध्येत्य श्रीधर्मघोषसूरि श्रीधनेश्वरसूरिशिष्य श्रीपद्मचंद्रसूरि । श्रीधर्म्मसूरिशिष्य श्रीधनेश्वरसूरि । श्रीमुनिरत्नसूरिशिष्य श्रीकनकसूरि । श्रीपुरुषोत्तमसूरि । आशापल्यां श्रीमलयसूरिसंता—

(લીટી ૧૪) ने श्रीतिलकप्रभसूरि । श्रीवामनस्थल्यां श्रीनेमिसूरि तथा श्रीमाणदेवसूरि । श्रीदेवपत्तने श्रीधर्म्मचंद्रसूरि । धंधुक्के श्रीचंद्रप्रभसूरि । श्रीवर्द्धमाने श्रीजयसिंहसूरि । श्रीहरिभद्रसूरिमंडल्यां श्री—

(લીટી ૧૫) बालचंद्रसूरि तथा यशोभद्रसूरिप्रभृतिवसतिवासिभिराचार्यैः एवं नागेन्द्रचन्द्रनिर्वृतिविद्याधराभिधानगच्छचतुष्टयप्रतिबद्धैः सर्वैरप्याचार्यैर्म्मिलित्वा समवायेन श्रीपत्तनवास्तव्य महं श्रीरत्नपा—

(લીટી ૧૬) लसुत ठ० श्रीलाषणपालण । महं श्रीधणपालसुत महं गुणपाल ठ० श्रीआसराजसुत महं श्रीवस्तुपालानुज महं तेजपाल श्रीवस्तुपालसुत महं श्रीजयतसिंह । श्रेष्ठि सोमेश्वरदेवसुत ठ० श्री—

(લીટી ૧૭) आसपालदेवसा ठ० श्रीश्रीचंद्रसुत ठ० श्रीराजसाह (અથવા सीह) खडायथा ज्ञातीय ठ० श्रीआल्हाणसत्क प्रपौत्र ठ० सामंतसीह । श्रे० वर्द्धमानसुत श्रे० वीरपाल। देशमुख्य श्रे० सहदेवसुत साहु जिणचंद्र भांड—

(લીટી ૧૮) शालिक आसासुत भां० आभड धवलक्केत्य श्रे० भोजासुत श्रे० खेतल श्रे० महीपालसुत श्रे० रतन श्रे० वीजासुत श्रे० वीकल श्रे० लूणिगगोत्र श्रे० पद्मचंद्र । आशापल्यां श्रे० छाडाउत्र ठ० वीहूसुत—

(લીટી ૧૯) भीम श्रे० राजसीहसुत श्रे० महं मदन । स्तंभतीर्थीय श्रे० रामदेउत्र. श्रे० मयधर श्रे० वयरसीहउत्र श्रे० जयता श्रे० सं० धीरणसुत सामंत भां० वाहडपुत्रपातासुत भां० आसपाल भां० जसवीरसुत भां० सोभित

(લીટી ૨૦) भां० धारप्रभृतिसनामसमस्तश्रावकाणां तथा साधुसाध्वीश्रावकश्राविकालक्षणचतुर्विधश्रीसंघस्य च समक्षं जैनदर्शनाचारस्य औचित्येन विचारं विधाय कृतनिर्णयो यथा । यत् गूर्ज्जरधरायां सुराष्ट्रा—

(લીટી ૨૧) कच्छमरुमंडललाटदेशादिदेशेषु च राजभुक्तौ वृद्धसामंतानां लघुसामंतानां च भुक्तौ वर्तमानश्रीपत्तनपुरनगराधिष्ठानवेलाकूलग्रामाकरेषु । श्रीशत्रुंजयरैवतकार्बुदादिगिरिशिखरे ।

## (પ્રતના પાનની બીજી બાજુ)

(લીટી ૧) षु च संतिष्ठमानार्हच्चैत्येषु पूर्वक्रमेण चैत्यवासिनो वसतिवासिनश्च आचार्योपाध्यायपंडितादयो ये वर्त्तंते तेषां मध्यात् ये केचिन्निजदुःकर्म्मदोषेण ब्रह्मचर्यव्रतं विलुप्य कयापि रीत्या पुत्रपुत्रि—

(લીટી ૨) कादीन्यपत्यानि जनयंति । तेषां जातापत्यानां तज्जनकैराचार्यपंडितादिभिश्चैत्यवा—

सिभिर्वसतिवासिभिश्च अतीत सं. १४ वर्षपूर्वं आचार्यपदस्थापना न कार्या न
कारयितव्या च अन्यत् उप—
(लीटी ३) रि आलापितसंवत्सरदिवसादारभ्य सर्व्वकालं स्वयं परेण वा कृत्वा तेषां विक्ल-
वजातापत्यानां कदापि दीक्षापि न दातव्या न दापनीया च । आचार्यपदस्थापना
न कार्या न कारयितव्या च । अन्यत् तैर्जा—
(लीटी ४) तापत्यैः स्वयमेव जैनयतिवेषो न धरणीयः । एतां चैत्यवासिभिर्वसतिवासिभिश्च
गच्छाचार्यैर्जिनशासनस्य औचित्येन विहितव्यवस्थां यः कोपि अतिक्रामति स
व्यवस्थालोपकारी भणित्वा संघवा—
(लीटी ५) ह्योऽपांक्तेयश्च सन् सर्वैरप्याचार्यैः श्रावकैश्च सर्व्वथा वर्ज्जनीयः स्थानकान्निर्वासनी-
यश्च । अन्यत् यो यत्र पत्तननगरग्रामादिस्थाने एतां विहितव्यवस्थां लुंपति तस्य
स्थानस्य प्रतिष्ठित आचार्या—
(लीटी ६) दिना श्रावकैश्च तस्य तस्य व्यवस्थालोपकारिणोऽन्यायिनः सपरिभवं स्थानका-
न्निर्व्वास्यमानस्य अश्लाघात्य(व्य)तिकारशंका स्वमनसि न कार्या । अन्यायिनां
निष्काशयतां तेषां कोपि दो—
(लीटी ७) षो जनापवादश्च न हि । अयमर्थश्चतुर्विधश्रीसंघेन मिलित्वा सर्वेषां संमतेन सम्य-
ग्निर्णीतः एवं संघेन विहितव्यवस्था—लोपकारी भणित्वा स्थानकान्निर्वास्यमानः
सन् यः कोपि कायव्रतादिकां करोति स-
(लीटी ८) श्वानगर्दभचांडालो भूत्वा म्रियते । इमा व्यवस्थां अनुपालयद्भिः सर्व्वैरपि जिन-
मतानुसारिभिस्तथा प्रयतितव्यं । यथा श्रीसर्वज्ञशासनस्य महती तेजोवृद्धिः सुतरां
संपद्यते । श्रीवस्तुपालानुजतेजपा—
(लीटी ९) लमंत्रीश्वरःशासनपट्टिकायां । इमां कृतिं संघकृतव्यवस्थामलेखयल्लेखगुरुप्रवीणः ॥ १
प्राग्वाटज्ञातीय महं ठ० जयतासुत ठ० मदनेन प्रशस्तिपट्टिका लिखिता ॥ सूत्रधार
सहदेवउत्र० सूत्र० वल्हासु—
(लीटी १०) त सूत्र० साल्हणेन प्रशस्तिरियमुत्कीर्णा ॥ मंगलं महाश्रीः देहि विद्यां ॥ इयं
चतुर्विधदर्शनकृता व्यवस्था श्रीशत्रुंजयमहातीर्थद्वाविंशतिलो(ले)प्य जिनानां प्रथम-
प्रथेशे लिखितास्ति । तन आनीय लिलिखे
(लीटी ११) व्यवहारज्ञानार्थमिति ॥

॥ एगुणसट्ठिइग्यार गच्छ पुन्निम वित्थरिउ ।
वारचडोतरवरसि गच्छ खरतर परिवरियउ ।
(लीटी १२) अंचल गच्छ विसाल वारचउदोतर जाणउं ।
वारछतीसइ गच्छ साधु पूनम्या वखाणउं ।
आगमिया संवत वारधुरिपंचासइ पुहविइं सरइ ।
तिम तपा वारपंच्यासियइ हीराणंद समुच्चरइ ॥१॥



કુંભારીઆજી દહેરાસરની કલાત્મક છત

( ફોટો : ડૉ. ઉમાકાન્ત પ્રે. શાહના સૌજન્યથી )

ઉપર પ્રમાણે પ્રતિનો ઉતારો વાંચતાં સમજાશે કે એ પરિષદમાં નીચે મુજબના **ચૈત્યવાસી** આચાર્યો હાજર હતાઃ—**અણહિલ્લપટ્ટન (પાટણ)**માંથી **શ્રી સાંપાવસહી ચૈત્ય**માં રહેતા થારાપદ્રીય ગચ્છના શ્રી સર્વદેવસૂરિ[૮] અને શ્રી પ્રદ્યુમ્નસૂરિ; **અરિષ્ટ-નેમિચૈત્ય**માંથી બ્રહ્માણગચ્છના શ્રી શીલગુણસૂરિ; **વાયડવસહી** ચૈ૦ માંના શ્રી જીવદેવ-સૂરિ; [૯]**પંચાસરાચૈત્ય**માંના શ્રી દેવચંદ્રસૂરિ; **જાલિહરચૈત્ય**માંના શ્રી વિમલચંદ્રસૂરિ; **ઘૃતવસહિકા** ચૈત્યમાંથી શ્રી આમદેવસૂરિ; **લોલાઉત્રા** ચૈ૦(?)ના શ્રી નાગેન્દ્રસૂરિ (અને) **સંડેરા** ચૈ૦ ના શ્રી શાંતિસૂરિ, **ભૃગુકચ્છ (ભરૂચ)**માંથી, **શ્રી શકુનિકાવિહાર** ચૈ૦ માંથી શ્રી જયસિંહસૂરિ **ઓસવાલ** ચૈ૦ ના શ્રી દેવગુપ્તસૂરિ અને શ્રી સિદ્ધસૂરિ; **ભાવડારા** ચૈ૦ ના શ્રી જિનદેવસૂરિ, **મોઢવસહી** ચૈ૦ ના શ્રી ચક્રેશ્વરસૂરિ, [૧૧]**ભરૂઅછા** ચૈ૦ ના શ્રી આનન્દસૂરિ, **ખડાયથા**[૧૨] શ્રી જિનેશ્વરસૂરિ, **લખણારા** ચૈ૦ ના શ્રી દેવચંદ્રસૂરિ, **હૈયઉરા** ચૈ૦ ના શ્રી પજૂન (પ્રદ્યુમ્ન) સૂ૦, **જાલઉરા** ચૈ૦ ના નાણાવાલ શ્રી સિદ્ધસૂરિ, **ચડાઉલા** ચૈ૦ ના કોરંટાવાલ શ્રી કક્કસૂરિ. **આશાપલ્લી**માંથી **શ્રી ઉદયન-વિહાર** ચૈ૦ માંના શ્રી દેવસૂરિ અને શ્રી આમસૂરિ. **ધવલક્કક (ધોળકા)માંથી, જાલઉરા** ચૈ૦ ના શ્રી સિંહદત્તસૂરિ. **સ્તમ્ભનક પાર્શ્વનાથ** ચૈ૦ના શ્રી મલ્લવાદીસૂરિ. [૧૩]**વટપદ્રકમાંથી કુડીવસહી** ચૈ૦ ના શ્રી ગુણસેનસૂરિ.

આ સભામાં નીચેના વસતિવાસી આચાર્યો હાજર હતાઃ—શ્રી વિજયસેનસૂરિના શિષ્ય આચાર્ય શ્રી હરિભદ્રસૂરિ, મલધારિ શ્રી નરચંદ્રસૂરિશિષ્ય શ્રી માણિક્યચંદ્રસૂરિ. રાજગુરુ શ્રી હેમસૂરિ ( શ્રી હેમચંદ્રાચાર્ય ) ની પરંપરામાં શ્રી મેરુપ્રભસૂરિ. વાદિ શ્રી દેવસૂરિગચ્છના શ્રી દેવેન્દ્રસૂરિના શિષ્ય શ્રી હેમપ્રભસૂરિ. શ્રી અભયદેવસૂરિના શિષ્ય શ્રી

---

૮. વિ. સં. ૧૨૮૭ માં રચાયેલી 'સ્વમસપ્તતિકા'ના કર્તા આ હોઈ શકે. જુઓ, મો. દ. દેશાઈ, જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઈતિહાસ; પૃ. ૩૯૫. આ પરિષદમાં હાજર રહેલા ચૈત્યવાસી આચાર્યો અને સાધુઓ મોટા વિદ્વાન અને જૈનસંઘમાં આગેવાન વ્યક્તિઓ હશે.

૯. પાટણના પંચાસરામંદિરમાં શ્રી દેવચંદ્રસૂરિની એક પ્રતિમા મેં જોઈ હતી. હું ધારું છું સદર મંદિરનો પુનરુદ્ધાર થયા પછી અત્યારે પણ એ ત્યાં જ હશે.

૧૦. વિ. સં. ૧૩૨૧ માં ચૈત્રગચ્છના આમદેવસૂરિથી પ્રતિષ્ઠિત એક ધાતુપ્રતિમા મેવાડમાં કરહેડાના જૈનમંદિરમાં છે. એ જ આ આમદેવસૂરિ કે આગળ જણાવેલ આશાપલ્લીમાંથી આવેલા આમદેવ-દેવસૂરિ કે બીજા કોઈ તે કહી શકાય નહિ.

૧૧. પાટણના સંઘવી ભંડારમાંથી વિ. સં. ૧૩૪૪ ની કલ્પસૂત્ર–કાલકકથાની તાડપત્રીય પ્રતની પ્રશ-સ્તિમાં આનન્દસૂરિના શિષ્ય અમરપ્રભસૂરિનો ઉલ્લેખ છે. જુઓ, ' જૈન પુસ્તક પ્રશસ્તિ સંગ્રહ ' વૉ. ૧, પૃ. ૩૬, આ એ જ આનન્દસૂરિ કે બીજા તે ચોક્કસ કહી શકાય નહિ.

૧૨. ખડાયથા શ્રી જિનેશ્વરસૂરિ એટલે મૂળ ખડાયતા જ્ઞાતિમાં જન્મેલા શ્રી જિનેશ્વરસૂરિ અથવા ખડાયતા જ્ઞાતિના જૈનવણિકોના ગુરુ શ્રી જિનેશ્વરસૂરિ એવો અર્થ ઘટાવી શકાય. અથવા અહિ આ શબ્દપ્રયોગ સ્થળ–નામ સૂચક હશે ?

૧૩. વટપદ્રક=હાલનું વડોદરા શહેર.

મદનચંદ્રસૂરિ. શ્રી [14]દેવભદ્રસૂરિની પરંપરામાં શ્રી અમરચંદ્રસૂરિ. કાઠવીઠીય શ્રી વિજયસિંહસૂરિના શિષ્ય શ્રી વર્દ્ધમાનસૂરિ. શ્રી ધર્મઘોષસૂરિ સંતાનમાં શ્રી આણંદસૂરિ. શ્રી શ્રી નેમિચંદ્રસૂરિશિષ્ય શ્રી માણિક્યસૂરિ. ચૈત્રાવાલ શ્રી શાંતિસૂરિની પરંપરામાં શ્રી યશોદેવસૂરિ. નવાંગવૃત્તિકાર શ્રી અભયદેવસૂરિની પરંપરામાં છત્રાઉલા શ્રી દેવપ્રભસૂરિ-શિષ્ય શ્રી પદ્મપ્રભસૂરિ. **કરડિહટ્ટિકા**માંથી ( કરહેડા ? ) શ્રી ધર્મઘોષસૂરિશિષ્ય શ્રી ચંદ્રપ્રભસૂરિ. તથા **શ્રી સ્તંભતીર્થ**માંના શ્રી મુનિચંદ્રસૂરિશિષ્ય શ્રી મુનિરત્નસૂરિ. તથા **ભાલિજા** ( ભાલેજ ) માંથી શ્રી જિનેશ્વરસૂરિશિષ્ય શ્રી રત્નપ્રભસૂરિ. **નડિઆઉદ્ર** ( નડીઆદ ) ગામમાંથી શ્રી ગોવિન્દસૂરિ. ધવલક્કક ( ધોળકા ) માંથી આવેલા શ્રી ધર્મઘોષસૂરિ (અને) શ્રી ધનેશ્વરસૂરિશિષ્ય શ્રી પદ્મચંદ્રસૂરિ, શ્રી ધર્મસૂરિશિષ્ય શ્રી ધનેશ્વરસૂરિ, શ્રી મુનિરત્નસૂરિશિષ્ય શ્રી કનકસૂરિ, શ્રી પુરુષોત્તમસૂરિ. **આશાપલ્લી**માંથી શ્રી મલયસૂરિસંતાન ( પરંપરા ) ના શ્રી તિલકપ્રભસૂરિ. **શ્રી વામનસ્થલી** ( વંથળી ) માંથી શ્રી નેમિસૂરિ તથા શ્રી માણુદેવસૂરિ. શ્રી દેવપત્તન ( પ્રભાસપાટણ ) ના શ્રી ધર્મચંદ્રસૂરિ. ધંધુક્કકના શ્રી ચંદ્રપ્રભસૂરિ. [15]શ્રી વર્દ્ધમાન ( વઢવાણ ) માંથી શ્રી જયસિંહસૂરિ (અને) શ્રી હરિભદ્રસૂરિ. મંડલી ( કાઠિયાવાડમાં ) માંથી શ્રી આલચંદ્રસૂરિ તથા શ્રી યશોભદ્રસૂરિ[16] આદિ વસતિવાસી આચાર્યો—આમ નાગેન્દ્ર, ચંદ્ર, નિર્વૃત્તિ અને વિદ્યાધર નામક ચારેય (પ્રાચીન) ગચ્છના આચાર્યોએ મળી સમવાયથી, અને નીચે જણાવેલા સમસ્ત શ્રાવકો તથા સાધુ–સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાઓના ચતુર્વિધ શ્રી સંઘની સમક્ષ જૈનદર્શન અને આચારનો ઔચિત્યની દૃષ્ટિએ વિચાર કરી નીચે બતાવ્યા પ્રમાણે નિર્ણય લેવામાં આવ્યો છે.

સદર પરિષદમાં હાજર રહેલા આગેવાન શ્રાવકોમાં–શ્રી પત્તન (પાટણ)ના રહેવાસી મહં ( મહત્તમ કે મહત્તર ) શ્રી રત્નપાલસુત ઠ૦ ( ઠક્કુર ) શ્રી લાખણુ પાલણુ, મહં૦ શ્રી ધણપાલના પુત્ર મહં૦ ગુણપાલ, ઠ૦ શ્રી આસરાજસુત મહં૦ શ્રી વસ્તુપાલના અનુજ મહં૦ તેજપાલ (મહામાત્ય શ્રી વસ્તુપાલના ભાઈ મહામાત્ય તેજપાલ), શ્રી વસ્તુપાલના પુત્ર મહં૦ શ્રી જયતસીહ, શેઠ (શ્રેષ્ઠિ) સોમેશ્વરદેવસુત ઠ૦ શ્રી આસપાલદેવસા, ઠ૦ શ્રી શ્રીચંદ્રપુત્ર ઠ૦ શ્રી રાજસાહ ( કે રાજસીહ ), ખડાયથા જ્ઞાતિના ઠ૦ શ્રી આલ્હણુના પ્રપૌત્ર ઠ૦ શ્રી સામંતસીહ, શેઠ વર્દ્ધમાનના પુત્ર શેઠ વીરપાલ, દેશમુખ્ય ( દેશમુખ ) શેઠ સહદેવ પુત્ર સાહુ જિણચંદ્ર, ભાંડશાલિક આસાના પુત્ર ભાં૦ (ભાંડશાલિક) આભડ, ધવલક્કકમાંથી આવેલા શેઠ ભોજાના પુત્ર શેઠ ખેતલ, શેઠ મહીપાલસુત શેઠ રતન, શેઠ

---

૧૪. આ શ્રી દેવભદ્રસૂરિ તે કહારયણુ કોશના કર્તા છે.

૧૫. એઓ, પ્રભાવક ચરિત્રના કર્તા, રાજગચ્છના પ્રભાચંદ્રના ગુરુ ચંદ્રપ્રભસૂરિ હોઈ શકે, જુઓ મો. દ. દેશાઈ, જૈ. સા. સં. ઇ. પૃ. ૪૧૫.

૧૬. ઘોઘાના મંદિરમાં બે ધાતુપ્રતિમાઓ છે, એક વિ. સં. ૧૩૦૦ ની અને બીજી વિ. સં. ૧૩૧૫ ની, એ બેઉની પ્રતિષ્ઠા કરાવનાર ચંદ્રગચ્છના યશોભદ્રસૂરિ છે. એ જ આ યશોભદ્રસૂરિ હશે ? ઘોઘાની પ્રતિમાઓના લેખ માટે જુઓ પૂર્ણચંદ્ર નાહરકૃત જૈન ઇન્સ્ક્રીપ્શન્સ, વૉ. નં. ૧૭૭૮–૧૭૭૯.

વીજાના પુત્ર શેઠ વીકલ, લૂણિગગોત્રના શેઠ પદ્મચંદ્ર, આશાપલ્લીમાંથી શેઠ છાડાઉત્ર (છાડાપુત્ર) ઠ૦ વીહૂના પુત્ર ભીમ, શેઠ રાજસીહના પુત્ર શેઠ મહં૦ મદન, સ્તંભતીર્થના શેઠ રામદેવઉત્ર (પુત્ર) શેઠ મયધર, શેઠ વયસીહઉત્ર શેઠ જયતા, શેઠ સં. (સંઘવી ?) ધીરણના પુત્ર સામંત, ભાં૦ વાહડના પુત્ર પાતાના પુત્ર ભાં૦ આસપાલ, ભાં૦ જસવીર પુત્ર ભાં૦ સોભિત, અને ભાં૦ ધાર આદિ શ્રાવકો—

ઠરાવ નીચે મુજબ છે—

ગુજર્જરધરામાં, સુરાષ્ટ્ર, કચ્છ, મરુમંડલ, લાટદેશ આદિ દેશોમાં, રાજભુક્તિમાં તેમ જ વૃદ્ધ અને લઘુ સામંતો (મોટા તેમ જ નાના જાગીરદાર સામંતો) ની ભુક્તિમાં હાલની રાજધાની શ્રીપત્તન (પાટણ) તેમ જ બીજા વેલાકૂલ (બંદરો) તેમ જ ગ્રામો આદિમાં (તેમ જ) શ્રી શત્રુંજય, રૈવતક (ગિરનાર), અર્બુદ આદિ પર્વતો ઉપરના હયાત અર્હત્‌–ચૈત્યો (જિન–મંદિરો) માં, જે કોઈ ચૈત્યવાસી અથવા વસતિવાસી આચાર્ય, ઉપાધ્યાય, પંડિત આદિ હોય તેમાંથી જે કોઈ પોતાના દુષ્કર્મના દોષથી બ્રહ્મચર્યનો લોપ કરી, કોઈ રીતે પુત્ર–પુત્રી આદિ સંતાનો ઉત્પન્ન કરે તે (તેવા) જન્મેલા બાળકોની તેમના જનકો (પિતા) એ આચાર્ય કે પંડિત આદિ ચૈત્યવાસીએ અતીત સં. ૯૪ (સં. ૧૨૯૪) આગળ (એટલે સં. ૧૨૯૫ અને તે પછીના વર્ષોમાં) આચાર્યપદે સ્થાપના કરવી નહિ કે કરાવવી નહિ.

વળી ઉપર લખેલા સંવત્સરથી માંડીને કોઈએ આવા દોષથી (વિફ્લવ) ઉત્પન્ન થયેલા સંતાનોને સાધુ અથવા સાધ્વી તરીકેની દીક્ષા આપવી નહિ. તેમ જ એવાની આચાર્યપદે સ્થાપના કરવી કે કરાવવી નહિ, અથવા આવી રીતે જન્મેલા કોઈએ જાતે પણ જૈન સાધુ (કે સાધ્વી) નો વેષ ધારણ કરી લેવો નહિ.

ચૈત્યવાસી તેમ જ વસતિવાસી ગચ્છાચાર્યોએ જિનશાસનના ઔચિત્યના વિચારપૂર્વક કરેલી આ વ્યવસ્થાને જે ઉલ્લંઘે તેને વ્યવસ્થાલોપ કરનાર જાહેર કરી એને જૈન સંઘ-માંથી બહિષ્કૃત કરવો અને એ અપાંક્તેય (જેની સાથે પંક્તિભોજન ના કરી શકાય તેવો) હોવાથી એને સર્વે આચાર્યોએ સદા વર્જ્ય ગણવો અને સ્થાનકોમાંથી કહાડી મૂકવો.

વળી કોઈપણ પત્તન, નગર કે ગામમાં જ્યારે કોઈ આ ઠરેલી વ્યવસ્થાનો લોપ કરે ત્યારે તે સ્થાનના પ્રતિષ્ઠિત આચાર્ય આદિએ તથા શ્રાવકોએ તે તે વ્યવસ્થા–લોપ કરનાર અન્યાયી વ્યક્તિઓને પરિભવપૂર્વક સ્થાનકમાંથી કાઢી મૂકતાં વ્યતિકર અથવા અશ્લાઘા આદિની શંકા મનમાં આણવી નહિ. (એવા) અન્યાયીઓને કાઢી મૂકવામાં તેઓનો કોઈ દોષ નથી તેમ જ લોકાપવાદ પણ નથી. આ નિર્ણય ચતુર્વિધ સંઘે મળીને સર્વેની સંમતિથી સમ્યગ્‌ રીતે કરેલો છે.

આવી રીતે વ્યવસ્થાલોપ કરનાર છે એમ જાહેર કરી સ્થાનકમાંથી કાઢી મૂકવામાં આવતી વ્યક્તિ જો કોઈ કાયવ્રતાદિ (ઉપવાસ આદિ કોઈપણ પ્રકારનું શારીરિક ત્રાગું) કરે તો તે શ્વાન, ગર્દભ અથવા ચાંડાલ થઈ મરશે (મરીને કૂતરા, ગધેડો કે ચાંડાલ થશે.)

આ વ્યવસ્થાનું અનુપાલન કરનાર સર્વે જિનમતાનુયાયીઓએ એવી રીતે પ્રયત્ન કરવો કે જેથી શ્રી સર્વજ્ઞના શાસનની મોટી તેજોવૃદ્ધિ સારી રીતે થાય.

આ વ્યવસ્થાને, શ્રી વસ્તુપાલના નાના ભાઈ મંત્રીશ્વર અને લેખમાં સારી રીતે પ્રવીણ એવા તેજપાલે શાસનપટ્ટિકા (State record–રાજદફ્તર) માં નોંધાવી. પોરવાડ (પ્રાગ્વાટ) જ્ઞાતિના મહં૦ જયતાના પુત્ર ઠ૦ મદને પ્રશસ્તિપટ્ટિકા લખી. સૂત્રધાર (સલાટ, શિલ્પી) સહદેવના પુત્ર સૂત્ર૦ વલ્હાના પુત્ર સૂત્રધાર સાલ્હણે આ પ્રશસ્તિને (પથ્થર ઉપર) કોતરી. મંગલ (હજો), મહા શ્રી વિદ્યા અર્પો.[૧૭]

આ વ્યવસ્થા (નો લેખ), શ્રી શત્રુંજય મહાતીર્થમાં, બાવીસ તેર્થંકરોના જિનાલયના પ્રથમ પ્રવેશદ્વાર ઉપર કોતરેલો. તે ઉપરથી વ્યવહારના જ્ઞાન માટે આ (નકલ) લખવામાં આવી છે.

ઉપર મુજબનો આ લેખ ઘણી રીતે અગત્યનો છે. પહેલાં તો, તેરમા સૈકાના ગુજરાતની અને ખાસ કરીને જૈનોની સામાજિક સ્થિતિ વિષે ઘણું જાણવા માટે છે. બીજું; તે સમયના જૈનસંઘ વિષે જાણવા મળે છે. ગુજરાતમાં ચૈત્યવાસીઓ ઘણા હતા. નાગેન્દ્રગચ્છના શીલગુણસૂરિ જેમણે વનરાજને પાટણની સ્થાપનામાં સહાય કરેલી તેઓ ચૈત્યવાસી સાધુ હતા તે જાણીતું છે. એટલે વિ. સં. ૮૦૨ (ઇ. સ. ૭૪૬) આસપાસથી ગુજરાતમાં ચૈત્યવાસીઓનું જોર કલ્પી શકાય છે. ચારિત્ર્ય બાબતમાં આ સાધુઓમાં અવારનવાર દેખાતી ક્ષતિઓ સામે વખતોવખત જૈન આચાર્યોએ ખૂબ વિરોધ કરેલો. ખરતરગચ્છના જિનેશ્વરસૂરિ જેઓ ચંદ્રકુલના વર્ધમાનસૂરિના શિષ્ય હતા. તેમણે સોલંકી રાજા દુર્લભરાજની રાજસભામાં ચૈત્યવાસીઓને હરાવ્યા ત્યારથી પાટણમાં અને ગુજરાતમાં ચૈત્યવાસીઓનું જોર ઘટવા માંડ્યું લાગે છે. કુમારપાલના સમયમાં ઉપકેશગચ્છના કક્કસૂરિએ કેટલાક ચૈત્યવાસીઓને ગચ્છ બહાર કર્યાનું જાણવા મળે છે તેથી લાગે છે કે કુમારપાલના સમયમાં પણ ચૈત્યવાસી સાધુઓમાં કેટલાક દૂષણો ચાલુ હશે. ચૈત્યવાસીઓમાં કેટલાક સમર્થ આચાર્યો અને પંડિતો હતા અને એઓનું જૈનસમાજ પર સારું એવું પ્રભુત્વ હતું એમ સ્પષ્ટ છે. દાખલા તરીકે, ભીમદેવ પહેલાના મામા જેઓ પાછળથી દ્રોણાચાર્ય તરીકે પ્રસિદ્ધ છે તેઓ ચૈત્યવાસી હતા અને એ દ્રોણાચાર્યના શિષ્ય સુરાચાર્ય પોતે સારા વિદ્વાન અને કવિ હતા. તેમણે ધારાનગરીમાં ભોજની સભામાં વિજય પ્રાપ્ત કર્યો હતો.

આ લેખની નકલ જડી તે પહેલાં સામન્ય માન્યતા એવી હતી કે હેમચંદ્રાચાર્યના સમય પછી તો પાટણ અને ગુજરાતમાં ચૈત્યવાસીઓનું જોર ઘટ્યું હતું પણ આ લેખનું હસ્તલિખિત પાનું જે વિશ્વસનીય છે તે જોતાં સ્પષ્ટ છે કે તેજપાલના સમયમાં પણ ચૈત્યવાસીઓનું ઠીકઠીક જોર હતું એટલું જ નહિ પણ કેટલાક જાણીતા આચાર્યો ચૈત્યવાસી

---

૧૭ આજ સુધી મારવાડમાં બાળકને પહેલું અક્ષરજ્ઞાન આપતી વખતે "મંગલ મહાશ્રી દે વિદ્યા પરમેસરી" એવું બોલવામાં આવે છે.

હતા અને ઘણા જાણીતા ચૈત્યો પણ એમના કબજામાં હતા. ભરૂચના પ્રખ્યાત શકુનિકા-વિહારના સુવિખ્યાત આચાર્ય શ્રી જયસિંહસૂરિ જેમને વસ્તુપાલ-તેજપાળ પૂજતા તેઓ ચૈત્યવાસી હતા એ આ લેખથી સ્પષ્ટ થાય છે. આશાપલ્લી (હાલના અમદાવાદમાં જમાલપુર અને કાંકરીઆ તથા આસ્ટોડીઆ આજુબાજુનો ભાગ ?) નું ઉદયનવિહાર ચૈત્ય શ્રી દેવસૂરિથી અધિષ્ઠિત હતું જે દેવસૂરિ ચૈત્યવાસી હતા. ( આ લેખમાં કર્ણાવતીનો ઉલ્લેખ નથી તે ધ્યાન ખેંચે છે. ) વાયટીયગચ્છના જીવદેવસૂરિ ચૈત્યવાસી હતા (પાટણનું) પંચાસરા પાર્શ્વનાથનું દેરાસર તેજપાલના સમયમાં પણ ચૈત્યવાસીઓના કબજામાં હતું તે આપણને આ પ્રશસ્તિ લેખની જાણવા મળે છે, એટલું જ નહિ પણ સ્તમ્ભન પાર્શ્વનાથનું ચૈત્ય પણ મલ્લવાદીના કબજામાં હતું. અને એ મલ્લવાદી પણ ચૈત્યવાસી હતા. જિનહર્ષના વસ્તુપાલ ચરિત્રમાં આ મલ્લવાદીનો એક પ્રસંગ નોંધ્યો છેઃ-એક વખત શ્રી મલ્લવાદીનું વ્યાખ્યાન સાંભળવા શ્રી વસ્તુપાલ ગયા ત્યારે દરવાજામાં પેંસતાં જ એમણે શ્રી મલ્લવાદીને એવું કહેતાં સાંભળ્યા કે " अस्मिन्नसारे संसारे सारं सारङ्गलोचनाः " ( આ અસાર સંસારમાં હરિણાક્ષીઓ (સ્ત્રીઓ) એ (જ)સાર છે) વસ્તુપાલને લાગ્યું કે આ આચાર્યશ્રીના મનમાં સ્ત્રીઓ રમ્યા કરે છે. એટલે એમણે આચાર્યશ્રીને અભિવાદન કર્યું નહિ. પણ ચતુર આચાર્ય ચેતી ગયા અને તુરત એમણે બીજું ચરણ બનાવી ઉમેર્યું કે "यत्कुक्षिप्रभवा एते वस्तुपाल ! भवादृशाः" ( કે જેવી સ્ત્રીઓની કૂખે વસ્તુપાલ ! આપના જેવાઓએ જન્મ લીધો છે ). વસ્તુપાલે આ સાંભળી ચકિત થઇ યોગ્ય અભિવાદન કર્યું. આ જ પ્રસંગ, રત્નમંદિરગણિની ઉપદેશતરંગિણી મુજબ, મલ્લવાદીને બદલે અમરચંદ્રસૂરિ અને વસ્તુપાલ વચ્ચે બન્યો હતો. જ્યારે ' પુરાતન પ્રબંધસંગ્રહ ' ( પૃ. ૭૯ ) અનુસાર આ પ્રસંગમાં ભરૂચના શકુનિ-કાવિહારના બાલહંસસૂરિનું નામ આવે છે. પણ મલ્લવાદીવાળી વાત વધુ વિશ્વસનીય લાગે છે કેમકે એ પુરાવો જૂનો છે. આપણો આ પ્રશસ્તિલેખ વાંચ્યા પછી ઉપરનો પ્રસંગ વધુ વિશ્વસનીય બને છે અને રસિક બને છે. ચૈત્યવાસી આચાર્યો આ રીતે સ્ત્રીઓ બાબત ઉલ્લેખ કરવાની હિંમત કરતા એ માની શકાય છે.

મેરુતુંગના 'પ્રબંધચિંતામણિ'માં જણાવેલું છે કે કુમારદેવી નામની એક લાવણ્યવતી વિધવા હરિભદ્રસૂરિના વ્યાખ્યાનમાં ગએલી. ત્યાં વ્યાખ્યાન કરતાં કરતાં આચાર્યની દૃષ્ટિ વારેઘડીએ કુમારદેવી પર ઢળતી. ચતુર અમાત્ય આસરાજ ( વસ્તુપાલના પિતા ) જેઓ વ્યાખ્યાનમાં હાજર હતા તેઓ આ જોઈ ગયા અને વ્યાખ્યાન પૂરું થયે એમણે આચાર્ય-શ્રીને આ વર્તણુંકનો ખૂલાસો પૂછ્યો. આચાર્યશ્રીએ કહ્યું કે આ બાઈની કૂખે મહાન-પુરુષો અવતરશે, અને આ વાત પોતે સામુદ્રિક-લક્ષણશાસ્ત્રના જ્ઞાન વડે જાણી શક્યા છે. આસરાજે કુમારદેવીને ઉપાડી જઈ એની સાથે લગ્ન કર્યું અને કુમારદેવીની કૂખે વસ્તુ-પાલ તથા તેજપાલ જેવા મહાન પુરુષોએ જન્મ લીધો. હવે આ રીતે લક્ષણશાસ્ત્ર આદિની મદદથી ભવિષ્યકથન કરવું એ જૈનસાધુ માટે નિષિદ્ધ ગણાય કેમકે એ પાપશ્રુત ગણાય. આ માટે સ્ત્રીના અંગપ્રત્યંગ પર નજર નાંખી અભ્યાસ કરવો એ પણ નિષિદ્ધ જ લેખાય. છતાં ચૈત્યવાસી સાધુઓ આવું ખુલ્લી રીતે કરતા એ આ પ્રસંગથી સ્પષ્ટ થાય છે.

ઉપરના લખાણમાં પાટણના આઠ ચૈત્યવાસી આચાર્યો અને તેમનાં ચૈત્યોનાં નામ છે, ભરૂચના અગિઆર આચાર્યો અને દશ ચૈત્યોનાં નામ છે. તદુપરાંત આશાપલ્લી, ધવલક્કક (ધોળકા), ખંભાત, વટપદ્રક (વડોદરા) આદિના ચૈત્યવાસી આચાર્યો અને ચૈત્યોનાં નામ ખાસ નોંધપાત્ર છે. એ જ સમયના, પાટણના અગિઆર વસતિવાસી આચાર્યોનાં નામો નોંધપાત્ર છે. જેમાં વસ્તુપાલના ગુરુ વિજયસેનસૂરિ પણ છે. મંડળીના બાલચંદ્રસૂરિ તે વસંતવિલાસ મહાકાવ્યના કર્તા છે અને મંડલી તે હાલમાં સૌરાષ્ટ્રનું માંડલ છે.

આ લેખ બતાવે છે કે એ સમયમાં જૈનસંઘમાં ઠીક ઠીક સડો ખાસ કરીને ચૈત્યવાસી સાધુસમુદાયમાં–પેઠો હતો તે એટલે લગી કે ચૈત્યવાસી સાધુઓ સંતાન પેદા કરતા અને તેમને મોટા થયે આચાર્યપદવી પણ આપતા. પણ, ચૈત્યવાસીઓનું ગુજરાતમાં જોર હોવા છતાં અને એમનામાં વિદ્વાન અને સારા આચાર્યો પણ હોવા છતાં, વસતિવાસી આચાર્યોની સંખ્યા અને એમનું જોર વધુ હોય એમ લાગે છે. કેમકે તેઓ ચૈત્યવાસીઓને સમજાવી એમની પાસે આ ઠરાવમાં સંમતિ લઈ શક્યા છે, એ પણ કારણ હોય કે હાજર રહેલા ચૈત્યવાસી આચાર્યો અન્ય ચૈત્યવાસી સાધુસમુદાય જેટલા પતિત ના પણ હોય.

આ ઠરાવમાં એ જણાવાયું નથી છતાં, મહામાત્ય તેજપાલની હાજરી અને એમના પ્રભાવે આ પરિષદને આ રીતે સફળ કરવામાં ઘણો અગત્યનો ભાગ ભજવ્યો હોય એમ લાગે છે. આ વ્યવસ્થાએ ગુજરાત અને સૌરાષ્ટ્રમાં ચૈત્યવાસીઓનું જોર તોડવામાં મોટો ભાગ ભજવ્યો લાગે છે. આમ આ પરિષદમાં હાજર રહેલા વસતિવાસી આચાર્યો, મહામાત્ય તેજપાલ તેમ જ અન્ય શ્રાવકોએ જૈનસંઘની એક કિંમતી સેવા બજાવી છે, જે આજ સુધી આપણને અજ્ઞાત હતી.

આ લેખ ઐતિહાસિક દૃષ્ટિએ અગત્યનો છે. આ પ્રતમાં અને એ લખાણમાં અવિશ્વાસ રાખવાનું કાંઈ કારણ નથી. આ લેખથી એ સ્પષ્ટ થાય છે કે વિ. સં. ૧૨૯૮ માં ત્રિભુવનપાલનું રાજ્ય હતું. વિચારશ્રેણિ પ્રમાણે ભીમદેવ બીજાનું મૃત્યુ વિ. સં. ૧૨૯૮ માં થયું. ભીમદેવ ભીજાના સં. ૧૨૯૬ ના દાનપત્ર (જુઓ ઇન્ડિઅન એન્ટિકવેરી વૉ. ૬, પૃ. ૨૦૫) પછીનો એમનો કોઈ લેખ મળ્યો નહોતો. અને વિ. સ. ૧૨૯૯ પહેલાંનો ત્રિભુવનપાલનો લેખ મળ્યો નહોતો. એટલે આમ વિ. સં. ૧૨૯૬ ના ફાગણ વદી ૧૪ ના રોજ ત્રિભુવનપાલ રાજ્ય કરતા હતા એ આ લેખથી આપણે હવે જાણી શક્યા છીએ અને આમ ત્રિભુવનપાલે ચાર વર્ષ રાજ્ય કર્યાનો જે એક મત છે તે સાચો ઠરે છે.

આ લેખથી આપણે સ્પષ્ટ રીતે જાણી શકીએ છીએ કે લૂણપસાજ (લવણપ્રસાદ) ને બે દીકરા હતા—એક વીરમદેવ અને બીજા વીરધવલ. આ વીરધવલને द्वितीय ज्येष्ठसुत કહેવાનો મતલબ શો હોઇ શકે? વીરમદેવની મા અને વીરધવલની મા જુદી હોય અને આ બીજી પત્નીના સંતાનોમાં વીરધવલ જ્યેષ્ઠ એમ અર્થ લેવો? વીરમદેવને ફક્ત મહારાણક કહ્યા છે જ્યારે વીરધવલને મહામંડલેશ્વર કહ્યા છે અને આ લેખ વખતે એ

"દેવાયુ" એટલે કે મૃત્યુ પામેલા હતા એમ સૂચવ્યું છે. જેસલમેર કેટલૉગ (ગા. ઓ. સિરિઝમાં પૃ. ૩૫) માં જણાવ્યા પ્રમાણે જેસલમેરની એક તાડપત્રીય પ્રતની પ્રશસ્તિમાં એક વીરમદેવનો ઉલ્લેખ છે. તે મુજબ વિ. સં. ૧૨૯૬ માં વિદ્યુત્પુર (વીજાપુર) પર રાણક વીરમદેવનો અધિકાર હતો. આ વીરમદેવ તે લુણપસાજના પુત્ર રાણક વીરમદેવ હશે એમ આપણે હવે કહી શકીએ.

એમ લાગે છે કે વિ. સં. ૧૨૯૮ માં આ ઠરાવ વખતે વીરધવલ તેમ જ વસ્તુપાલ હયાત નહિ હોય.

આ લેખમાં વપરાયેલા કેટલાક શબ્દો, જેવાં કે, મહં૦, ઠ૦ ઠક્કુર, સાહુ, શ્રેષ્ઠિ, ભાંડશાલિક વગેરે તો જાણીતા છે, પણ દેશમુખ્ય એ સંજ્ઞા ગુજરાતમાં સાહુ જિનચંદ્ર માટે વપરાતો જોઈ વિચાર થાય છે કે પાછળના સમયમાં, મરાઠા રાજ્યમાં જે અધિકાર માટે દેશમુખ શબ્દ વપરાયો તે જ અર્થમાં સોલંકી યુગમાં "દેશમુખ્ય" શબ્દ પ્રયોગ થયો હશે ?

આ હસ્તલિખિત પાનામાં આખા પ્રશસ્તિ લેખને અંતે, જુદા હસ્તાક્ષરમાં કોઈએ પાછળથી જે ઉમેરો કર્યો છે તેમાં જૈનસંઘમાં કેટલાક ગચ્છો ક્યારે શરૂ થયા તેની સાલ આપી છે. આ શ્લોકો હીરાણંદે બનાવ્યા છે. જેમનો સમય ઈ. સ. પંદરમા સૈકા પહેલાનો નથી. આ હીરાણંદ તે વસ્તુપાલરાસ (વિ. સં. ૧૪૮૪) અને વિદ્યા–વિલાસ (વિ. સં. ૧૪૮૫) ના કર્તા હોઈ શકે. સદર હસ્તલિખિત પાનું પણ ઈ. સ. ના પંદરમા સૈકાના ઉત્તરાર્દ્ધનું કે વિક્રમના સોળમા સૈકાના પૂર્વાર્દ્ધનું લખાયેલું લાગે છે.

ઉપરોક્ત શ્લોકોમાં જણાવ્યા પ્રમાણે પૂર્ણિમાગચ્છની ઉત્પત્તિ વિ. સં. ૧૧૫૯ માં ખરતરગચ્છની વિ. સં. ૧૨૦૪ માં, અંચલગચ્છની વિ. સં. ૧૨૧૪ માં, સાધુપૂનમિયા ગચ્છની વિ. સં. ૧૨૩૬ માં આગમિયા ગચ્છની વિ. સં. ૧૨૮૫ માં અને તપાગચ્છની ઉત્પત્તિ વિ. સં. ૧૨૮૫ માં થઈ હતી.

આ લેખ આમ ગુજરાત તેમ જ શ્વેતામ્બર સંઘના ઇતિહાસ માટે અગત્યનો છે.



# 'ઉવસગ્ગહર' થોત્ત: એક અધ્યયન

લેખક: પ્રો. હીરાલાલ ર. કાપડિયા, એમ. એ.

(ભાષા, નામકરણ, પરિમાણ, મૂળ કૃતિ, પાંચથી વીસેક ગાથા, છંદ, ઉત્પત્તિ, પ્રણેતા, રચનાસમય, ૧૧ વિવરણો, પાઠાંતરો, અર્થવૈવિધ્ય, પંચપરમેષ્ઠીના નામાક્ષર, કલ્પ, યંત્રો, મંત્રો, પાદપૂર્તિ અને પ્રભાવ.)

**ભાષા**—'ઉવસગ્ગહરથોત્ત'ના નામથી અત્ર નિર્દેશાયેલી જૈન કૃતિની ભાષા 'પાઇય' (પ્રાકૃત) અને તેમાં મુખ્યત્વે કરીને 'જઇણ મરહટ્ઠી' (જૈન માહારાષ્ટ્રી) છે.

**નામકરણ**—પ્રસ્તુત કૃતિનો પ્રારંભ "ઉવસગ્ગહર"થી થતો હોવાથી અને એનો વિષય ગુણગાન હોવાથી એનું "ઉવસગ્ગહરથોત્ત" નામ યોજાયું છે. આ નામનું સંસ્કૃત સમીકરણ "ઉપસર્ગહરસ્તોત્ર" છે.[1] આથી આ નામથી તેમ જ [2]**ઉપસર્ગહરસ્તવ** અને [3]**ઉપસર્ગહરસ્તવન** એ બે નામોથી પણ આ કૃતિને ઓળખાવાય છે. આ ઉપરાંત કોઈ કોઈ હાથપોથીમાં આનું નામ [4]"ઉપસર્ગહરણસ્તોત્ર" જોવાય છે.

આ કૃતિ મુખ્યત્વે કરીને પાર્શ્વનાથની સ્તુતિરૂપ હોવાથી એને [5]'પાર્શ્વજિન લઘુ-સ્તવન' તેમજ [6]'પાર્શ્વનાથસ્તવન' પણ કહે છે.

**પરિમાણ**—આ સ્તોત્રની ગાથાની સંખ્યા વિષે મતભેદ પ્રવર્તે છે.

સામાન્ય રીતે એની નીચે મુજબની પાંચ ગાથા છે:—

" **उवसग्गहरं पासं पासं वन्दामि कम्मघणमुक्कं ।**
**विसहरविसनिन्नासं मङ्गलकल्लाणआवासं ॥१॥**

---

૧. જુઓ **ઉવસગ્ગહરથોત્ત**ની પૂર્ણચન્દ્રાચાર્યકૃત લઘુવૃત્તિનું મંગલાચરણ.

૨. જુઓ, Descriptive Catalogue of the Government Collections of Manuscripts (Vol. XVII, pt. 3. p. 192.) તેમજ **પ્રિયંકરનૃપકથા.** (પૃ. ૨).

૩. જુઓ પ્રિયંકરનૃપકથા. (પૃ. ૩૪).

૪. જુઓ D C G C M (Vol. XVII, pt. 3. p. 182).

૫. એજન (પૃ. ૧૮૪).

૬. એજન (પૃ. ૧૮૩).

'विसहरफुलिङ्ग'मन्तं कण्ठे धारेइ जो सया मणुओ ।
तस्स गहरोगमारीदुट्ठजरा जन्ति उवसामं ॥२॥
चिट्ठउ दूरे मंतो तुज्झ पणामो वि बहुफलो होइ ।
नरतिरिएसु वि जीवा पावन्ति न दुक्खदोगच्चं ॥३॥
तुह सम्मत्ते लद्धे चिन्तामणिकप्पपायवब्भहिए ।
पावन्ति अविग्घेणं जीवा अयरामरं ठाणं ॥४॥
इय संथुओ महायस ! भत्तिब्भरनिब्भरेण हियएण ।
ता देव ! दिज्ज बोहिं भवे भवे पास ! जिणचन्द ! ॥५॥"

**પાંચ ગાથા**—દ્વિજ પાર્શ્વદેવગણિએ આ સ્તોત્રમાં પાંચ ગાથા હોવાનું કહ્યું છે.

**૭ ગાથા**—જિનસૂરે **પ્રિયંકરનૃપકથા** (પૃ. ૮૨)માં આ સ્તોત્રની પહેલાં ૭ ગાથા હતી એમ કહ્યું છે. વિશેષમાં એમણે ઉમેર્યું છે કે આ ૭ ગાથાના સ્તવનનું સ્મરણ કરાતાં **ધરણેન્દ્ર** પ્રત્યક્ષ જ આવીને કષ્ટ દૂર કરતો હતો. એને આમ ફરી ફરીને આવવું પડતું હોવાથી એણે **ભદ્રબાહુસ્વામીને** કહ્યું કે મારાથી મારા સ્થાને રહેવાતું નથી, વાસ્તે છઠ્ઠી ગાથા ભંડારમાં સ્થાપિત કરો. પાંચ ગાથા પૂરતા સ્તવનનું ધ્યાન કરનારનું હું અહીં રહીને સાંનિધ્ય કરીશ. એની એ વિજ્ઞપ્તિ સ્વીકારાઈ. ત્યારથી આ કૃતિ—સ્તવનની પાંચ ગાથા છે.

**સાત ગાથા**—હર્ષકીર્તિસૂરિએ **ઉવસગ્ગહરથોત્તની** વૃત્તિ (પૃ. ૧૪)માં કહ્યું છે કે આ સ્મરણની પૂર્વે સાત ગાથા હતી, પરન્તુ એ ગાથા **ભદ્રબાહુસ્વામીએ** ભંડારમાં સ્થાપિત કરી અને અત્યારે તો પાંચ જ ગાથા પ્રવર્તે છે.

**વીસેક ગાથા**—કોઈ કોઈ આધુનિક પ્રકાશનમાં આ સ્તોત્રની વીસ કે એકવીસ ગાથા પણ જોવાય છે. આ બન્ને પ્રકારની ગાથાઓ મેં સંપાદિત કરેલ **પ્રિયંકરનૃપકથા** (પૃ. ૪૧–૪૪)માં છે. આ વીસ ગાથા પૈકી પહેલી ત્રણ, ૧૧ મી અને ૧૩ મી એ આજે પ્રચલિત પાંચ ગાથા છે, જ્યારે વીસમી ગાથા એ **નમિઊણથોત્તની** અઢારમી ગાથારૂપે જોવાય છે.[૭]

મારા નમ્ર મત પ્રમાણે આ સ્તોત્રમાં બહુમાં બહુ સાત ગાથા હોય તો ના નહિ, બાકીની 'ક્ષેપક' જણાય છે. છઠ્ઠી તેમજ સાતમી ગાથા કઈ હશે તે વિષે કોઈ પ્રાચીન પ્રામાણિક ઉલ્લેખ મારા જોવા–જાણવામાં નથી. **અર્થકલ્પલતા** (પૃ. ૧૦)માં તેમજ

૭. ધૂલિયાથી પ્રકાશિત "શ્રીમહાવીરગ્રંથમાલા" માં પુષ્પાંક ૮ તરીકે જે યંત્રો અને મંત્રો સહિત **ઉવ૦થોત્ત** પ્રસિદ્ધ કરાયું છે તેમાં નવ ગાથા છે. જે ઉપર વીસ ગાથાની મેં નોંધ લીધી છે. તેમાંની પહેલી ત્રણ ગાથા અહીં શરૂઆતમાં અપાઈ છે, જ્યારે એ વીસ ગાથા પૈકી ૧૧ મી, ૧૨ મી, પાંચમી, ચોથી અને છઠ્ઠી ગાથા તે અનુક્રમે ચોથાથી આઠમી છે. આઠમી ગાથામાં "पणवसहियं" છે, જ્યારે મારા સંપાદનમાં "विग्घनासय" છે.

સિદ્ધિચન્દ્રગણિકૃત આ સ્તોત્રની ટીકા (પૃ. ૧૨)માં આ સ્તોત્રમાં ૧૮૫ અક્ષરો હોવાનું–પાંચ જ ગાથા હોવાનું કહ્યું છે.

છંદ—પાંચ ગાથા પૂરતી આ કૃતિનાં તમામ પદ્યો 'આર્યા' છંદમાં છે.

ઉત્પત્તિ—આ સ્તોત્રની ઉત્પત્તિના સંબંધમાં **અર્થકલ્પલતા** (પૃ. ૭–૮)માં નીચે મુજબ કથન કરાયું છે:—

"**સંભૂતિવિજયે ભદ્રબાહુ** અને **વરાહમિહિર** નામના બે ભાઈઓને–બ્રાહ્મણોને પ્રતિબોધ પમાડી દીક્ષા આપી. વરાહમિહિર જ્ઞાનાવરણકર્મના ક્ષયોપશમના અભાવને લઈને **ચન્દ્રપ્રજ્ઞપ્તિ** વગેરે કંઈક શાસ્ત્ર ભણ્યા, જ્યારે ભદ્રબાહુ તો 'શ્રુતકેવલી' બન્યા. 'આચાર્ય' પદવી વરાહમિહિરને અપાઈ નહિ. એથી એ દીક્ષા છોડીને ફરીથી બ્રાહ્મણ બની ગયા. પહેલાં ચન્દ્રપ્રજ્ઞપ્તિ વગેરે સિદ્ધાન્તોના અર્થ એઓ શીખ્યા હતા તે એમણે ફરી ફરીને યાદ કરી સવા લાખ શ્લોક જેવડું જ્યોતિઃશાસ્ત્ર રચ્યું. એ 'વરાહમિહિર'ના નામથી પ્રસિદ્ધિ પામ્યું. એ સિદ્ધાન્તમાંથી ઉદ્ધૃત કરાયેલું હોવાથી પ્રાયઃ સત્ય અર્થવાળું બન્યું. ત્યાર બાદ વિપ્રાદિ વડે એનું પઠન કરાતાં પરંપરાથી તે આજે પણ છે.

વરાહમિહિર ગચ્છમાં બાર વર્ષ રહ્યા હતા. અંગ, ઉપાંગ, પૂર્વ વગેરે સિદ્ધાન્ત એઓ ભણ્યા હોવાથી સમસ્ત જ્યોતિઃશાસ્ત્રના તેમજ વિદ્યા, મન્ત્ર, યોગ, ચૂર્ણ વગેરેના પણ એઓ જ્ઞાતા બન્યા હતા. આ વાત એમનાથી છેતરાયેલા મિથ્યાદૃષ્ટિ વિપ્રો નીચે પ્રમાણે કહે છે:—

હે લોકો! આ વરાહમિહિર સકળ શાસ્ત્રોમાં પારંગત, ચૌદ વિદ્યાઓના નિધાનરૂપ તેમજ વશીકરણ, પરપુરપ્રવેશ, આકાશગામિની ઈત્યાદિ વિદ્યાઓના સ્થાનરૂપ છે. એઓ વિદ્યાના બળ વડે આકાશમાં જ્યોતિશ્ચક્રની સાથે બાર વર્ષ સુધી વિચર્યા અને સૂર્યાદિ ગ્રહોનો તથા અશ્વિની વગેરે નક્ષત્રોનો સંચાર એમણે યથાર્થ રીતે જોયો. પછી એ રૂડી રીતે મનમાં ધારણ કરી મર્ત્યલોકમાં ઊતરી આવી લોકોના ઉપકારાર્થે એમણે આ જ્યોતિષ્ક રચ્યું. આ પ્રસિદ્ધિ હાલમાં પણ એ શાસ્ત્રના અધ્યયનાદિથી વસ્તુ સાચી પડતી હોવાથી મુગ્ધ જનો એમાં મહિમાનો આરોપ કરી ફેલાવે છે, પરંતુ એ જનો જાણતા નથી કે આ તો જૈન આગમનો જ પ્રભાવ છે કે જેથી વરાહમિહિરમાં કહેલું સાચું પડે છે.

વરાહમિહિર દંભ વડે મિથ્યાદૃષ્ટિઓને છેતરતા અને તેમની પાસેથી દાનાદિ મેળવતા અને પોતાની ખોટી પ્રસિદ્ધિથી આનંદ પામતા. આમ એઓ વખત વીતાવવા લાગ્યા.

એક વેળા સંભૂતિવિજય પોતાના ગચ્છનો ભાર ભદ્રબાહુસ્વામીને સોંપી સ્વર્ગે સંચર્યા. કાલાંતરે વરાહમિહિરે અજ્ઞાન–તપ કરેલું હોવાથી એઓ વ્યંતર થયા. પછી વિભંગજ્ઞાન વડે એમણે પોતાનો પૂર્વ ભવ જોયો. સાધુઓ સદા અપ્રમત્ત રહેતા હોવાથી એઓ એમને હેરાન ન કરી શક્યા, એટલે એમણે પ્રમત્ત શ્રાવકોને હેરાન કરવા માંડ્યા. વ્યંતર પોતાને ઉપસર્ગો કરે છે એવી એમને જાણ થતાં તેમણે ભદ્રબાહુસ્વામીનો આશ્રય

લીધો. એ ઉપરથી શ્રુતકેવલીએ **ઉપસર્ગહર–સ્તોત્ર** રચી સર્વત્ર મોકલ્યું. અને એના પ્રભાવથી સંઘ ઉપદ્રવથી મુક્ત બન્યો.”

આ ઉપરથી નીચે મુજબની તારવણી થઈ શકે:—

(૧) **ઉવસગ્ગહરથોત્ત**ના પ્રણેતા ‘ શ્રુતકેવલી ’ ભદ્રબાહુ છે.
(૨) એઓ જન્મે બ્રાહ્મણ હતા.
(૩) એમને વરાહમિહિર નામના ભાઈ હતા.
(૪) એ વરાહમિહિરે દીક્ષા લઈ બાર વર્ષ પાળી એ છોડી દીધી હતી.
(૫) એ પૂર્વે એમણે ચન્દ્રપ્રજ્ઞપ્તિ વગેરેનો અભ્યાસ કર્યો હતો.
(૬) એમણે ‘વરાહમિહિર’ નામનું સવાલાખ શ્લોક જેવડું પુસ્તક એ અભ્યાસના આધારે યોજ્યું હતું.
(૭) એ સાચું જ્ઞાન આજે પણ ( વિ. સં. ૧૩૬૫ માં ) પ્રાપ્ત કરવાનું સાધન છે.
(૮) વરાહમિહિર જૈનોના દ્વેષી બન્યા હતા.
(૯) એનો વ્યન્તર તરીકે ઉત્પન્ન થયા પછી એમણે શ્રાવકોને હેરાન કરવા માંડ્યા.
(૧૦) એઓ પ્રતિકારાર્થે ‘ ઉવસર્ગહર–સ્તોત્ર’નું નિર્માણ કરાયું.

વરાહમિહિરનો વૃત્તાંત તેમજ પ્રસ્તુત સ્તોત્રની ઉત્પત્તિ એ બે બાબત **ચતુર્વિંશતિ-પ્રબન્ધ** યાને **પ્રબન્ધકોશ** ( પૃ. ૨–૭ )માં અપાઈ છે. હર્ષકીર્તિસૂરિકૃત વૃત્તિ ( પૃ. ૧૩–૧૪ )માં પણ આ હકીકત છે.

**પ્રણેતા**—આ ઉપરથી તેમજ જૈન પારંપરિક માન્યતા અનુસાર કહી શકાય કે **ઉવસગ્ગહરથોત્ત**ના પ્રણેતા શ્રુતકેવલી અને નિર્યુક્તિકાર ભદ્રબાહુસ્વામી છે, અને વરાહમિહિર એમના ભાઈ થાય છે. કેટલાક આધુનિક વિદ્વાનોના મતે ‘ભદ્રબાહુ’ નામના બે મુનિવર થયા છે:[૮] (૧) વીરસંવત ૧૭૦ માં સ્વર્ગે સંચરનાર ‘શ્રુતકેવલી’ ભદ્રબાહુ અને (૨) નિર્યુક્તિકાર ભદ્રબાહુ કે જેઓ ઈ. સ. ની પાંચમી સદીમાં થયા છે; આજ-કાલ જે વરાહિમિહિરે નિમ્નલિખિત કૃતિઓ રચ્યાનું મનાય છે તેઓ શ્રુતકેવલીના સમ-કાલીન સંભવી શકે તેમ નથી.

(૧) પંચસિદ્ધાંતિકા, (૨) [૯]બૃહજ્જાતક, (૩) [૧૦]બૃહત્સંહિતા અને (૪) બૃહદ્-

૮. દિગમ્બર આચાર્ય જિનસેને રચેલા **આદિપુરાણ**માં ભદ્રબાહુ બીજાને ‘મહાયશમ્’ કહ્યા છે એમ **જૈન પરંપરાનો ઇતિહાસ** ( ભા. ૧ પૃ. ૨૯૨ ) માં નોંધ છે. પ્રસ્તુત સ્તોત્રની પાંચમી ગાથામાં ‘ મહાયસ ’ શબ્દ છે. તો શું એ ભદ્રબાહુ બીજાનો વાચક ગણાય ખરો ?

૯. આના અંતમાં વરાહમિહિરે પોતાનો પરિચય આપતાં કહ્યું છે કે અવન્તીના નિવાસી અને આદિત્યદાસના પુત્રે પિતા પાસેથી જ્ઞાન મેળવી કાપિત્થનગરમાં સૂર્ય પાસે વરદાન મેળવી વરાહ-મિહિરે **હોરા** રચી.

૧૦. આ કૃતિ **વારાહી ( બૃહત્ )સંહિતા**ના નામથી પં૦ બલદેવપ્રસાદના હિન્દી અનુવાદ સહિત

યોગમાલા. **પંચસિદ્ધાંતિકા** શકસંવત ૪૨૭=વિ. સં. ૫૬૨ માં રચાયેલી હોવાનું મનાય છે. જે સવા લાખ શ્લોક જેવડું અને **વરાહમિહિર** નામનું પુસ્તક વરાહમિહિરે **જૈન** આગમને આધારે રચ્યાનું જિનપ્રભસૂરિ વગેરે કહે છે તે ઉપર્યુક્ત ચાર પુસ્તકો પૈકી કોઈ થોડેક અંશે પણ હોય તો તે બૃહત્સંહિતા છે. **ચતુર્વિંશતિપ્રબન્ધ** (પૃ. ૪) માં **વારાહસંહિતાનો** ઉલ્લેખ છે. તે શું ઉપર્યુક્ત **બૃહત્સંહિતા** ગણાય ખરી? એક વરાહમિહિર ઈ. સ. ૨૦૦માં થયાનું મનાય છે.

**રચનાસમય**—'શ્રુતકેવલી' ભદ્રબાહુએ **ઉવસગ્ગહરથોત્ત** પૂર્વમાંથી ઉદ્ધૃત કર્યાનું **ચતુર્વિંશતિપ્રબન્ધ** (પૃ. ૨) માં કહ્યું છે. એ કથન જો સાચું હોય તો આ સ્તોત્ર વીરસંવત ૧૭૦ જેટલું તો પ્રાચીન ગણાય જ.

બૃહત્સંહિતાના પ્રણેતા વરાહમિહિર તે જ પ્રસ્તુત વરાહમિહિર હોય તો આ સ્તોત્ર ઈ. સ. ની પાંચમી–છઠ્ઠી સદી જેટલું પ્રાચીન ગણાય. ગમે તેમ પણ આ સ્તોત્ર બૃહદ્વૃત્તિ જેટલું–કંઇ નહિ તો લગભગ ૮૦૦ વર્ષ જેટલું તો પ્રાચીન છે જ.

**વિવરણો**—**ઉવસગ્ગહરથોત્ત** પાઇયમાં રચાયેલું છે, પરન્તુ એના સ્પષ્ટીકરણરૂપ એક પણ વિવરણ આ ભાષામાં રચાયેલું જાણવાજોવામાં આવ્યું નથી. બાકી એનાં નીચે મુજબના સંસ્કૃત વિવરણો યોજાયાં છે:—

(૧) **બૃહદ્વૃત્તિ**—આના કર્તાનું નામ જાણવામાં નથી. એ વિક્રમની બારમી સદી કરતાં પહેલાની હોવાનું કહેવાય છે. આ નામથી તો આ કૃતિ **જિનરત્નકોશ** (વિભાગ ૧) માં નોંધાયેલ નથી. **અર્થકલ્પલતા** (પૃ. ૧૬) માં એક અવતરણ પૂર્વક **બૃહદ્વૃત્તિનો** ઉલ્લેખ છે. તે આ જ હશે. સિદ્ધિચન્દ્રગણિકૃત ટીકાના અંતમાં (પૃ૦ ૨૪) માં જે **બૃહદ્વૃત્તિની** ધરણેન્દ્ર, પદ્માવતી અને પાર્શ્વ યક્ષને લગતા અર્થ માટે ભલામણ કરાઈ છે તે **અર્થકલ્પલતા** ન જ હોય તો આ હશે. જો આ બૃહદ્વૃત્તિ મળતી હોય તો એ સત્વર પ્રકાશિત થવી ઘટે. પૂર્ણચન્દ્રસૂરિએ **લઘુવૃત્તિના** અંતમાં (પૃ. ૭૫ માં) **બૃહદ્વૃત્તિનો** ઉલ્લેખ કરી એમાંથી ચારેક મંત્રો આપ્યા છે.

(૨) **લઘુવૃત્તિ**—"नमस्कृत्य परं ब्रह्म" થી શરૂ થતી આ વૃત્તિના પ્રણેતાનું નામ પૂર્ણચન્દ્રસૂરિ છે એમ ઈ. સ. ૧૯૨૧ માં "શારદાવિજય ગ્રન્થમાલા" માં છપાયેલી આ વૃત્તિમાં દર્શાવાયું છે, જ્યારે **જૈનસ્તોત્રસંદોહ** (ભા. ૧, ગ–પરિશિષ્ટ) માં જે આ જ વૃત્તિ પ્રકાશિત કરાઇ છે ત્યાં વૃત્તિકારનું નામ ચન્દ્રસૂરિ અપાયું છે. અને એના અંતમાંના પદ્યમાં કહ્યું છે કે ગુરુ પાસેથી આ સ્તોત્રનું સ્પષ્ટીકરણ જાણીને તેમજ **વિદ્યાપ્રવાદનો**

---

શ્રી ખેમરાજ કૃષ્ણદાસે મુંબઈથી વિ. સં. ૨૦૦૯ માં પ્રકાશિત કરી છે. એમાં ૧૦૬ અધ્યાય છે. આના ઉપર ઉત્પલે સંસ્કૃતમાં ટીકા રચી છે. અને કાર્ણને મૂળનો અંગ્રેજીમા અનુવાદ કર્યો છે.

ઉપયોગ કરી આ વૃત્તિ રચાઈ છે. ઇ. સ. ૧૯૨૧ની આવૃત્તિમાં [11]ચન્દ્રસેન ક્ષમાશ્રમણની સહાયતાથી આ વૃત્તિ રચાયાનો ઉલ્લેખ છે. [12]આ લઘુવૃત્તિની એક હાથપોથી ભાં. પ્રા. સં. મં. માં છે. તેમાં તો પ્રારંભમાં 'ब्रह्म' ને બદલે 'पार्श्व' છે. અને અંતમાં આ લઘુવૃત્તિના પ્રણેતા તરીકે પૂર્ણચન્દ્રસૂરિનો ઉલ્લેખ છે. **જિનરત્નકોશ** (વિ. ૧ પૃ. ૫૫) માં અમદાવાદની તેમજ સુરતની એકેક હાથપોથીની નોંધ છે તો તે તપાસતાં અંતિમ નિર્ણય થઇ શકે.

આ **લઘુવૃત્તિ** વિક્રમની બારમી સદીમાં રચાયાનું મનાય છે.

(૩) **વૃત્તિ**—"धरणेन्द्रं नमस्कृत्य" થી શરૂ થતી આ [13]વૃત્તિ દ્વિજ પાર્શ્વદેવગણિએ રચી છે. આ **પ્રિયંકરનૃપકથા** ઇત્યાદિની મારી આવૃત્તિમાં અપાયેલી છે. એ દે. લા. જૈ. પુ. સંસ્થા તરફથી ગ્રંથાંક ૮૦ તરીકે ઇ. સ. ૧૯૩૨માં પ્રકાશિત કરાયેલી છે. આ વૃત્તિ વિક્રમની ૧૩ મી સદીમાં રચાયાનું મનાય છે.

(૪) **અર્થકલ્પલતા**—આ વૃત્તિ જિનપ્રભસૂરિએ સાકેતપુરમાં વિ. સં. ૧૩૬૫ માં લગભગ ૨૭૦ શ્લોક જેવડી રચી છે, અને તે મારે હાથે સંપાદિત **અનેકાર્થરત્નમંજૂષા** (પૃ. ૭–૧૩) માં છપાવાઇ છે. આ પુસ્તક "દે. લા. જૈ. પુ. સંસ્થા" તરફથી ઇ. સ. ૧૯૩૩ માં પ્રસિદ્ધ કરાયું છે.

(૫) **વૃત્તિ**—આ જયસાગરગણિની રચના છે એમ જિ. ર. કો. (પૃ. ૫૫) જોતાં જણાય છે.[14] એમાં $\frac{\text{૨૩૨}}{\text{A. 1882–83}}$ ક્રમાંકવાળી અને ભાં. પ્રા. સં. મં. માં મૂકાયેલી હાથપોથીની નોંધ છે. એ D. C. G. C. M. (Vol XVII, pt. 3, pp 185–186) પ્રમાણે તો જિનપ્રભસૂરિકૃત **અર્થકલ્પલતા** છે તેનું કેમ ? **પ્રબોધટીકા** (ભા. ૧, પૃ. ૩૭૬) માં જયસાગરકૃત વૃત્તિનો ઉલ્લેખ છે, એટલું જ નહિ, પણ એ વિક્રમની ૧૫ મી સદીની હોવાનું પણ કહ્યું છે.

(૬) **ટીકા**—આ સાત સ્મરણોની ટીકા પૈકી **ઉવ૦ થોત્ત**રૂપ સ્મરણની સિદ્ધિચન્દ્રગણિએ રચેલી ટીકા છે અને એ **અનેકાર્થરત્નમંજૂષા** (પૃ. ૧૨–૨૪) માં છપાયેલી છે. એ વિક્રમની સત્તરમી શતાબ્દીમાં રચાઇ છે. આ ટીકામાં મને ઉપલબ્ધ થયેલાં પાંચ વિવરણો કરતાં સમાસોના વિગ્રહની બાબતમાં અધિક સ્થાન અપાયું છે.

---

૧૧ જૈનસ્તોત્રસંદોહ (ભા. ૧, પૃ. ૭૧) માં પાઇયમાં થોડુંક લખાણ આ ક્ષમાશ્રમણના કથનથી કરાયાનો ઉલ્લેખ છે.

૧૨. જુઓ **જિનરત્નકોશ** (વિભાગ ૧, પૃ. ૫૫).

૧૩. આની એક હાથપોથી વિ. સં. ૧૫૯૭ માં લખાયેલી છે.

૧૪. આ ઉલ્લેખ જૈન ગ્રંથાવલી (પૃ. ૨૭૪) ને આધારે કરાયો લાગે છે. ગમે તેમ એ વિચારણીય જણાય છે.

(૭) **વૃત્તિ**—આ ઉવ૦ થોત્તરૂપ દ્વિતીય સ્મરણની હર્ષકીર્તિસૂરિએ રચેલી વૃત્તિ છે. અને એ અનેકાર્થરત્નમંજૂષા ( પૃ. ૧૩–૨૪ ) માં છપાવાઇ છે. આ વિક્રમની સત્તરમી સદીની કૃતિ છે.

(૮) **લઘુવૃત્તિ**—**જૈન ગ્રંથાવલી** ( પૃ. ૨૭૪ ) માં એક અજ્ઞાતકર્તૃક અને ૮૫૦ જેવડી કોઇ લઘુવૃત્તિનો ઉલ્લેખ છે.

(૯) **ટીકા**—આ અજ્ઞાતકર્તૃક ટીકાની ત્રણ હાથપોથીની નોંધ **જિ. ર. કો.** ( પૃ. ૫૫ ) માં છે.

(૧૦) **વૃત્તિ**—આ કોઇકે રચેલી અને "अथेति स्मरणं" થી શરૂ થતી [૧૫]વૃત્તિ છે. એ ભાં. પ્રા. સં. મં. માં છે.

(૧૧) **અવચૂરિ**—[૧૬]આ અજ્ઞાતકર્તૃક છે. એનો અંતિમ ભાગ અર્થકલ્પલતા ( પૃ. ૨૩ )નું સ્મરણ કરાવે છે.

**પાઠાંતરો**—**ઉવસગ્ગહરથોત્ત**ની પહેલી બે ગાથાઓને અંગે કોઇ પાઠાંતર નથી, ત્રીજી ગાથામાં 'दोगच्चं'ને બદલે 'दोहग्गं'[૧૭], ચોથી ગાથામાં 'लद्धे'ને બદલે 'पत्ते'[૧૮], અને પાંચમી ગાથામાં 'भत्तिब्भर'ને બદલે 'भत्तभर'[૧૯] તેમજ 'दिज्ज'ને બદલે 'देसु'[૨૦] પાઠ મળે છે.

**અર્થવૈવિધ્ય**—પ્રસ્તુત કૃતિના વિવિધ અર્થ કેવળ પાર્શ્વનાથને લક્ષીને જ ઉદ્ભવતા નથી પરન્તુ એમના તીર્થના શાસનદેવ પાર્શ્વ યક્ષ, ધરણેન્દ્ર અને એ ઇન્દ્રની પત્ની પદ્માવતી દેવીની પણ આ કૃતિ દ્વારા સ્તુતિ કરાયેલી હોવાથી એ [૨૧]ત્રણને ઉદ્દેશીને પણ અર્થ ઉદ્ભવે છે એટલે **અર્થકલ્પલતા**માં એ રીતે અર્થો અપાયા છે. કોઇ કોઇ પ્રકાશિત વિવરણ પણ પાર્શ્વનાથને અંગે અન્ય અર્થ દર્શાવે છે. આમ જે આ સ્તોત્રનું

---

૧૫. આનો પરિચય D C G C M (Vol. XVII, pt. 3, 190–191) માં મેં આપ્યો છે. આનો મૂળ (?) સહિતનો ગ્રંથાગ્ર ૧૨૭૫ દર્શાવાયો છે તે યોગ્ય હોય એમ લાગતું નથી.

૧૬. આનો પરિચય D C G C M ( Vol. XVII, pt. 3, pp. 191–192 ) માં મેં આપ્યો છે.

૧૭. જુઓ અર્થકલ્પલતા ( પૃ. ૧૮ ).

૧૮. એજન ( પૃ. ૧૯ ).

૧૯. જુઓ **પ્રબોધટીકા** ( ભા. ૧, પૃ. ૩૫૬ ).

૨૦. જુઓ **અર્થકલ્પલતા** ( પૃ. ૨૧ ).

૨૧. પાર્શ્વચન્દ્રગણિકૃત લઘુવૃત્તિમાં 'ઉપસર્ગ હરનાર પાર્શ્વ યક્ષને અને પાર્શ્વનાથને' એમ પ્રારંભમાં કહ્યું છે. કર્મઘનમુક્ત', મંગલકલ્યાણાવાસ' અને વિષધરવિષનિર્નાસ' એ ત્રણને પાર્શ્વનાથના વિશેષણ ગણ્યાં છે. તેમ કરીને પાર્શ્વ યક્ષને અને પાર્શ્વનાથને હું વંદન કરું છું એવો અક્ષરાર્થ અપાયો છે.

અર્થવૈવિધ્ય છે તેનો હું બે ભાગમાં વિચાર કરું છું. પ્રથમ ભાગ પાર્શ્વનાથ સાથે સંબદ્ધ છે.

**ઉવસગ્ગહરં પાસં**—'ર' ઉપરનું અનુસ્વાર આર્ષત્વને લઈને અલાક્ષણિક છે એમ **અર્થકલ્પલતા** ( પૃ. ૧૦ ) માં કહ્યું છે. સિદ્ધિચન્દ્રગણિએ પોતાની ટીકા ( પૃ. ૧૨ )-માં કહ્યું છે કે અનુસ્વાર પ્રાકૃતત્વને લીધે છે. હર્ષકીર્તિસૂરિએ પોતાની વૃત્તિ ( પૃ. ૧૪ )-માં બિન્દુ પ્રાકૃતત્વને લીધે અલાક્ષણિક હોવાનું કહ્યું છે. આમ ત્રણે વિવરણકારો 'ર'ને અંગેના અનુસ્વારને અલાક્ષણિક માને છે અને એ રીતે 'ઉવસગ્ગહરંપાસં'ના નીચે-મુજબ અર્થ કરે છે:—

(૧) ઉપસર્ગોને હરનારો પાર્શ્વ ( નામનો યક્ષ ) છે જેમને એવા.

(૨) ઉપસર્ગોને દૂર કરનારા ધરણેન્દ્ર વગેરે જેમની પાસે–સમીપમાં છે એવા.

(૩) ઉપસર્ગનું નિવારણ કરે એવું જેનું પાર્શ્વ ( નિકટપણું ) છે એવા.

પહેલા બે અર્થ **અર્થકલ્પલતા** ( પૃ. ૧૦–૧૧ )માં, કેવળ પહેલો અર્થ સિદ્ધિ-ચન્દ્રગણિકૃત ટીકા ( પૃ૦ ૧૨ )માં અને ત્રણે અર્થ હર્ષકીર્તિસૂરિકૃત વૃત્તિ ( પૃ૦ ૧૪ )-માં કરાયા છે.

'ઉવસગ્ગહરં' અને 'પાસં'ને ભિન્ન ગણીને પાર્શ્વનાથને લક્ષીને 'પાસં'ના બે અર્થ નીચે મુજબ કરાયા છે:—

(૧) ત્રણે કાળના પદાર્થોના સમૂહને જે જુએ તે 'પશ્ય' તેને: પ્રાકૃત વ્યુત્પત્તિને લઈને 'पासं' બને છે.

(૨) જેમની આશા–આકાંક્ષા ગયેલી છે તે 'पासं'.

**અર્થકલ્પલતા** ( પૃ૦ ૧૧ ) માં આ બે અર્થ અપાયા છે.

આ પૈકી પહેલો અર્થ સિદ્ધિચન્દ્રકૃત ટીકા ( પૃ. ૧૨ ) માં છે ખરો, પણ ત્યાં पश्य ને બદલે 'पाशं' નો ઉલ્લેખ છે. બીજો અર્થ ઉપર મુજબ આ ટીકા ( પૃ. ૧૨ ) માં છે.

હર્ષકીર્તિસૂરિએ તો પોતાની વૃત્તિ ( પૃ. ૧૪ ) માં બીજો જ અર્થ આપ્યો છે. એમણે આશા એટલે 'પ્રાર્થના–વાંછા' એમ કહ્યું છે. દ્વિજ પાર્શ્વદેવગણિએ 'ઉવસગ્ગહર' અને 'પાસ'ને ભિન્ન ગણવા કે અભિન્ન એનો નિર્દેશ કર્યા વિના બન્નેનો અર્થ કર્યો છે અને 'પાસ'થી 'પાર્શ્વયક્ષ' અર્થ કર્યો છે.

પૂર્ણચન્દ્રસૂરિકૃત **લઘુવૃત્તિ** કેવળ અક્ષરાર્થ આપે છે. એમાં "ઉવસગ્ગહરં પાસં પાસં"ના સંબંધમાં નિમ્નલિખિત કથન છે:—

"उपसर्गहरं पार्श्व–पार्श्वयक्षं पार्श्वनाथं च"

**અબોધટીકા**માં उवसग्गहरं અને 'पासं'ને અલગ અને એની પછીના 'पासं'ના વિશે-ષણરૂપ ગણી અર્થ કરાયો છે.

પહેલા 'पासं'નો અર્થ 'સમીપ' કરાયો છે તેમાં વાંધો નથી, પરંતુ (પૃ. ૩૬૯ માં) નીચે મુજબનું જે કથન છે તે વિચારણીય છે:—

"ઉપસર્ગને દૂર કરનાર, ભક્તવત્સલ પાર્શ્વનાથને હું વંદન કરું છું. ભક્તોને સમીપ હોવાનો વાસ્તવિક અર્થ 'ભક્તવત્સલ' થાય છે."

પૃ. ૩૭૩ માં કહ્યું છે કે "પ્રથમ ગાથામાં શ્રી પાર્શ્વનાથપ્રભુને દરેક જાતના ઉપસર્ગો દૂર કરનારા તથા ભક્તજનોની સમીપ રહેનારા દર્શાવવામાં આવ્યા છે."

આમ અહીં 'ઉવસગ્ગહરં' અને 'પાસ' ને એની પછીના 'पासं' નાં વિશેષણો ગણ્યાં છે. તેથી 'ભક્તવત્સલ' જેવો અર્થ ઉપજાવવો પડ્યો છે. વિષમ પરિસ્થિતિ ન હોવા છતાં 'અધ્યાહૃત' નો આશ્રય લેવો પડ્યો[22] છે, વળી જૈન દૃષ્ટિએ વાસ્તવિક રીતે કોઈ પણ તીર્થંકરને 'ભક્તવત્સલ' કહેવાય ખરા ? શું ભક્તવત્સલતા વીતરાગતા સાથે સુસંગત ગણાય ખરી ? એ જો ઔપચારિક રીતે જ સમુચિત ગણાય તેમ હોય તો **અર્થકલ્પલતા** વગેરેમાં આપેલ અર્થોને પ્રાધાન્ય નહિ આપવામાં શું સબળ કારણ છે તે મારા ખ્યાલમાં આવતું નથી.

પાર્શ્વદેવગણિએ પૃ. ૯૮માં 'ઉપસર્ગ' અને 'હર' શબ્દની નિષ્પત્તિ દર્શાવી છે.

**અર્થકલ્પલતા** (પૃ. ૧૦) માં ઉપસર્ગો ચાર પ્રકારના ગણાવાયા છે: (૧) દિવ્ય (દેવકૃત), (૨) માનુષ (મનુષ્યકૃત), (૩) તૈરશ્ચ (તિર્યંચકૃત) અને (૪) આત્મસંવેદનીય. હર્ષકીર્તિસૂરિએ પૃ. ૧૪ માં પહેલા ત્રણ જ પ્રકારના ઉપસર્ગો દર્શાવ્યા છે અને **ઉત્તરજ્ઝયણ** (અ૦ ૩૧, ગા૦ ૫) માં આ ત્રણનો જ ઉલ્લેખ છે.

**'કમ્મઘણમુક્કં'**—પાર્શ્વદેવગણિએ "ક્વચિત્ પરનિપાત પણ હોય છે" એમ કહી આનો અર્થ "નિબિડ–ગાઢ કર્મથી રહિત" એમ કર્યો છે. આ [23]અર્થ **અર્થકલ્પલતા** (પૃ. ૧૧) માં અપાયો છે. સાથે સાથે ત્યાં કહ્યું છે કે આર્ષત્વને લઈને 'ઘન' વિશેષણ હોવા છતાં પરનિપાત કરાયો છે. વિશેષમાં 'ઘન' એટલે દીર્ઘકાળની સ્થિતિવાળાં કે બહુપ્રદેશવાળાં, કર્મો તે ઘાતી કર્મો અને એનાથી મુક્ત એટલે સર્વજ્ઞ એમ કહ્યું છે.

**અર્થકલ્પલતા** (પૃ. ૧૧) માં આ અર્થ આપવા પૂર્વે નીચે મુજબનો અર્થ કરાયો છે:—

"મેઘ જેવા કર્મોથી મુક્ત"

જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મો જીવરૂપ ચન્દ્રના જ્ઞાનરૂપ કિરણમંડળનું આચ્છાદન કરતાં હોવાથી 'મેઘ' જેવાં છે. કહ્યું છે કે પ્રકૃતિથી ભાવની શુદ્ધિને લઈને જીવ 'ચન્દ્ર' જેવો છે, વિજ્ઞાન 'ચન્દ્રિકા' જેવું છે અને એનું આવરણ 'મેઘ' જેવું છે.

---

૨૨. આવું કાર્ય મારી સામેની પાંચે ટીકામાંથી એકેમાં કરાયું નથી. **કલ્યાણમન્દિરસ્તોત્ર**ના ૩૯ મા પદ્યમાં 'દુઃખિજનવત્સલ' તરીકે પાર્શ્વનાથનું સંબોધન છે પણ એથી કંઇ સરાગતા સૂચવાઇ નથી કેમકે સુખી જનો તરફ કંઈ અવત્સલતા નથી.

૨૩. પ્રબોધટીકામાં આ એક જ અર્થ અપાયો છે.

સિદ્ધિચન્દ્રગણિએ તેમજ હર્ષકીર્તિસૂરિએ **અર્થકલ્પલતા**ની જેમ જ બે અર્થ દર્શાવ્યા છે. વિશેષમાં એ ગણિએ પ્રાકૃતને લઈને વ્યત્યય છે એમ કહ્યું છે.

[24]**'વિસહરવિસનિન્નાસ'—અર્થકલ્પલતા** (પૃ. ૧૧) માં આના નીચે પ્રમાણે ચાર અર્થ અપાયા છેઃ—

(૧) વિષધર એટલે અનન્ત, વાસુકિ, તક્ષક, કર્કોટ, પદ્મ, મહાપદ્મ, શંખપાલ, કુલિક, જય અને વિજય એમ દસ જાતનાં નાગકુળમાં ઉત્પન્ન થયેલા નાગો. તેના પાર્થિવાદિ પ્રકારના વિષનો—ઝેરનો નક્કી નાશ કરનાર. એનું કારણ એ છે કે ભગવાનના નામથી પવિત્ર થયેલા મંત્રના જાપથી સર્વે વિષધરના વિષનો નાશ થાય છે, એ વાત માંત્રિકોને સુપ્રતીત છે.

(૨) વિષ એટલે જળ. અહીં 'મણિકર્ણિકા'નું જળ સમજવું. તેમાં જેનું ઘર છે, નિવાસ છે તે 'વિષગૃહ'. વારાણસીના નિવાસીઓ મોટે ભાગે 'પંચાગ્નિ' તપ મણિકર્ણિકાના તીરે કરતા દેખાય છે. સામર્થ્યથી વિષધર એ કમઠ મુનિ છે. તેનો વૃષ અર્થાત્ ધર્મ જે પંચાગ્નિ–તપશ્ચર્યારૂપ છે, તેના વિનાશક. લૌકિકોએ એને ધર્મરૂપે ગ્રહણ કરેલો હોવાથી 'ધર્મ' કહ્યો છે. પ્રજ્વલિત અગ્નિમાં બળતા લાકડાની અંદર (બળવાથી) મરતા સર્પના પ્રદર્શનથી માતાના અને લોકોના મનમાં એ (અજ્ઞાન) તપશ્ચર્યા અધર્મરૂપ હોવાનો નિશ્ચય કરાવાયો હોવાથી (તેના વિનાશક).

આથી (પાર્શ્વનાથના) ગૃહસ્થાવસ્થાના વૃત્તાન્તનું સૂચન કરાયું છે, તેમજ કુમાર્ગના વિનાશ દ્વારા એમની પરમ કારુણિકતા (દર્શાવાઈ) છે.

(૩–૪) 'વિષ' એટલે મિથ્યાત્વ, કષાય ઈત્યાદિરૂપ ભાવવિષ. એને ધારણ કરનાર તે 'વિષધર' અથવા એ વિષના ગૃહના સમાન તે 'વિષગૃહ' કે જેઓ મિથ્યાત્વ અને કષાયાદિ દોષથી દૂષિત પ્રાણીઓ છે તેમના ઝેરનો પોતાના વચનામૃતના રસથી નાશ કરનાર.

આ પૈકી પહેલા ત્રણ અર્થ સિદ્ધિચન્દ્રકૃત ટીકા (પૃ. ૧૩) માં અપાયા છે, જ્યારે હર્ષકીર્તિસૂરિકૃત વૃત્તિ (પૃ. ૧૪–૧૫) માં પહેલો અને ત્રીજો એમ બે જ અર્થ છે.

**'મંગલકલ્લાણઆવાસ'**—પાર્શ્વદેવગણિએ પૃ. ૯૯માં 'મંગલ' શબ્દની વિવિધ વ્યુત્પત્તિઓ દર્શાવી એ શબ્દ સિદ્ધ કર્યો છે. ત્યારબાદ એમણે 'કલ્યાણ' અને 'આવાસ' શબ્દની સિદ્ધિ કરી છે. અંતમાં 'આવાસ' એટલે 'નિવાસ–રમણીય સ્થાન–શ્રી પાર્શ્વનાથ જિનાલય' એમ કહ્યું છે. તેમાં 'જિનાલય' વાળું કથન વિચારણીય જણાય છે.

**અર્થકલ્પલતા** (પૃ. ૧૧) માં મંગલો વિપત્તિના ઉપશમરૂપ છે અને કલ્યાણો સંપત્તિના ઉત્કર્ષરૂપ છે એમ કહ્યું છે. એ બન્નેના આવાસ અર્થાત્ ક્રીડાસ્થાન જેવા એવાને. એમ 'મંગલકલ્લાણઆવાસ'નો અર્થ કરાયો છે.

---

૨૪. આના ત્રણ રીતે છાયા સમજવી: विषधरविषनिर्नाशम्, विषगृहवृषनिर्नाशम् અને विषगृहविषनिर्नाशम् ।

સિદ્ધિચન્દ્રગણિએ પણ પૃ૦ ૧૩ માં આ જ પ્રમાણે અર્થ કર્યો છે. એમણે ""मङ्गलानि श्रेयांसि" એમ કહ્યું છે.

હર્ષકીર્તિસૂરિએ 'મંગલ' એટલે દુરિતોનું ઉપશમન અને કલ્યાણ એટલે નિરોગીપણું અથવા સંપત્તિનો ઉત્કર્ષ એમ પૃ. ૧૫ માં કહ્યું છે. આમ એમણે કલ્યાણનો એક નવો અર્થ દર્શાવ્યો છે.

'ઉવસગ્ગહારંપાસં'ના ત્રણ અર્થ અને 'પાસં'ને પૃથગ્ ગણતાં એના બે અર્થ એમ એકંદર પાંચ અર્થો, 'કમ્મઘણમુક્કં'ના બે અર્થ, 'વિસહરવિસનિન્નાસં'ના ચાર અર્થો અને 'મંગલકલ્લાણઆવાસં'ના બે અર્થો એ બધાનો સમગ્રપણે–સંયોજનની દૃષ્ટિએ વિચાર કરતાં ૫ × ૨ × ૪ × ૨ = ૮૦ ભિન્ન ભિન્ન અર્થ થાય.

એ તમામ અર્થ [25]पासं અર્થાત્ પાર્શ્વનાથના વિશેષણરૂપ છે. એવા વિશેષણોથી વિભૂષિત પાર્શ્વ(નાથ)ને હું વંદન કરું છું એમ પહેલી ગાથાના અર્થનું વૈવિધ્ય છે.

**બીજી ગાથાની અર્થવિચારણા**—પાર્શ્વદેવગણિએ બીજી ગાથાનો નીચે મુજબ અર્થ કર્યો છેઃ—

જે મનુષ્ય 'વિષધરસ્ફુલિંગ' મંત્રને કંઠમાં સર્વદા ધારણ કરે છે તેનાં ગ્રહો, રોગો, મારી અને દુષ્ટ જ્વરો વિનાશ પામે છે.

આમ કહી ગ્રહો એટલે સૂર્ય વગેરે ૮૮ ગ્રહોની પીડા, રોગો એટલે વાતમય, પિત્તમય અને કફમય ઈત્યાદિ (વ્યાધિઓ), મારિ એટલે ક્ષુદ્ર યંત્ર, મંત્ર અને યોગિનીકૃત (પીડા), અને દુષ્ટ જ્વરો એટલે દાહ–જ્વર, વાત–જ્વર, પિત્ત–જ્વર, વિષમ–જ્વર, નિત્ય–જ્વર, વેલા–જ્વર અને મુહૂર્ત–જ્વર વગેરે એવું સ્પષ્ટીકરણ કર્યું છે.

'વિષધર–સ્ફુલિંગ' મંત્રના ઉપલક્ષણથી 'પંચ–નમસ્કાર ચક્ર'–આઠ આરાનું આઠ વલયવાળું ચક્ર સમજવું એમ આ ગણિએ કહ્યું છે.

**અર્થકલ્પલતા** (પૃ. ૧૫) માં બીજી ગાથાનો ઉપર મુજબ અર્થ કરાયો છે. વિશેષમાં એમાં મંત્રના ત્રણ [26]અર્થ અને 'મણુઓ'ના મનુષ્ય અને [27]માંત્રિક એમ બે અર્થ કર્યા છે. આ ઉપરાંત પ્રસ્તુત મંત્ર એટલે ભગવાનના નામથી ગર્ભિત ૧૮ અક્ષરવાળો, શરૂઆતમાં ત્રૈલોક્ય, લક્ષ્મી અને અર્હત્‌ના બીજ વડે અને અંતમાં તત્ત્વના અને પ્રણિપાતના બીજ વડે અઠ્ઠાવીસ (૨૮) અક્ષરવાળો મંત્ર એમ કહ્યું છે.

---

૨૫. આનો અર્થ દર્શાવતી વેળા પાર્શ્વદેવગણિએ તીર્થંકરના કેટલાક અતિશયો અને સમવસરણ વિષે સંક્ષેપમાં કથન કર્યું છે.

૨૬. "मन्त्रश्च मनसस्त्राणयोगान्मन्त्रणाद् वा गुप्तभाषणाद् वा' '

અર્થાત્ મનના રક્ષણના યોગથી, મંત્રણાથી તેમજ ગુપ્ત ભાષણથી મંત્ર. એમ **અર્થકલ્પલતા** (પૃ. ૧૫) માં ઉલ્લેખ છે.

૨૭. હર્ષકીર્તિસૂરિએ માંત્રિકે એટલે પાર્શ્વનાથના માંત્રિકે એમ કહ્યું છે.

**અર્થકલ્પલતા** (પૃ. ૧૫) માં ‘ગ્રહો’ એટલે ભૂત, પ્રેત, બ્રહ્મરાક્ષસ ઇત્યાદિ અથવા અશુભ ગોચરવર્તી સૂર્યાદિ, ‘મારિ’ એટલે સર્વવ્યાપક મૃત્યુરૂપ અશિવ, તેમજ દુષ્ટ જ્વરો એટલે એકાંતર, દ્વિતીયાંતર, તૃતીયાંતર, ચાતુર્થિક (ચોથિયો) વગેરે એમ કહ્યું છે.

दुट्ठ અને जरा ને પૃથગ્ ગણીને પણ અહીં અર્થ કરાયો છે. તેમ કરતી વેળા દુષ્ટો એટલે દુર્જનો અથવા ગુસ્સે થયેલા નૃપતિઓ અને જ્વરો એટલે શીતજ્વર વગેરે એમ કહ્યું છે.

‘ઉવસામ’ ના સંબંધમાં આર્ષત્વને લઈને હ્રસ્વનો અભાવ એમ કહ્યું છે અને એના સમર્થનાર્થે **આવસ્સય**ની નિજ્જુત્તિ (ગા. ૧૧૮) નું ઉદાહરણ અપાયું છે.

સિદ્ધિચન્દ્રગણિએ બીજી ગાથાના અર્થ **અર્થકલ્પલતા** પ્રમાણે આપ્યા છે. એમણે અઢાર અક્ષરના મંત્ર તરીકે નિમ્નલિખિત મંત્ર દર્શાવ્યો છેઃ—

“नमिऊणपासविसहरवि(वि)सहजिणफुलिंग”

એમણે ૨૮ અક્ષરના મંત્ર તરીકે ઉલ્લેખ તો કર્યો છે, પણ તે સ્પષ્ટ રીતે આપ્યો નથી. એમણે ‘રોગ’ તરીકે કાસ, શ્વાસ, ભગંદર, કુષ્ઠ ઇત્યાદિ એમ કહ્યું છે.

હર્ષકીર્તિસૂરિએ ૧૮ અક્ષરનો મંત્ર ઉપર મુજબનો આપ્યો છે, જ્યારે ૨૮ અક્ષરના મંત્ર તરીકે નીચે મુજબ આપ્યો છે.

“ॐ ह्रीँ श्रीँ अर्हँ नमिऊण पासविसहर वसह जिणफुलिंग ॐ ह्रीँ श्रीँ अर्हँ नमः”

આ મંત્રમાં તો ૨૮ નહિ પણ ૩૦ અક્ષરો છે તેનું કેમ એ વિચારવું ઘટે.

આ સૂરિએ ‘ગહ’ નો અર્થ ભૂત, પ્રેત, પિશાચ વગેરેનો આવેશ એમ કર્યો છે. સાથે સાથે ગોચરમાં અશુભ એવા સૂર્યાદિ એવો અર્થ પણ કર્યો છે.

**વિશિષ્ટ અર્થો**—[૨૮]હર્ષકીર્તિસૂરિએ પૃ૦ ૧૭ માં “विसहरफुलिंगमंतं” ના નીચે મુજબ જે બે અર્થો કર્યા છે તે અન્યત્ર જણાતા નથીઃ—

(૧) વિષધર એટલે સર્પ અને સ્ફુલિંગ એટલે અગ્નિનો કણ. સર્પો અને અગ્નિના કણોના અને એના ઉપલક્ષણથી અન્ય ક્ષુદ્ર ઉપદ્રવોના નિવારકને.

(૨) ‘વિસહરસ્ફુલિંગ’ નામવાળાને.

આ શબ્દગુચ્છના અર્થના સંબંધમાં **અર્થકલ્પલતા** (પૃ૦ ૧૬) માં કહ્યું છે કે ‘વિષધરસ્ફુલિંગ’ મંત્ર ભગવાનના નામથી ગર્ભિત છે એટલે એ મંત્ર સ્તુતિરૂપ છે. તેમ છતાં ભગવદ્વાચક ‘युष्मद्’ શબ્દાદિનો અભાવ છે તેનું શું એમ કોઈ કહે તો તેથી ઉપર્યુક્ત શબ્દગુચ્છના બે વિશિષ્ટ અર્થો અમે દર્શાવીએ છીએઃ—

---

૨૮. એમણે દુષ્ટના દુર્જનો અને દુશ્મનો એમ બે અર્થ કર્યા છે.

(૧) 'વિસહરફુલિંગ' મંત્રમાં સન્નિવિષ્ટ એવા તને. આ અર્થ 'વિસહર ફુલિંગ ગમ' અને 'ત' ને પૃથક્ ગણીને કરાયો છે.

(૨) 'વિસહરફુલિંગ' નામના મંત્રગત એવા તને. આ અર્થ પણ 'ત' ને પૃથક્ ગણીને કરાયો છે ખરો, પરંતુ એની પૂર્વના 'વિસહર ફુલિંગમ' ને વિષધર સ્ફુલિંગામ" ના સમીકરણ રૂપે ગણ્યો છે, કેમકે પ્રાકૃતમાં અકારનો લોપ થઇ શકે છે.

ભગવાનને કંઠમાં કેવી રીતે ધારણ કરાય એવો પ્રશ્ન કોઇ કરે તો તેનો ઉત્તર એ અપાયો છે કે પરમેશ્વર પણ મંત્રથી અવિષ્વગ્ રહેલા હોવાથી મંત્રરૂપ છે. આના સમર્થનાર્થે ગુણશેખરસૂરિકૃત **મંત્રરાજરહસ્ય**માંથી અવતરણ અપાયું છે.

ઉપર્યુક્ત પ્રશ્નનો ઉત્તર બીજી રીતે પણ એ અપાયો છે કે 'વિષધરસ્ફુલિંગ' યંત્રરૂપ તને. વિદ્યામણિરૂપે કરીને પોતે કંઠમાં ધારણ કરે કે અન્યને કરાવે. પ્રથમ વિકલ્પ 'સ્વાર્થ–સંપત્તિ' પક્ષને આશ્રીને છે તો બીજો વિકલ્પ પરાર્થસંપત્તિ આશ્રીને છે.

'ઉવસામ' એટલે વિનાશ એવો અર્થ જે ઉપર કરાયો છે. તેથી કોઇ એમ માને કે એ તો અધિકૃત મંત્રનો જાપ કરનારનું સ્વાર્થસંપત્તિરૂપ ફળ હોઇ કુક્ષિંભરત્વ છે, તો પરાર્થસંપત્તિના પક્ષમાં ઘટે એવો અર્થ નીચે મુજબ સૂચવાયો છેઃ—

ઉ એટલે નક્કી અને વસામં એટલે આયત્તાનું અવગમન એટલે વશગત્વ. આ રીતે વિચારતાં અન્ય ગ્રહાદિ પોતાને વશ છે–પોતે એનું નિવારણ કરી શકે તેમ છે એમ આ અર્થ છે. આના સમર્થનાર્થે બૃહદ્વૃત્તિમાં આ મંત્રથી શાંતિક, પૌષ્ટિક વશ્ય, આકર્ષણ, ઉચ્ચાટન, સ્તંભન, વિદ્વેષણ અને મારણરૂપ કાર્ય થઇ શકે એમ કહ્યું છે તે જણાવ્યું છે.

[૨૯]બીજી ગાથાનો પ્રચલિત અર્થ એ છે કે જે મનુષ્ય 'વિસહરફુલિંગ' મંત્રને સર્વદા પોતાના કંઠમાં ધારણ કરે છે તેનાં ગ્રહો, રોગો, મારિ અને દુષ્ટ જ્વરો નાશ પામે છે.

**ત્રીજી ગાથાના અર્થ**—(પૂર્વોક્ત) મંત્ર દૂર રહો. તને કરાયેલ (એક) પ્રણામ પણ ઘણાં ફળવાળો છે. જીવો મનુષ્યોમાં અને તિર્યંચોમાં પણ દુઃખ અને [૩૦]દૌર્ગત્યને (દરિદ્રતાને) પામતા નથી. આમ આ ત્રીજી ગાથાનો અક્ષરાર્થ છે.

**અર્થકલ્પલતા** (પૃ૦ ૧૭) માં કહ્યું છે કે મંત્ર, પુરશ્ચરણ, ઉત્તરચરણ, હોમ, તપ, જપ ઇત્યાદિ પ્રક્રિયા વડે સધાય છે, એથી એ કષ્ટજન્ય છે.

વિશેષમાં અહીં 'ફળ' તરીકે સૌભાગ્ય, આરોગ્ય, ધન, ધાન્ય, પત્ની, દ્વિપદ, ચતુષ્પદ, રાજ્ય અને સ્વર્ગનો ઉલ્લેખ કરાયો છે.[૩૧]

---

૨૯. મંત્રના ત્રણ અર્થને એક ગણતાં વિસ૦ મંત્રના પાંચ અર્થ, 'મણુઓ' ના બે, દુકના બે, અને 'ઉવસામ' એના પ્રયોજન દૃષ્ટિએ વિચારતાં બે, એમ બીજી ગાથાના ૫×૨×૨×૨=૪૦ અર્થ થાય છે.

૩૦. પાઠાંતર પ્રમાણે "દૌર્ભાગ્યને"

૩૧. આવો ઉલ્લેખ સિદ્ધિચન્દ્રગણિકૃત ટીકામાં નથી, પરંતુ **અર્થકલ્પલતા**ની જેમ હર્ષકીર્તિસૂરિકૃત વૃત્તિ (પૃ. ૧૯) માં છે.

જે પ્રાણી ભગવાનને વિશુદ્ધ શ્રદ્ધાપૂર્વક કેવળ નમસ્કાર કરે છે તે સમ્યગ્દષ્ટિ છે. એ દેવ તરીકે જ ઉત્પન્ન થાય છે.

જો એણે આયુષ્ય પહેલાં બાંધ્યું હોય તો તેથી કે ભવની પરંપરાને લઈને મનુષ્ય કે તિર્યંચ તરીકે એ જન્મે તો પણ દુ:ખી ન બને. દુ:ખ શારીરિક અને માનસિક એમ બે પ્રકારનું છે. તિર્યંચ તરીકે સુવર્ણ, રત્ન, ચિન્તામણિ, કલ્પદ્રુમ, પટ્ટતુરંગ કે જયકુંજરરૂપે ઉત્પન્ન થાય અને એથી સન્માનને પાત્ર બને.[32]

હર્ષકીર્તિસૂરિકૃત વૃત્તિ (પૃ૦ ૧૯) માં 'નરતિરિએસુ'નો એક વધારાનો અર્થ એ અપાયો છે કે તિર્યંચ જેવા અર્થાત્ પશુતુલ્ય મનુષ્યોમાં. વિશેષમાં અહીં આવા મનુષ્યો તરીકે બાળગોપાળ અને કૃષિવલ (ખેડુત)નો સ્પષ્ટ ઉલ્લેખ છે. આમ આ ત્રીજી ગાથાના એકંદર બન્ને પાઠાંતર પ્રમાણે બબ્બે અર્થ થાય છે.

**ચોથી ગાથાનો અર્થ**—આ ગાથાનો અક્ષરાર્થ એ છે કે તારું ચિન્તામણિ અને કલ્પવૃક્ષથી અધિક (ફળદાયી) સમ્યક્ત્વ પ્રાપ્ત થતાં ભવ્ય જીવો અજરામર સ્થાનને અર્થાત્ મોક્ષને નિર્વિઘ્ને પામે છે.

**અર્થકલ્પલતા** (પૃ૦ ૧૯) માં કહ્યું છે કે–'સમ્યક્ત્વ' એટલે વિશિષ્ટ પ્રમાણ કિંવા દેવ, ગુરુ અને ધર્મ એ ત્રણ તત્ત્વોનો નિશ્ચય.[33] અને 'ચિન્તામણિ' એટલે ચિંતવેલ અર્થ આપનારું અને દેવાધિષ્ઠિત રત્ન. પાર્શ્વદેવગણિકૃત લઘુવૃત્તિ (પૃ૦ ૧૦૯) માં અર્ણવ, વજ્ર, વૈડૂર્ય, મહાનીલ, કર્કેતન, પદ્મરાગ, મરકત, પુષ્પરાગ, ચન્દ્રકાન્ત, રુચક અને મેચક એમ રત્નોનાં નામ અપાયાં છે.[34] પૃ. ૧૦૯–૧૧૦માં દશ કલ્પવૃક્ષોને લગતી નવ ગાથા અવતરણરૂપે અપાઈ છે.

**પાંચમી ગાથાનો અર્થ**—હે મોટી (અર્થાત્ ત્રૈલોક્યવ્યાપી) કીર્તિવાળા અને સામાન્ય કેવલીઓને વિષે (આહ્લાદકારી હોઈ) ચન્દ્રસમાન પાર્શ્વ! ભક્તિના (અર્થાત્ આંતરિક પ્રીતિના) ભારથી ભરપૂર હૃદય વડે આ પ્રમાણે (મારા વડે) તું સ્તુતિ કરાયેલો છે તેથી હે દેવ! (તું મને) ભવોભવ બોધિને (એટલે કે રત્નત્રયની પ્રાપ્તિ અથવા જિનધર્મની પ્રાપ્તિ) આપજે.

આ પ્રમાણેનો અર્થ જિનપ્રભસૂરિએ, સિદ્ધિચન્દ્રગણિએ, તેમજ હર્ષકીર્તિસૂરિએ પણ આપ્યો છે. કૌંસગત અર્થ એમનાં વિવરણોમાં જોવાય છે.

જિનપ્રભસૂરિએ નીચે મુજબનો જે અધિક અર્થ આપ્યો છે તે સિદ્ધિચન્દ્રગણિએ તેમજ હર્ષકીર્તિસૂરિએ પણ આપ્યો નથી:

---

૩૨. આ ઉલ્લેખ સિદ્ધિચન્દ્રગણિએ તેમજ હર્ષકીર્તિસૂરિએ કર્યો છે.

૩૩. આ બે અર્થ સિદ્ધિચન્દ્રગણિએ પણ આપ્યા છે.

૩૪. વરાહમિહિરકૃત **બૃહત્સંહિતા** (અ. ૮૦, શ્લો. ૪–૫)માં રત્નોનાં નામ નીચે મુજબ અપાયાં છે:— વજ્ર (હીરો), ઇન્દ્રનીલ, મરકત, કર્કેતન, પદ્મરાગ, રુધિર, વૈડૂર્ય, પુલક, વિમલક, રાજમણિ, સ્ફટિક, શશિકાન્ત, સૌગન્ધિક, ગોમેદક, શંખ, મહાનીલ, પુષ્પરાગ, બ્રહ્મમણિ, જ્યોતીરસ, સસ્યક, મોતી અને પરવાળું. આમ બાવીશ ગણાવાયાં છે.

'અમ' એટલે રોગ. એને હણનાર તે 'અમહ'. 'આગસ્' એટલે પાપ, એનો નાશ કરનાર તે 'આગસ'. અમહ+આગસ=અમહાગસ, એનું સંબોધન તે અમહાગસ ! એનું પાઇય સમીકરણ 'અમહાયસ' છે. આથી એ અર્થ ઉદ્ભવે છે કે–હે રોગના હણનાર અને પાપના નાશક ! આ અર્થ 'મહાયસ'ને બદલે એમાં અકારનો પ્રશ્લેષ કરીને કરાયો છે.

આ રીતે પાંચમી ગાથાના બે અર્થ થાય છે.

આમ પાર્શ્વનાથને ઉદ્દેશીને પહેલી ગાથાના ૮૦, બીજીના ૪૦, ત્રીજીના પ્રત્યેક પાઠાંતર આશ્રીને બબ્બે, ચોથીનો એક અને પાંચમીના બે અર્થ કરાયા છે. આમ ત્રીજી ગાથાના પ્રત્યેક પાઠાંતરને આશ્રીને પાંચે ગાથાના સંયોજનની દૃષ્ટિએ ૮૦×૪૦×૨×૧×૨=૧૨૮૦૦ અર્થ થાય છે.

**ઉલ્લેખ**—બીજી ગાથામાં 'રોગનો' ઉલ્લેખ કર્યા બાદ 'મારિ' અને 'જર'નો ઉલ્લેખ એ બન્ને રોગ જ હોવા છતાં કેમ કરાયો છે એ બાબત મારી સામેના પાંચે સંસ્કૃત વિવરણમાં વિચારાઇ નથી. આને અંગે **પ્રબોધટીકા** (ભા. ૧, પૃ. ૩૬૩–૪) માં કહ્યું છે કે–મારિ રોગચાળાના રૂપમાં ફાટી નિકળે છે અને વિષમ જ્વરો બહુ ભયંકર હોય છે એટલે આ બેની પૃથગ્ ગણતરી કરાઇ છે.

હવે આ સ્તોત્રના જે [૩૫]અર્થ પાર્શ્વ યક્ષ, પદ્માવતી અને ધરણેન્દ્રને ઉદ્દેશીને [૩૬]**અર્થકલ્પલતા**માં કરાયા છે, તે હું રજૂ કરું છું:—

પ્રથમ ગાથામાં અનુક્રમે પાર્શ્વ યક્ષને, પદ્માવતીને અને ધરણેન્દ્રને વંદન કરાયું છે. પહેલાં બેનું એકેક અને ત્રીજાનાં બે વિશેષણ છે. જેમકે (સમ્યગ્દૃષ્ટિઓના) ઉપસર્ગનો નાશ કરનાર એ પાર્શ્વ યક્ષનું. ઇચ્છવા યોગ્ય શરીરને લઇને (જોનારને) જેનાથી હર્ષ થાય તેવી એ પદ્માવતીનું. (કમઠ અસુરે ઉત્પન્ન કરેલા) વિષધરના અર્થાત્ મેઘના જળનું (પોતાની ફેણરૂપ છત્ર વડે) નિવારણ કરનાર તેમજ મંગળ અને કલ્યાણના આવાસરૂપ અથવા મંગળ જેવી (શ્રેયસ્કર) (ભગવાનની) આજ્ઞા વડે–શાસન વડે સમન્તાત્ નિવાસવાળો કિંવા ભાવનાવાળો એમ બે ધરણેન્દ્રનાં વિશેષણ છે.

બીજા 'પાસ'નો અર્થ વામ હાથમાં પાશ ધારણ કરનારી એટલે પ્રસ્તુતમાં પદ્માવતી એમ કરાયો છે.

પ્રથમ ગાથાની આ પ્રમાણેની[૩૭] અર્થઘટનાને અનુરૂપ છાયા નીચે મુજબ છે:—

---

૩૫. આ અર્થ કરવા પૂર્વે **અર્થકલ્પલતા** (પૃ. ૧૨) માં કહ્યું છે કે–પાર્શ્વનાથનું સાન્નિધ્ય કરનારાં પાર્શ્વ યક્ષ, પદ્માવતી અને ધરણ ઇન્દ્ર વડે આ સ્તવ અધિષ્ઠિત હોવાથી એમને ઉદ્દેશીને પણ વ્યાખ્યા કરાય છે.

૩૬. બૃહદ્વૃત્તિમાં આ અર્થો છે ખરા ?

૩૭. પાર્શ્વ યક્ષને અંગે ૧, પદ્માવતી પરત્વે પણ ૧ તેમજ ધરણના પક્ષમાં બે એમ પહેલી ગાથાના બે અર્થ કરાયા છે.

उपसर्गहरं पार्श्वं पार्श्वं वन्दे कार्म्यघनमुत्क्राम् ।
विषधरविषनिर्नाशं मङ्गल–कल्याणावासाम् (मङ्गलकल्पाज्ञावासम्) ॥

બીજી ગાથાનો અર્થ—

'વિસહરફુલિંગ' મંત્રના પાર્શ્વ યક્ષ, પદ્માવતી અને ધરણ ઇન્દ્ર એ ત્રણે અધિષ્ઠાતા હોવાથી બીજી ગાથાનો અર્થ પાર્શ્વનાથને અંગે જે સૂચવાયો છે તે જ અહીં સમજી લેવાનો છે એમ **અર્થકલ્પલતા** (પૃ. ૧૬) માં કહ્યું છે.

ત્રીજી ગાથાનો નીચે મુજબનો અર્થ પાર્શ્વ યક્ષ, પદ્માવતી અને ધરણ ઇન્દ્ર એ ત્રણે અંગે એક સરખો છે:—

મંત્ર દૂર રહો. તારો પ્રણામ પણ ઘણાં ફળવાળો થાય છે. તિર્યંચ જેવા મનુષ્યો કે જે બાળગોપાળ અને કૃષીવલો છે તેમાં પણ જીવો દુઃખ અને દૌર્ગત્યને પામતા નથી. એ પ્રાયઃ દુઃખી જોવાય છે, પરન્તુ તારી કૃપાથી સુખી જ હોય.

ચોથી ગાથાના નિમ્નલિખિત ત્રણે અર્થ પણ પાર્શ્વ વગેરે ત્રણેને અંગે એક સરખાં છે:—

(૧) ચિન્તામણિ અને કલ્પવૃક્ષ કરતાં (વિશેષ ફળદાયી હોવાથી) અધિક એવી તારી વલ્લભતાને પ્રાપ્ત કરતાં જીવો અનુકૂળ દૈવને લઇને રમણીય દીપ્તિવાળા (મોટાં સામ્રાજ્યાદિ રૂપ) પદને નિર્વિઘ્ને પામે છે.

આ અર્થ કરતી વેળા 'સમ્મત્તે'ના સંસ્કૃત સમીકરણ તરીકે સામ્મત્યે સમજવાનું છે. સમ્મતનો ભાવ તે સામ્મત્ય એટલે વાલ્લભ્ય યાને વલ્લભતા.

(૨) ચિન્તામણિ જેવાં પાનક અને ભોજન માટે અનુકૂળ એવી તારી વલ્લભતાને પામે છે. આ અર્થ "ચિન્તામણિકપ્પપાયવબ્ભહિએ" ને 'ચિન્તામણિકલ્પપાનવલ્લહિતે' સમજીને કરાયો છે. "કપ્પ (કલ્પ) એટલે સમાન, પાય એટલે પાનક અને વબ્લ (વલ્લ) એટલે ભોજન અને હિય (હિત) એટલે હિતકારી.

(૩) (કર્કેતનાદિ) મણિઓ અર્થાત્ રત્નો વડે રચાયેલાં પાત્રને વિષે ભોજન (મળતું) હોવાથી અથવા તે માટે અનુકૂળ એવી તારી વલ્લભતા પ્રાપ્ત થતાં ચિન્તાથી મુક્ત અર્થાત્ પ્રયત્નરહિત જીવો અનુકૂળ થાય છે.

અહીં 'ચિન્તામણિકપ્પપાયવબ્ભહિએ' માં અકારનો પ્રશ્લેષ કરી અને 'અચિન્તા'ને 'જીવા'નું વિશેષણ ગણી અર્થ કરાયો છે. વિશેષમાં કપ્પ (કલ્પ)નો અર્થ 'રચના' અને પાયનો અર્થ 'પાત્ર' કરાયેલ છે. વબ્ભનો અર્થ પહેલાંની જેમ 'ભોજન' કરાયો છે.

[૩૮]પાંચમી ગાથાનો અર્થ પાર્શ્વ યક્ષ વગેરેના સંબંધમાં ભિન્ન ભિન્ન છે. તેમાં પાર્શ્વ યક્ષને લગતો અર્થ નીચે મુજબ છે:—

૩૮. આ ગાથાના ત્રીજા ચરણમાં 'દિન્ન'ને બદલે 'દેસુ' પાઠ સ્વીકારી અર્થ કરાયો છે.

જેને તીર્થંકર (જ) આહ્‌લાદક છે એવા હે પાર્શ્વ (યક્ષ)! મહાયશસ્વી અર્થાત્ પાર્શ્વનાથને વિષે ભક્તિના ભારથી ભરપૂર હૃદય વડે તારી આ પ્રમાણે સ્તુતિ કરાઇ છે. વાસ્તે હે (વ્યંતર જાતિના) દેવ! તું મને ભવોભવ સમ્યક્ત્વ આપજે.

આ અર્થ કરતી વેળા 'મહાયસ'ને અલગ પદ ન ગણતાં એના પછીના પદ સાથે સંયુક્ત માન્યું છે, જ્યારે પાસજિણચંદમાં પાસ અને જિણચંદ એ બન્નેને પૃથક્ પૃથક્ સંબોધન ગણેલ છે.

આ યક્ષ પાસે બોધિની યાચના કરાઇ તે અનુચિત નથી, કેમકે **વંદિત્તુ સુત્ત** (ગા૦ ૪૯) માં સમ્યગ્દૃષ્ટિ દેવો........એમ પૂર્વાચાર્યોએ પણ કહ્યું છે. એ સમ્યગ્દૃષ્ટિ નથી એમ નહિ, કારણ કે એ પરમાર્હત છે.

પદ્માવતીને લક્ષીને નીચે મુજબ [૩૯] બે અર્થ કરાયા છે:—

(૧) હે અપકીર્તિના ભજનને વિષે અત્યાગ્રહથી પૂર્ણ તેમજ હિતને આપનારી નહિ એવી નહિ એવી (પદ્માવતી) દેવી! આ પ્રમાણે તારી સ્તુતિ કરાયેલી છે. તેથી તું ભવોભવ મારા અશુભ સમ્યક્ત્વને પ્રકર્ષણપણે ફેંકી દે–એને દૂર કર. તું વિજયશાળી વર્તજે, તેમજ (તારા પોતાના માહાત્મ્યથી ચિરઃકાળ) દીપતી રહેજે.

(૨) હે આય એટલે લાભના વિનાશક અર્થાત્ શત્રુઓના ભજનને વિષે...રહેજે.

ધરણ ઈન્દ્રના પક્ષમાં પાંચમી ગાથાના બે અર્થ નીચે પ્રમાણે છે:—

(૧) મહાયશસ્વીની (અર્થાત્ પાર્શ્વનાથની) ભક્તિના યાને સેવાના અતિશયથી જેનું પાપ ઓછું થયું છે એવા તેમજ હૃદય યાને છાતી વડે ચાલનારાના એટલે કે નાગોના સ્વામી (ધરણેન્દ્ર)! હે (ભવનપતિ નિકાયના) દેવ! હે (કર્મબંધરૂપ) પાશને જીતનારાને અર્થાત્ સાધુઓને એમના ઉપસર્ગો દૂર કરવા વડે આહ્‌લાદ ઉત્પન્ન કરનાર! આ પ્રમાણે (મારા વડે) તારી સ્તુતિ કરાયેલી છે તેથી તું ભવોભવ (મને) બોધિ આપજે.

(૨) મહા........દેવ! પાશ વડે શત્રુઓને જીતનારીને અર્થાત્ પદ્માવતી દેવીને (એના પતિ હોઇ) આહ્‌લાદ ઉત્પન્ન નરનાર! આ........આપજે.

**પંચપરમેષ્ઠીના નામાક્ષર**—પ્રથમ ગાથાના પ્રારંભમાં 'ઉવ' એમ બે અક્ષરો છે. પદના એક ભાગમાં પદોના સમુદાયનો ઉપચાર કરાતાં 'ઉવ' એટલે ઉવજ્ઝાય.

દ્વિતીય ગાથાની શરૂઆતમાં 'વિસ' એમ બે વર્ણ છે. એથી સાધુઓ સમજવા. સર્વ રસાત્મકતાના ઉપદર્શનથી વિષના જેવું વિષ છે. વિષરૂપ સાધુઓ તે તે પાત્રની અપેક્ષાએ તે તે રસને સ્પર્શે છે. **દસવેયાલિય**ની નિજ્જુત્તિ પત્ર (૮૩) માં શ્રમણોને વિષના સમાન કહ્યા છે.

---

૩૯ આ અર્થ કરતી વેળા 'महाऽयसभत्तिब्भरनिब्भरे ! ण हियए ! ण' અથવા महाऽऽयस० એમ પૂર્વાર્ધનો બે રીતે વિચાર કરવાનો છે તેમજ ઉત્તરાર્ધ માટે देवदे ! सुवोहिं એમ પદચ્છેદ કરવાનો છે.

તૃતીય ગાથાની આદિમાં જે 'ચિટ્ઠ' છે તેથી 'આચાર્ય' સમજવા. તીર્થંકરો મોક્ષે જાય તો પણ તીર્થ હોય ત્યાં સુધી આચાર્યો રહે છે. આના સમર્થનાર્થે **ઉવએસમાલા** (ગા૦ ૧૨)નું પ્રથમ ચરણ અપાયું છે. અથવા 'સચ્ચિઇ' એ દ્રવ્ય, ગુણ અને પર્યાયથી અનુયોગસ્વરૂપી છે. તેમાં રહે તે ચિત્સ્થ એટલે કે સૂરિ (આચાર્ય). ('ચિત્સ્થ'નું પાઇય સમીકરણ 'ચિટ્ઠ' છે.)

ચતુર્થ ગાથાના પ્રારંભમાંના 'તુહ' એ બે અક્ષર વડે 'અર્હત્' (તીર્થંકર) જાણવા. ચાર ઘાતી કર્મનો અથવા સમસ્ત વિશ્વના સંશયોના સમૂહનો એઓ નાશ કરે છે. એથી 'તુહ' છે. વિહરમાણ અને કેવલી બનેલા અરિહંતો છે.

પાંચમી ગાથાની આદિમાં 'ઇય' (સં. ઇતિ) એ બે અક્ષર 'સિદ્ધ'ના સૂચક છે. ફરીથી પાછા ન ફરવું પડે એ માટે જેઓ મોક્ષે ગયા તેઓ 'સિદ્ધ' છે.

અન્ય અર્થમાં વપરાયેલા પદો પરમેષ્ઠિમંત્રરૂપ છે એમ કહેવું અયુક્ત નથી, કેમકે "ऐन्द्रस्यैव शरासनस्य दधती" ઇત્યાદિમાં બીજનાં પદો અન્ય અર્થમાં યોજાયેલાં હોવા છતાં મંત્રરૂપતાનું અતિક્રમણ નહિ કરતા હોવાથી તેનો પ્રભાવ ઉપલબ્ધ થાય છે.

જો કે તીર્થંકરોની મુખ્યતા ઉચિત છે તેમ છતાં આ સ્તોત્ર શ્રુતકેવલીએ રચ્યું હોવાથી 'સૂત્ર' છે. એનું અધ્યયન ઉપાધ્યાયોએ જ કરાવવું જોઈએ એટલે પ્રારંભમાં ઉપાધ્યાયનો નિર્દેશ કરાયો છે. ઉપાધ્યાયની પાસે શીખનારને સાધુઓ જ સહાય કરે છે. કેમકે તેમનો સહાય કરવાનો અધિકાર છે.

આમ ઉપાધ્યાય પાસે ભણેલ સૂત્રનો અર્થ તો આચાર્યો જ કહે છે એટલે એમનો ઉપન્યાસ કરાયો છે. આચાર્યના ઉપદેશથી અરિહંતનો બોધ થાય છે. અહીં અરિહંત તે આ સ્તોત્રમાં વર્ણવાયેલા ભગવાન્ પાર્શ્વ છે. એથી આચાર્ય પછી એમનો ઉલ્લેખ છે. આ સ્તોત્રના ભાવપૂર્વકના પાઠથી પરંપરાએ 'સિદ્ધ' થવાય. એથી અરિહંત પછી સર્વ શુભ અનુષ્ઠાનના ફળરૂપ સિદ્ધનો ઉલ્લેખ છે.

**કલ્પ—લોગસ્સ, નમુત્થુ ણં** ઇત્યાદિને અંગે જેમ કલ્પ રચાયેલ છે તેમ આ **ઉવસગ્ગહરથોત્ત**ને અંગે પણ એક કલ્પ રચાયો છે. એ કલ્પનો ઉપયોગ પાર્શ્વદેવગણિએ પોતાની સંક્ષિપ્તવૃત્તિ રચવામાં કર્યો છે પરન્તુ એ અદ્યાપિ મારા જોવામાં આવ્યો નથી.

**યન્ત્રો**—પૂર્ણચન્દ્રસૂરિકૃત **લઘુવૃત્તિ**માં પહેલી ગાથાને અંગે નીચે મુજબનાં આઠ યંત્રોની વિગતો વૃદ્ધ સંપ્રદાય અનુસાર આપી છે:—

(૧) જગદ્વલ્લભકર, (૨) સૌભાગ્યકર, (૩) લક્ષ્મીવૃદ્ધિકર, (૪) ભૂતાદિનિગ્રહકર, (૫) જ્વરનિગ્રહકર, (૬) શાકિનીનિગ્રહકર, (૭) વિષમવિષનિગ્રહકર અને (૮) વિષમવિષ-ક્ષુદ્રોપદ્રવનિર્નાશક.

પાર્શ્વદેવગણિએ પણ કલ્પ અનુસાર પહેલી ગાથાને લગતાં યંત્રો અને મંત્રો આપ્યાં છે. **અર્થકલ્પલતા** (પૃ. ૮) માં તો આઠ યંત્રોનાં કેવળ નામ જ દર્શાવાયાં છે, **જૈન સ્તોત્ર સંદોહ** (ભા. ૧) માં આઠ યંત્રો પૈકી પહેલાં સાત જ દોરી બતાવાયાં છે.

બીજી ગાથાને અંગે પૂર્ણચન્દ્રસૂરિએ (૧) બૃહચ્ચક્ર અને (૨) ચિન્તામણિચક્ર એ બે યંત્રોની વિગત આપી છે. પાર્શ્વદેવગણિએ પણ એમ જ કર્યું છે. **અર્થકલ્પલતા** (પૃ. ૮) માં તો આ બે યંત્રોનાં નામ આપી એ પ્રત્યેકનો પ્રભાવ દર્શાવાયો છે.

ત્રીજી ગાથાને લગતા પાંચ યંત્રોની વિગત એ યંત્રોના પ્રભાવ સહિત પૂર્ણચન્દ્રસૂરિએ આપી છે. પાર્શ્વદેવગણિએ દસ યંત્રોની રચના અને પ્રભાવ અને 'અઘોરા' નામની વિદ્યા ઉપર પ્રકાશ પાડ્યો છે. **અર્થકલ્પલતા** (પૃ. ૮) માં છ જાતનાં યંત્રોનું સૂચન છે.

ચોથી ગાથાને ઉદ્દેશીને પૂર્ણચન્દ્રસૂરિએ [૪૦]લઘુદેવકુલને લગતી હકીકત આપી છે. પાર્શ્વદેવગણિએ આવું કશું કથન કર્યું નથી. **અર્થકલ્પલતા** (પૃ. ૮) માં કહ્યું છે કે ચોથી ગાથામાં સર્વાર્થસાધક દેવકુલ અને કલ્પદ્રુમયંત્રના ન્યાસની રચના છે.

પાંચમી ગાથા પરત્વે પૂર્ણચન્દ્રસૂરિએ એક યંત્ર તૈયાર કરવાની રીત દર્શાવી એના પૂજન માટે એક મંત્ર આપ્યો છે. પાર્શ્વદેવગણિએ પણ એક યંત્રને તૈયાર કરવાની રીત, એ સંબંધી તંત્ર તેમજ પૂજન માટેનો મંત્ર એમ વિવિધ બાબતો રજૂ કરી છે.

**અર્થકલ્પલતા** (પૃ. ૯) માં કહ્યું છે કે–પાંચમી ગાથામાં શાંતિક અને પૌષ્ટિકને તેમજ ભૂત, પ્રેત, શાકિની, ડાકિની, જ્વર ઈત્યાદિના નાશને તેમજ સર્વ રક્ષણને સ્થાન અપાયું છે.

**મહાપ્રાભાવિક નવ સ્મરણ** (પૃ. ૧૩૫–૧૪૮) માં ચન્દ્રાચાર્યકૃત લઘુવૃત્તિ તેમજ પાર્શ્વદેવગણિકૃત **વૃત્તિ**નાં આધારે ૨૭ (સત્તાવીશ) યંત્રો તૈયાર કરવાની રીત દર્શાવાઈ છે, જ્યારે આ ગ્રંથના અંતમાં પૃ. ૧૩–૨૭ માં એ સત્તાવીસે યંત્રો દોરી બતાવાયા છે.

ઉવસગ્ગહરથોત્તની જે નવ ગાથાનો આ પૂર્વે ઉલ્લેખ કરાયો છે. તેના દસ મંત્રાક્ષર સિવાયના અક્ષરો ઊભા કર્ણવાળા ચોરસમાં ૩૩૪ ખાનામાં અને કેટલાક અંક ૩૯ ખાનામાં મધ્યમાં અપાયા છે. એમાં 'ઉ' સૌથી મધ્યમાં છે. એની આસપાસ અંકોની ગૂંથણી છે. આવું એક હસ્તલિખિત પત્ર "શ્રી મોહનલાલજી જ્ઞાનભંડાર" માં છે, આ પત્રની પ્રતિકૃતિ અન્યત્ર (પૃ. ) અપાઇ છે.

**મન્ત્રો**—પૂર્ણચન્દ્રસૂરિએ પોતાની **લઘુવૃત્તિ**માં પહેલી ગાથાને અંગે (૧) પૂજામંત્ર, (૨) પાર્શ્વયક્ષ–મંત્ર અને (૩) પાર્શ્વયક્ષિણી–મંત્ર એમ ત્રણ મંત્રો આપ્યા છે. પાર્શ્વદેવગણિએ પાર્શ્વયક્ષ–મંત્ર, પાર્શ્વયક્ષિણી–મંત્ર અને ઘોણ–મંત્ર, સર્વજ્વર નાશયન ઇત્યાદિ મંત્રો આપ્યા છે.

**અર્થકલ્પલતા** (પૃ. ૮) માં તો પાર્શ્વયક્ષ–મંત્ર અને પાર્શ્વયક્ષિણી–મંત્રનો કેવળ નામોલ્લેખ છે.

બીજી ગાથાના સંબંધમાં પૂર્ણચન્દ્રસૂરિએ કેટલાક મંત્રો આપ્યા છે અને પૂજા–મંત્ર પહેલાની જેમ જાણવો એમ કહ્યું છે.

---

૪૦ આ સૂરિએ બૃહચ્ચક્ર વિધિ પૂર્ણ કરી "प्रथमं देवकुलमिदम्" એમ કહ્યું છે.

ત્રીજી ગાથાને અંગે પૂર્ણચન્દ્રસૂરિએ બે મંત્રો આપ્યા છે.

ચોથી ગાથાના સંબંધમાં પૂર્ણચન્દ્રસૂરિએ કહ્યું છે કે પૂર્વોક્ત જ પૂજામંત્ર ગુરુ પાસેથી જાણી લેવો. પાર્શ્વદેવગણિએ તેમજ જિનપ્રભસૂરિએ પણ આ ગાથાને અંતે કોઈ મંત્ર જણાવ્યો નથી.

પાંચમી ગાથા પરત્વે પૂર્ણચન્દ્રસૂરિએ એક મંત્ર આપ્યો છે. ત્યારબાદ **બૃહદ્વૃત્તિ**માં કહેલા ચારેક મંત્રો દર્શાવ્યા છે. પાર્શ્વદેવગણિએ પૂજામંત્ર આપ્યો છે. **અર્થકલ્પલતા** (પૃ. ૯) માં કહ્યું છે કે—આ પાંચમી ગાથામાં દૃષ્ટિકોત્થાપન, પુરક્ષોભ, ક્ષેમકરણ ઈત્યાદિ કાર્યો સિદ્ધ કરનારાં મંત્રો છે.

ચન્દ્રાચાર્યકૃત **લઘુવૃત્તિ**માં તેમજ પાર્શ્વદેવગણિકૃત વૃત્તિમાંના મંત્રોની **મહા૦ નવસ્મરણ** (પૃ. ૧૩૬–૧૪૯) માં નોંધ લેવાઈ છે.

**પાદપૂર્તિ**—સમગ્ર **ઉવસગ્ગહર થોત્ત**ની એટલે એની પાંચે ગાથાના પ્રત્યેક ચરણની પાદપૂર્તિરૂપે તેજઃસાગરે મતિસુરસૂરિની સ્તુતિ કરી છે. આ જ૦ મ૦ માં રચાયેલી કૃતિમાં ૨૧ પદ્યો છે. આની વિશેષતા એ છે કે—મૂળ સ્તોત્રના ચરણનો ક્રમાંક પાદપૂર્તિવેળા તે જ રખાયો છે.

**પ્રભાવ**-**ઉવસગ્ગહર થોત્ત** અનેક યંત્રો અને મંત્રોથી વિભૂષિત છે તેમજ એની પાર્શ્વનાથ, પદ્માવતી, પાર્શ્વયક્ષ અને ધરણઈન્દ્ર એમ ચારને ઉદ્દેશીને એના અર્થ થાય છે. આ ઉપરાંત એ ૮૦૦ વર્ષ જેટલું તો પ્રાચીન છે જ. વળી એની 'સ્મરણ' તરીકે પણ ગણના કરાઈ છે અને કરાય છે. આને લઈને આ સ્તોત્ર 'પ્રાભાવિક' જણાય છે. જિનસૂરે વિ. સં. ૧૫૨૦ ની આસપાસમાં સંસ્કૃતમાં રચેલી [૪૧]**પ્રિયંકર નૃપકથા**[૪૨] આ સ્તોત્રનો પ્રભાવ દર્શાવે છે. આ કથાનું સંપાદન મેં કર્યું છે. અને એ "દે. લા. જૈન પુ. સંસ્થા" તરફથી ઈ. સ. ૧૯૩૨ માં છપાવાયેલ છે. વિશેષમાં આ કથાનો ગુજરાતી અનુવાદ **મહા૦ સ્મરણ** (પૃ. ૧૫૦–૨૨૮) માં છપાવાયો છે.

સાંકડી શેરી, ગોપીપુરા
**સુરત**
વિ. સં. ૨૦૧૮, જ્ઞાનપંચમી.

---

૪૧ આની એક હાથપોથી વિ. સં. ૧૫૩૯ માં અને બીજી વિ. સં. ૧૫૪૬ માં લખાયેલી મળે છે. જુઓ **જિનરત્નકોશ** (વિ. ૧, પૃ. ૫૪).

૪૨ આ સંસ્કૃત કૃતિનો ગુજરાતી અનુવાદ **મહા૦ નવસ્મરણ** (પૃ. ૧૫૦–૨૨૮) માં છપાવાયો છે.



# જૈન આગમસાહિત્યમાં ખનિજ તેલનો ઉલ્લેખ.

લેખક : ડો. ભોગીલાલ જ. સાંડેસરા, એમ. એ., પીએચ ડી.

સામાન્ય રીતે એમ માનવામાં આવે છે કે ભારતમાં ખનિજ તેલનો ઉપયોગ પ્રમાણમાં આધુનિક છે. પરન્તુ સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યમાં કેટલાક એવા ઉલ્લેખો છે, જે બતાવે છે કે જૂના સમયમાં પણ ભારતમાં ખનિજ તેલ અજ્ઞાત નહોતું. કાશ્મીરી કવિ બિહ્લણના (ઈ. સ. નો ૧૧ મો સૈકો) 'વિક્રમાંકદેવચરિત' મહાકાવ્યમાંનો ઉલ્લેખ તો પ્રમાણમાં જાણીતો છે. નાયકનો વિરહાગ્નિ, જે બરફનાં પાણીથી અથવા ચંદનના શીતલ લેપથી શાન્ત થતો નહોતો તેને એમાં ઇરાની તેલ વડે સળગેલા અગ્નિ—'પારસીક તૈલાગ્નિ' સાથે સરખાવવામાં આવ્યો છે. 'વિક્રમાંકદેવચરિત' નો એ શ્લોક નીચે મુજબ છે:

अचिन्तनीयं तुहिनद्रवाणां श्रीखण्डवापी पयसामसाध्यम् ।
असूत्रयत् पत्रिषु पारसीकतैलाग्निमेतस्य कृते मनोभूः ॥

(સર્ગ ૯, શ્લોક ૨૦.)

ઈ. સ. ૧૨૩૦ આસપાસ રચાયેલી 'વિક્રમાંકદેવચરિત' ની એક ટીકા, જેની હસ્તપ્રત જેસલમેરના ભંડારમાંથી મળેલી છે તેમાં पारसीकतैलाग्नि શબ્દપ્રયોગને पारसीकदेशजवह्निम् એ રીતે સમજાવવામાં આવ્યો છે ('વિક્રમાંકદેવચરિત'ની શ્રી મુરારિલાલ નાગરની વાચના, પૃ. ૨૬૦).

દક્ષિણ ભારતમાં આવેલ કલ્યાણીના રાજદરબારમાં રહીને બિહ્લણે આ કાવ્ય રચ્યું છે, અને તેમાં કલ્યાણીના ચૌલુક્ય વંશના તત્કાલીન રાજકર્તા વિક્રમાદિત્ય આહવમલ્લનું પ્રશસ્તિમય ચરિત આપ્યું છે. દક્ષિણ ભારતનાં કેટલાંયે બંદરોએથી ઈરાન અરબસ્તાન અને બીજા દેશો સાથે ધીકતો વેપાર ચાલતો હતો, અને બિહ્લણે વર્ણવેલું 'પારસીક તૈલ' ત્યાં આયાત થતું હોય અને તેથી આ ખનિજ તેલના ગુણોથી કવિ માહિતગાર હોય એ તદ્દન સંભવિત છે. ઈ. સ. ૯૦૦ પૂર્વે રચાયેલા બૌદ્ધ ગ્રંથ 'આર્યમંજુશ્રીમૂલકલ્પ'માં જેનો ઉલ્લેખ છે તે 'તુરુષ્ક તૈલ' (તુર્ક અથવા મુસ્લિમ વેપારીઓ મારફત આવતું તેલ?' કે 'તુર્ક દેશનું તેલ?') બિહ્લણે વર્ણવેલા 'પારસીક તૈલ'થી ભિન્ન નથી, એમ બતાવવાનો પ્રયત્ન શ્રી પી. કે. ગોડેએ પોતાના એક લેખમાં કર્યો છે ('સ્ટડીઝ ઇન ઇન્ડિયન લીટરરી હિસ્ટરી,' પુ. ૧, પૃ. ૩૨૩–૨૪).

આ તો પરદેશથી આવતા ખનિજ તેલની વાત થઈ. પરન્તુ જૈન આગમસાહિત્યમાં એક બહુ મહત્ત્વનો ઉલ્લેખ મળે છે, જે બતાવે છે કે 'આર્યમંજુશ્રીમૂલકલ્પ' અને

'વિક્રમાંકદેવચરિત'ના સમય પહેલા, નિદાન ઓછાવત્તા પ્રમાણમાં પણ ભારતમાં ખનિજ તેલ ઉપલબ્ધ હતું અને બહુ દુર્લભ વસ્તુ તરીકે તેની ગણના થતી હતી. 'બૃહત્ કલ્પ-સૂત્ર' ઉપરના સંઘદાસગણિ ક્ષમાશ્રમણના ભાષ્યમાં તથા એ જ ગ્રન્થ ઉપરની આચાર્ય ક્ષેમકીર્ત્તિની ટીકામાં મળતા 'मरुतैल' ('મારવાડના તેલ') ના ઉલ્લેખની હું અહીં વાત કરું છું. પ્રાકૃત ગાથાઓમાં રચાયેલા આ ભાષ્યના કર્તા સંઘદાસગણિ ક્ષમાશ્રમણ ઈ. સ. ના ૬ ઠ્ઠા સૈકા આસપાસ થઈ ગયા, અને પાકૃત ગદ્યમાં બૃહદ્ કથાગ્રન્થ 'વસુદેવહિંડી' રચનાર સંઘદાસગણિ વાચકથી (જેઓ પણ લગભગ એ જ સમયમાં થઈ ગયા) તેઓ ભિન્ન છે.[1] ક્ષેમકીર્ત્તિની ટીકા સંસ્કૃતમાં છે, અને તેની રચના વિ. સં. ૧૩૩૨=ઈ. સ. ૧૨૭૬ માં પૂરી થયેલી છે. ભાષ્ય અને ટીકામાંનો 'મરુતૈલ' વિષેનો ઉલ્લેખ નીચે પ્રમાણે છે.[2]—

सयपाग सहस्सं वा, सयसहस्सं व हंस-मरुतेल्लं।
दूराओ वि य असई, परिवासिज्जा जयं धीरे ॥ ६०३१ ॥

शतपाकं नाम तैलं तद् उच्यते यद् औषधानां शतेन पच्यते, यद्वा एकेनाप्यौषधेन शतवाराः पक्वम् । एवं सहस्रपाकं शतसहस्रपाकं च मन्तव्यम् । हंसपाकं नाम हंसेन–औषधसम्भारभृतेन यत् तैलं पच्यते । मरुतैलं–मरुदेशे पर्वतादुत्पद्यते । एवंविधानि दुर्लभद्रव्याणि प्रथमं तद्दैवसिकानि मार्गणीयानि । अथ दिने दिने न लभ्यन्ते ततः पञ्चकपरिहाण्या चतुर्गुरुप्राप्तो दूरादप्यानीय 'धीरः' गीतार्थो 'यतनया' अल्पसागारिके स्थाने मदनचीरेण वेष्टयित्वा परिवासयेत् ॥६०३१॥[3]

ભાષ્યમાંના 'मरुतेल्ल' (સં. 'मरुतैल') શબ્દની સમજૂતી આપતાં સંસ્કૃત ટીકાકારે સ્પષ્ટ રીતે કહ્યું છે કે એ તેલ મારવાડમાં 'પર્વતમાંથી' મળે છે. આ ખરેખર તેલ હતું કે તૈલી પદાર્થ હતો એ નિશ્ચિતરૂપે કહેવાનું મુશ્કેલ છે, પણ ઉપર નોંધેલો ઉલ્લેખ એટલું તો કહી જાય છે કે એ પદાર્થ સંભવતઃ તેલને ઠીક મળતો હતો અને રાજસ્થાનના કોઈ પહાડી કે ખડકાળ પ્રદેશોમાં તે મળી આવતો હતો.[4]

---

૧. 'બૃહત્ કલ્પસૂત્ર' ભાગ ૬માં (ભાવનગર, ૧૯૪૨) એ ગ્રન્થ ઉપરની મુનિશ્રી પુણ્યવિજયજીની પ્રસ્તાવના. પૃ. ૨૦–૨૩.

૨. કેટલાંક વર્ષ પહેલાં, સને ૧૯૪૩ થી ૧૯૫૧ સુધી ગુજરાત વિદ્યાસભા, અમદાવાદના અનુસ્નાતક અને સંશોધન વિભાગના અધ્યાપકમંડળમાં હું હતો ત્યારે જૈન આગમસાહિત્ય પરત્વે કામ કરતાં આ ઉલ્લેખ મેં નોંધ્યો હતો. વિદ્યાસભાના એ સમયના પ્રમુખ અને લોકસભાના અધ્યક્ષ સ્વ. શ્રી ગણેશ વાસુદેવ માવળંકર મારફત ૧૯૫૦માં જિયોલોજિકલ સર્વે ઑફ ઇન્ડિયાને એ ઉલ્લેખ મોકલવામાં આવ્યો હતો, જેમણે એની પહોંચ સાભાર સ્વીકારી હતી.

૩. 'બૃહત્ કલ્પસૂત્ર' (સંપાદકો–મુનિશ્રી ચતુરવિજયજી અને મુનિશ્રી પુણ્યવિજયજી), પુ. ૫ (ભાવનગર, ૧૯૩૮), પૃ. ૧૫૯૧.

૪. બીજા કેટલાક દેશોમાં પણ જમીનની સપાટી ઉપર અમુક પ્રમાણમાં તેલ મળ્યું હોવાનું નોંધાયું છે. " કોલંબસના સમય પહેલાં ઉત્તર અમેરિકામાં પેટ્રોલિયમ જાણવામાં હતું એમ કહેવાનાં પ્રમાણો છે. કેલિફોર્નિયામાં, જ્યાં અત્યારે લોસ એન્જેલિસ શહેર આવેલું છે તેની નજીકનાં 'ધી અથવા

એ વિદ્વાન્ જૈન સાધુઓ (જેમાંના એક ૬ ઠ્ઠી સદી આસપાસ અને બીજા ૧૪ મી સદીમાં થઈ ગયા.) જેઓ સતત પાદવિહાર કરતા હતા તથા અનેક પ્રદેશોની જોવા-જાણવા લાયક વાતો પણ પોતાના ગ્રંથમાં નોંધતા હતા. તેમની કલમે આ ઉલ્લેખ નોંધાયેલો હોઈ વધારે વિશ્વાસપાત્ર ગણાવો જોઈએ. 'વિક્રમાંકદેવચરિત' અને 'આર્યમંજુશ્રીમૂલકલ્પ'ના તેમ જ 'બૃહત્ કલ્પસૂત્ર'ના ભાષ્ય અને ટીકામાંના ઉલ્લેખોને એક સામટા જોઈએ ત્યારે જણાશે કે—ઈરાનમાંથી આયાત થતું તેમ જ અહીં પેદા થતું—ખનિજ તેલ પ્રાચીન ભારતમાં ઠીક જાણીતું હતું અને લડાઈમાં સળગતાં બાણ છોડવામાં તથા કેટલાક રોગોમાં ચોળવા માટેની દવા તરીકે પણ તે વપરાતું હતું.[૫]

---

ટાર પિટ્સ' નામથી ઓળખતા ખાડાઓમાં તે મળતું હતું ........પેટ્રોલિયમ વિષેની બીજી જૂની નોંધો છૂટાછવાયા અહેવાલોમાં છે જેમાંની કેટલીક કિંવદન્તી જેવી છે અને કેટલીક પ્રમાણભૂત છે. જમીનની સપાટી ઉપર તેલ અને ગેસ ઝમવાની, તેલના ફુવારાની તથા ટારના જથ્થાની વાતો એમાં છે. આમાંની કેટલીક વસ્તુઓ અમેરિકાના ઇન્ડિયન આદિવાસીઓને તથા પ્રારંભકાળના યુરોપીય પ્રવાસીઓને ઠીક જાણીતી હતી. તેઓ દવા તરીકે અથવા ગાડાનાં પૈડાં માટે તેલ તરીકે એનો ઉપયોગ કરતા. ('વર્લ્ડ જ્યોગ્રોફી ઑફ પેટ્રોલિયમ, અમેરિકન જ્યોગ્રોફિકલ સોસાયટી, ખાસ પ્રકાશન નં. ૩૧, પ્રિન્સ્ટન યુનિવર્સિટી પ્રેસ, ૧૯૬૦, પૃ. ૧૩૦). ૧૯મા સૈકાના ઉત્તરાર્ધના પ્રારંભમાં સેમ્યુઅલ એમ. કીર નામે, દવાના એક સાહસિક અમેરિકન વેપારીએ આવા નકામા તેલની બાટલીઓ ભરાવી હતી, અને kier's petroleum or Rock oil, Celebrated for its wonderful curative powers એવું નામ આપીને તે દવા તરીકે વેચ્યું હતું (એ જ). યુનાઇટેડ સ્ટેટ્સના તેલસમૃદ્ધ પ્રદેશોમાં ઘરના પાછળના વાડાઓમાં જમીનની સપાટી ઉપર તેલ ઝમતું હોય એ પ્રકારનું વર્ણન કેટલીક અમેરિકન ઐતિહાસિક નવલકથાઓમાં છે.

૫. જેની કોઈ નોંધ સચવાઈ નથી એવી નૈસર્ગિક ઘટનાઓને પરિણામે પ્રાચીનોને ખનિજ તેલ વિષે કંઈક માહિતી મળી હશે એમ માનવાને પણ કારણ છે. કેટલીક નાની વાતો આ મતને અનુમોદન આપે છે. જેની નજીક સમૃદ્ધ તેલક્ષેત્ર જડ્યું છે એવા, અંકલેશ્વર પાસેના 'તેલવા' ગામના નામની સમજૂતી આપણે બીજી કઈ રીતે આપી શકીશું? પાવાગઢ ઉપરના 'તેલિયા તળાવ'નું નામ પણ નિરર્થક નહિ હોય એમ માનવાનું મન થાય છે.



# ત્રણ દેશ્ય આગમિક શબ્દો

શ્રી હરિવલ્લભ ચુનીલાલ ભાયાણી, એમ. એ., પીએચ. ડી.

## પ્રાસ્તાવિક

પ્રાકૃત ભાષાઓમાં પ્રચુર પ્રમાણમાં વપરાયેલા દેશ્ય શબ્દોનો શાસ્ત્રીય અને વ્યવસ્થિત રીતે બહુ ઓછો અભ્યાસ થયો છે. હેમચંદ્રાચાર્ય અને ધનપાલના દેશ્ય કોશો, પ્રાકૃત વ્યાકરણોમાં સંગૃહીત દેશ્ય સામગ્રી અને અર્વાચીન વિદ્વાનોના પ્રાકૃત કોશોમાં દેશ્ય શબ્દો અંગે કેટલુંક કાર્ય થયું છે ખરું. પણ સમગ્ર રીતે દેશ્ય શબ્દોના ઉદ્‌ગમ, પ્રચાર, પ્રકાર, પ્રયોગ ને મૂળ સ્રોતોની વ્યવસ્થિત વિચારણા બાકી છે; એટલું જ નહીં, એવી વિચારણા હાથ ધરાય, તે પહેલાં દેશ્ય સામગ્રીની દૃષ્ટિએ મહત્ત્વના પ્રાકૃત ગ્રંથોની આલોચના થવી જોઈએ. તે દિશામાં પણ ઘણું ઓછું થયું છે.

પ્રાકૃત સાહિત્યમાં પ્રાચીનતા, પ્રમાણ અને સમૃદ્ધિની દૃષ્ટિએ જૈન આગમોનું સ્થાન અદ્વિતીય છે. દેશ્ય શબ્દોના અભ્યાસ માટે તે અનેક રીતે અમૂલ્ય છે. તેમના પર ભાષ્યાત્મક પુષ્કળ સામગ્રી ઉપલબ્ધ છે, જેમાં શબ્દોના અર્થનિર્ણય માટેનાં પ્રાચીન પરંપરાગત સાધનસામગ્રી જળવાયાં છે. એ ખરું કે અમુક જ આગમગ્રંથોનો શાસ્ત્રીય પદ્ધતિઓ તૈયાર કરેલો, પ્રમાણભૂત પાઠ આપણી પાસે છે. પણ આથી બહુ તો સમયનિર્ણયની દૃષ્ટિએ કેટલીક મુશ્કેલી ઊભી થાય. પણ અર્થનિર્ણયને માટે એ ખાસ નડતરરૂપ ન થાય.

અહીં છઠ્ઠા અંગ 'જ્ઞાતાધર્મકથા'માં પ્રયુક્ત ત્રણ દેશ્ય શબ્દો અંગે થોડોક ઊહાપોહ કર્યો છે. આ શબ્દો આગમસહિત્યમાં અન્યત્ર પણ મળે છે. અહીં 'દેશ્ય' સંજ્ઞા વિશાળ અર્થમાં–'સંસ્કૃતેતર, અજ્ઞાત, અલ્પજ્ઞાત કે અસ્પષ્ટ મૂળના શબ્દો' એ અર્થમાં સમજવી.

### ૧. ધણિ 'તૃપ્તિ'

ઉદ્યાન કે વનષંડના વર્ણકમાં વૃક્ષોનું વર્ણન કરતાં, અથવા તો પુષ્પોનું વર્ણન કરતાં જે એક વિશેષણ વપરાયું છે, તે છેઃ

'**મહયા ગંધદ્ધણિં મુયંતં.**' જ્ઞાતા૦ ના આઠમા અધ્યયન ('મલ્લિ')માં 'શ્રીદામગંડ' (કે 'શ્રીદામકાંડ'=શોભીતી પુષ્પમાળાઓ ગૂંથી બનાવેલો લટકતો ગજરો)ના વર્ણનમાં આ વિશેષણ વપરાયું છે. અન્યત્ર પણ શરૂમાં જણાવેલા સંદર્ભોમાં 'ઉત્તરાધ્યયન' (સૂત્ર ૩) વગેરેમાં તેનો પ્રયોગ છે.

**શ્રી અભયદેવસૂરિએ** 'ગંધદ્ધણિ'ની સંસ્કૃત છાયા 'ગન્ધધ્રાણિ' આપી છે, અને અર્થ 'ગંધતૃપ્તિ' એટલે કે 'તૃપ્તિકારક સુગંધ' એવો કર્યો છે. 'પ્રાકૃત શબ્દ મહાર્ણવ'માં આ અર્થ સ્વીકારાયો છે. અને સ્વતંત્ર રીતે તેમાં 'ધણિ'નો અર્થ 'તૃપ્તિ', 'સંતોષ' પણ આપ્યો છે. રત્નચંદ્રજીના અર્ધમાગધી કોશમાં 'ગંધદ્ધણિ'નો અર્થ 'ગંધનો જથ્થો, સમૂહ' એવો કર્યો છે.

અભયદેવસૂરિની વ્યાખ્યામાં યોગ્ય રીતે જ 'ગંધઘ્રાણિ'નું વિવરણ 'સુરભિગંધગુણ તૃપ્તિહેતુ પુદ્ગલસમૂહ'' કર્યો છે; તેમાંથી કોશે 'ગંધસમૂહ' શબ્દો લઇ લીધા. 'અભિધાન રાજેંદ્ર'માં 'ધાણ'રૂપે એક શબ્દ 'ઉત્તરાધ્યયન' (૩)માં એવા નિર્દેશ સાથે 'સુભિક્ષ' 'વિભવ' એવા અર્થમાં આપ્યો છે, તે પણ શંકા નોતરે તેમ છે. તે જ કોશમાં 'ઘાણિ' (છાયા 'ઘ્રાણિ') તૃપ્તિના અર્થમાં, અને 'રાજપ્રશ્નીય' 'જીવાભિગમ'માંથી 'ગંધઘાણિ' (છાયા 'ગંધઘ્રાણિ') રૂપનો શબ્દ 'ઘ્રાણેંદ્રિયની નિર્વૃત્તિ કરનાર ગંધદ્રવ્ય' એવા અર્થમાં નોંધ્યો છે, તેમાં 'ઘાણિ'એ 'ધણિ'ને બદલે અપપાઠ કે પ્રમાદથી અપાયું જણાય છે. પ્રામાણિક શબ્દસ્વરૂપ 'ધણિ' જ છે.

પ્રાકૃત કોશોમાં 'ધણિ' શબ્દનો એક પ્રયોગ 'તૃપ્તિ ઉત્પન્ન કરવાની શક્તિ' એ અર્થમાં વિશેષાવશ્યકભાષ્યમાંથી પણ નોંધાયો છે.

'ધણિ'ની છાયારૂપે આપેલો 'ધ્રાણિ' સંસ્કૃત કોશોમાં નથી નોંધાયો. મૂળ ધાતુ 'ધ્રૈ' (ધ્રાતિ, ધ્રતિ, ધ્રયતિ) પાણિનીય ધાતુપાઠ (૨૨, ૧૧)માં તૃપ્તિ અર્થે આપ્યો છે. પણ તેનો સંસ્કૃત સાહિત્યમાંથી કોઇ પ્રયોગ નથી નોંધાયો. નૈઘંટુક (૨, ૧૪) માં આપેલા શતાધિક ગત્યર્થક ધાતુઓમાં જે 'ધ્રાતિ', 'ધ્રતિ', 'ધ્રયતિ' આપ્યા છે, તે ધાતુ-પાઠના તૃપ્તિ અર્થક ધાતુથી જુદો નથી જણાતો.

આ 'ધ્રા' કે 'ધ્રૈ' ઉપરથી 'ધ્રાણિ' નામ ('હા' ઉપરથી 'હાનિ' વગેરે જેમ) થાય, તેમ 'ધ્રતિ'રૂપ જોતાં 'ધ્રણિ' પણ થયું હોય. તે ઉપરથી પ્રાકૃત 'ધણિ.' સંસ્કૃતમાં 'ધ્રૈ', 'ધ્રણિ' કે 'ધ્રાણિ'નો પ્રયોગ નથી મળ્યો, પણ અપભ્રંશમાંથી અને અર્વાચીન ભાષાઓ-માંથી તેમના કે સાધિત શબ્દોના પ્રયોગ ટાંકી શકાય તેમ છે.

**પુષ્પદંત** કવિના અપભ્રંશ કાવ્ય 'જસહરચરિ'માં 'ધાઇ' (=ધરાય, તૃપ્ત થાય)ને 'ધણિ' (=તૃપ્તિ, ધરવ) વપરાયા છે.

**અણ્ણુમ્મિ જિમ્મિયમ્મિ અણ્ણો કહ ધાઇ** (૩, ૧૩, ૮)

'એક જણ જમે તેથી બીજો કઇ રીતે ધરાય ?'

**મિગિ ભુક્ખિય દુક્ખિય સુક્ખથણિ**
**થણુ જીહઇ લિહમિ ણ લહમિ ધણિ** (૨, ૩૬, ૭)

'(માતા) હરણી ભૂખી–દુઃખી–હતી. તેનાં આંચળ સુકાયેલાં હતાં. આંચળ હું જીભથી ચાટતો, પણ મને ધરાયાનો ભાવ ન થતો.'

**સ્વયંભૂ** કવિના અપભ્રંશ મહાકાવ્ય 'પઉમચરિઉ'માં 'ધર' અને 'ધવ' વપરાયા છેઃ

**એત્થ વસંતહઁ ણાહિ ધર** (૭૫, ૯; ૧૦)

'અહીં વસનારાઓને (કશો) સુખસંતોષ નથી.'

**વહુકાલેં પાવઉ ધઉ કિયન્તુ** (૭૫, ૧૩, ૩)

'ઘણે વખતે કૃતાન્ત તૃપ્તિ પામશે–કૃતાન્તને ધરવ થશે.'

**જઇ પર હોસઇ અજ્જ ધવ** (૫૭, ૧૩, ૧૦)

'થશે તો આજે ધરવ થશે.'

અહીં 'ધઉ' ઉપર પ્રાચીન ટિપ્પણ 'તૃપ્તિ' મળે છે. 'ધઉ'ના મૂળમાં સંસ્કૃત 'ધ્રયઃ' સમજાય છે. 'ધર' (સ્ત્રી.) ક્રિયાનામ 'ધ્રા' ઉપરથી થયો જણાય છે. 'ધવ' ને 'ધય' અપભ્રંશ 'દાય' ને 'દાવ' ની જેમ ક્વચિત્ મળતી 'ય', 'વ' ના વિનિમયની પ્રક્રિયાને આભારી હોય.

'ધર' હેમચંદ્રના અપભ્રંશ વ્યાકરણમાં આપેલ ઉદાહરણમાં પણ મળે છેઃ

**મઇઁ જાણિઉ પિયવિરહિયહઁ**

**કવિ ધર હોઇ વિયાલિ** (૮, ૪, ૩૭૭)

'મેં જાણ્યું કે પ્રિયજનથી વિરહિત લોકોને રાત્રે તો કશી શાંતિ થતી હશે.'

ગુજરાતીમાં 'ધર' (સ્ત્રી.) (=સંતોષ, ધરપત) અને 'ધરાવું' સંસ્કૃત 'ધ્રાતિ', પ્રાકૃત 'ધ્રાઈ' ઉપરથી આવ્યા છે. મૂળના શબ્દારંભી સંયુક્ત વ્યંજનોને રકાર જાળવી રાખવાનું ગુજરાતીનું વલણ છે. 'ધરાવું' ઉપરાંત 'ધરવ' કે 'ધર્વ' અને 'ધરપત' પણ ગુજરાતીમાં નામ તરીકે વપરાય છે. 'ધરવ'નું ઘડતર પ્રેરક 'ધરાવવું' ઉપરથી ક્રિયાનામ તરીકે થયું માની શકાય. 'બનાવવું' ઉપરથી 'બનાવ' વગેરેની જેમ. ગુજરાતી 'ધ્રમવું' રાજસ્થાની 'ધરપણો'ના મૂળમાં કર્મણિ પ્રેરક અંગ 'ધ્રપ્પ' હોય. તે ઉપરથી નામ 'ધરપત.' પંજાબી 'ધરાપના'નો સંબંધ પણ આ શબ્દો સાથે જ છે. અને નેપાલી 'ધર' (=શાંતિ, સુખ, સંતોષ) પણ, ટર્નર સૂચવે છે તેમ સં૦ 'ધૃતિ' માંથી નહીં પણ 'ધ્રા' માંથી છે.

## ૨. પોચ્ચડ-'પોચુ'; ૩. ચોપ્પડ-'સ્નિગ્ધ, ખરડેલું'

'મલ્લિ' જ્ઞાતમાં અરહન્નગને જે તાલપિશાચ બિવરાવવા આવ્યો તેના વર્ણકમાં એક નીચેનું વિશેષણ છેઃ

**વસ-રુહિર-પૂય-મંસ-મલ-મલિણ-પોચ્ચડ-તણુ**

અહીં 'વસા, રુધિર, પરૂ, માંસ ને મલથી મલિન તનુ એટલે શરીર' એટલું તો બરાબર છે, પણ જે 'પોચ્ચડ' એવો પાઠ છે, તે શુદ્ધ પાઠ જણાતો નથી. અભયદેવસૂરિ

૭

અહીં 'પોચ્ચડ' નો અર્થ 'વિલીન' (=પીગળેલું[1]) કરે છે, પણ તેને માટે કશો આધાર નથી. 'પોચ્ચ', 'પોચ્ચડ' આગમસાહિત્યમાંથી તેમજ અન્યત્ર પ્રાકૃત સાહિત્યમાંથી જાણીતા છે. ત્રીજો 'કૂર્મ' જ્ઞાતમાં જ 'પોચ્ચડ' વપરાયો છે. ઢેલના ઈંડાને વારંવાર હલાવ્યું–ખખડાવ્યું તેથી તે 'પોચ્ચડ' થઇ ગયું. અહીં અભયદેવસૂરિ તેનો અર્થ 'અસાર' કહે છે. પણ તે ભાવાર્થ છે. હેમચંદ્રે દેશીનામમાલા (૬, ૬૦) માં 'પોચ્ચ' શબ્દ સુકુમાર' અર્થમાં નોંધ્યો છે. ગુજરાતીમાં 'પોચું' શબ્દ આમાંથી જ સધાયો છે. એટલે 'પોચ્ચ', 'પોચ્ચડ' એટલે 'પોચું', 'નરમ' 'કૂણું.' ઈંડું વારંવાર હલાવ્યાથી પોચું પડી ગયું, પરિણામે અસાર થઇ ગયું. 'પોચ્ચડ'નો આ જ અર્થ છે. પ્રાકૃત કોશમાં 'પોચ્ચડ'ના બીજા બે અર્થ 'મલિન' અને 'અતિનિબિડ' નોંધાયા છે, તેનો આગળ વિચાર કરીશું.

હવે આરંભમાં આપેલા જ્ઞાતાધર્મકથાના ટાંચણમાં 'પોચ્ચડ' નો અર્થ 'પોચું' લેતાં એ વિશેષણ–સમાસનો કશો સંતોષકર અર્થ થતો નથી. વિચાર કરતાં લાગે છે કે અહીં પાઠ 'પોચ્ચડ' નહીં પણ 'ચોપ્પડ' જોઈએ. 'ચોપ્પડ'નો વ્યત્યય થઈ કોઈ કારણે પ્રમાદથી અહીં 'પોચ્ચડ' થઈ ગયું છે. 'ચોપ્પડ' ધાતુને હેમચંદ્રાચાર્યે 'મ્રક્ષ' (=લીપવું, ચોપડવું, ખરડવું) અર્થમાં નોંધ્યો છે (સિદ્ધહેમ–૮, ૪, ૧૯૧; તથા 'દેશીનામમાલા' ૩, ૧૯ ઉપરની વૃત્તિમાં). પ્રાકૃત કોશોએ પણ 'ચોપ્પડિઅ'='ચોપડેલું' અને 'ચોપ્પડ'=ઘી, તેલ જેવો સ્નિગ્ધ પદાર્થ એ પ્રયોગો નોંધ્યા છે. એટલે અહીં 'પોચ્ચડ' ને બદલે 'ચોપ્પડ' પાઠની અટકળ કરતાં અર્થ થશે.

'ચરબી, લોહી, પરુ, માંસના ગંદવાડથી મલિન અને ખરડાયેલા શરીરવાળો'.

આનું ઔચિત્ય ઉઘાડું છે.

આવી જ પરિસ્થિતિ પ્રશ્નવ્યાકરણના એક સંદર્ભમાં છે. પ્રાકૃત કોશોમાં 'પોચ્ચડ'નો એક અર્થ 'અતિનિબિડ' આપેલો છે. આનો આધાર છે પ્રશ્નવ્યાકરણમાંનો એક પ્રયોગ અને અભયદેવસૂરિએ કરેલો તેનો અર્થ. સંદર્ભ પ્રાણિવધ કરનારાઓ જે નરકમાં પીડા ભોગવે છે, તે નરકના વર્ણનમાં છે. એ નરકોના એક વિશેષણમાં નીચેના શબ્દો છે:

**મેય-વસા-મંસપડલ-પોચ્ચડ-પૂય-રુહિરુક્કિણ્ણ-વિલીણ-ચિક્કણ-રસિય...**

અહીં અભયદેવસૂરિની વૃત્તિમાં 'પોચ્ચડ' નો અર્થ 'અતિનિબિડ' 'ઉક્કિણ્ણ'નો અર્થ 'મિશ્રિત' અને 'વિલીણ' નો અર્થ 'જુગુપ્સિત' આપેલો છે. આથી સમગ્રનો અર્થ સંતોષકારક નથી થતો. અહીં પણ 'પોચ્ચડ' ને બદલે 'ચોપ્પડ' સમજીએ અને 'ઉક્કિણ્ણ'નો અર્થ 'ઉત્કિલન્ન' (='ભીનું', 'લદબદતું') અને 'વિલીણ' નો અર્થ 'ચોંટેલું' કે 'ઓગળતું' લઇએ તો સમાસનો અર્થ નીચે પ્રમાણે થશે.

"મેદ, વસા ને માંસના થરથી ખરડાયેલાં, પરુ ને લોહીથી લદબદતાં, ઓગળતાં ને ચીકણા રસવાળાં...."

૧. અથવા 'જુગુપ્સિત'; જુઓ આગળ 'પ્રશ્નવ્યાકરણ' માંના સંદર્ભની ચર્ચા.

આમાં વર્ણનની સુશ્લિષ્ટતા તરત જ જણાઈ આવશે.

'પોચ્ચડ' નો ચોથો અર્થ 'મલિન' કોશમાં નિશીથચૂર્ણિ (૧૧ ઉ.) માંથી નોંધાયો છે. આ સંદર્ભ હું જોઈ શક્યો નથી. પણ બાકીના પ્રયોગો જોતાં, અને 'જ્ઞાતાધર્મ' વાળા સંદર્ભમાં 'મલિણ' ને 'પોચ્ચડ' સાથે છે તે જોતાં, ત્યાં પણ 'ચોપ્પડ' મૂળપાઠ હોવાની ઘણી શક્યતા છે.

પછીની પ્રાકૃત, અપભ્રંશ, પ્રાચીન ગુજરાતી અને અર્વાચીન ભાષાઓમાં 'ચોપ્પડ' કે સાધિત શબ્દોનો બહોળો પ્રયોગ થયેલો છે.

સુપાસણાહચરિય (૧૨ મી શતાબ્દી) માં '**કણચોપ્પડાઇય**' (=દાણા, ઘી, તેલ વગેરે) છે. અપભ્રંશ કાવ્ય 'જસહરચરિઉ' માં **ડડ્ઢઉ ચોપ્પડુ પુણુ મઇઁ ડહઇ** (૨, ૨૪, ૩) 'વળી બળ્યું ઘી તેલ મને બાળે છે' એવો પ્રયોગ છે,

સ્વયંભૂના 'પઉમચરિઉ' નામક અપભ્રંશ મહાકાવ્યમાં 'ચોપ્પડય' ઘીના અર્થમાં વપરાયો છે. રણસંગ્રામને ભોજનનું રૂપક આપતાં 'ચક્ર' ને 'ઘીની ધાર' કહી છે.

**મુક્કેક્ક–ચક્ક–ચોપ્પડય–ધારુ** (૫૮, ૬, ૪) 'જેમાં એક ચક્રરૂપી ઘીની ધાર છોડવામાં આવે છે.'

'યોગપ્રદીપ' ની પ્રાચીન ગુજરાતી ટીકામાં 'ઘી જેવા સ્નિગ્ધ પદાર્થ' ના અર્થમાં 'ચોપડ' વપરાયો છે.

**'અનઇ જેહ <u>ચોપડ</u> આનંદરૂપીઉ અમૃત, તેણઈં કરીનઇ <u>ચોપડ</u> પૂરીઇ'** (શ્લોક ૪૩ ઉપરની ટીકા) દીવામાં ઘી પૂરવાની અહીં વાત છે.

ગુજરાતીમાં 'ચોપડવું', 'ચોપડ' (=ઘી, લાકડા વગેરેને લગાડવાનો રોગાન), ને 'ચોપડુ' (=ચીકણું) છે. હિંદી 'ચીકની ચુપડી બાતે' જાણીતું છે. નેપાળીમાં 'ચુપાનુ', પંજાબીમાં 'ચુપડાઉણા' મરાઠીમાં 'ચોપડ' (=સ્નિગ્ધ પદાર્થ) વગેરે અર્વાચીન ભાષાના પ્રયોગો છે (નેપાલીકોશ, 'ચુર્પાનુ' અને 'ચોપ' શબ્દ પરનાં ટિપ્પણ). 'ચોપ્પડના' મૂળમાં 'ચુપ્પ' (દેશી નામમાલા ૩, ૧૫)='સસ્નેહ' એટલે કે 'સ્નિગ્ધ' છે. નેપાળીનો 'ચોપ' ='ગુંદર', 'લાઇ' આમાંથી આવ્યો છે.

દેશી નામમાળા (૩, ૧૭) માં નોંધેલા 'ચુપ્પલિઅ'='નવું રંગેલું વસ્ત્ર' એ શબ્દને આ 'ચુપ્પ' કે 'ચોપ્પડ' સાથે કશો સંબંધ હશે કે કેમ એ ચોક્કસ કહી શકાતું નથી. 'ચુપ્પ' જેવા જ અર્થમાં 'તુપ્પ' શબ્દ (દે. ના. ૫, ૨૨) પરથી 'તુપ્પલિઅ'=ઘૃતલિપ્ત થયું છે. તે સમાન્તર ઘડતરના ઉદાહરણ તરીકે ટાંકી શકાય તેમ છે.



# આબુ-દેલવાડાના જૈનમન્દિરોની શિલ્પસમૃદ્ધિ

લેખક : શ્રી રવિશંકર રાવળ

ગુજરાતે ભૂતકાળમાં કળા અને શિલ્પનો સમાદર કરતાં ધર્મતત્ત્વ સાથે તેનો મંગલ સંયોગ યોજવામાં કેવી ઉચ્ચ સંસ્કારિતા પ્રગટ કરી છે અને કેટલી લખલૂટ દોલત વેરી છે? તે આબુગિરિ પર આવેલાં દેલવાડાનાં જૈનમંદિરો પ્રત્યક્ષ કરાવે છે. ગિરિરાજ ઉપરની એક સુંદર ગાળીમાં આવેલું આ મંદિરોનું ઝુમખું કળાના નાનકડા નેસડા જેવું લાગે છે પણ તેની અંદરનો શિલ્પવૈભવ જગતની અપ્રતિમ કળાકૃતિઓની હરોળમાં ગૌરવયુક્ત સ્થાન પામ્યો છે. કુશળમાં કુશળ કારિગરોને સ્તબ્ધ કરી નાખે એવી કોમળતા ભરી કોતરણી જોતાં આંખો તૃપ્તિથી થાકી જાય, પણ જોવાનું ખૂટે નહીં એટલી સમૃદ્ધિ ત્યાંના એક એક ઘુમ્મટમાં ઊંચે શી રીતે સ્થિરાકાર બની હશે તેની કલ્પનાથી દિંગ થઇ જવાય.

મીણમાં પણ કરવું અઘરૂં થઈ પડે એવું કામ ત્યાં આરસમાં લટકતું જોઇએ છીએ ત્યારે આ યુગની કળાની સંપ્રાપ્તિ શૂન્ય બની જતી લાગે છે. નાની ચોકી ઉપર તોળાયેલા ઘુમ્મટ માત્ર છ ફુટ જેટલી ચોરસ પહોળાઈના હશે. પણ તેની અંદરની આકૃતિઓ પત્થરની જડતા છોડી જાણે સજીવ ભાવની સ્વતંત્રતા માણી રહી છે એમ લાગે. નીચે ઊભેલો માણસ માથું, મોં અને ગરદનને ચારે બાજુ કસરત આપીને નીરખે છે ત્યારે ચારે તરફથી પુતળીઓમાં એક-બીજાથી જુદા અંગમરોડ અને ભાવલીલા સુરેખ અને સમતોલ ભર્યા દેખાશે.

જૈનધર્મના આદિ પુરુષ ભગવાન્ શ્રી ઋષભદેવનો જન્મ પૂર્વભારતની અયોધ્યામાં થયો હતો, છતાં તેમના ઉપદેશનો પ્રભાવ પશ્ચિમ ભારતમાં પ્રસાર પામ્યો અને કળા-સંસ્કૃતિમાં પ્રકટ થયો છે, એટલો બીજે કયાંઇ થયો નથી. પુરાણકાળના બ્રાહ્મણો અને સિદ્ધો તપસ્યા માટે પર્વતો અને નિસર્ગના રમણીય પ્રાંતોમાં વાસ કરતા તે પરંપરાને અનુસરી જૈન સાધુઓએ પણ ગિરિ-શિખરો ઉપર સાધનાસિદ્ધિ પ્રાપ્ત કરી તેને એક તીર્થસ્થાન તરીકે પ્રતિષ્ઠા આપી છે. આજે પણ ત્યાં અનેક તીર્થો લોકોને આકર્ષે છે.

ગુજરાતમાં આબુગિરિ, ગિરનાર અને શત્રુંજય તેના ઉત્તમ ઉદાહરણો છે. આબુ પર્વત હિમાલય અને નીલગિરિ વચ્ચે ગુજરાતની ઉત્તરે મરુભૂમિમાં ઉભા થયેલા એક ઊંચા બેટ જેવો છે. તેથી તેને ગિરિરાજ કહ્યો છે. 'દીઠો આજ આબૂગિરિરાજ એવો' તેની ઊંચાઇ ૪૦૦૦ ફૂટથી ઊંચા ગુરુશિખરની ૬૦૦૦ ફુટ જેટલી છે. અત્યારે તેની લંબાઇ બાર માઇલ અને પહોળાઇ ત્રણ માઇલની છે.



જૈન મંદિર, મીરપુર (સીરોહી)

(આર્કિઓલોજિકલ સર્વે ઑફ ઇન્ડિયાના સૌજન્યથી

આબુનું પ્રાચીન નામ નંદિવર્ધન અથવા અર્બુદગિરિ છે. હિમાલયે તેના નંદિવર્ધન નામના પુત્રને અર્બુદ સર્પ ઉપર ત્યાં સ્થાયી-સ્થિર કર્યો ત્યારથી આ અર્બુદસર્પ છ છ મહિને પડખું ફેરવે છે તેથી આબુ ઉપર વખતો વખત ધરતીકંપના આંચકા આવે છે. વાસ્તવિક રીતે તો આબુ-પર્વત જ્વાળામુખથી અસ્તિત્વમાં આવેલો કાળમીંઢ પત્થરનો પહાડ છે. તેથી ત્યાં ધરતીકંપના આંચકા સહજ અનુભવી શકાય છે. તે કારણે તેમાં રૂપક તરીકે આ પુરાણ કથા ચાલુ થઇ હશે.

આબુ-રોડ સ્ટેશનથી પર્વત ઉપર જવાના ૧૮ માઇલના રસ્તા ઉપર અત્યુત્તમ શિલ્પકળાથી પ્રખ્યાત થયેલા જૈન મંદિરોથી જાણીતું થયેલું દેલવાડા ગામ છે. અહીં પણ જૈન અને પુરાણના દેવસ્થાનો હોવાથી તેનું પ્રાચીન નામ દેવકુલવટક અથવા દેવલવટ પડયું હતું. તેમાંથી દેલવાડા નામ પ્રચાર પામ્યું.

દેલવાડા ગામની જોડાજોડ ઉંચી ટેકરી ઉપર ભીંતથી આવરેલા વિશાળ વિસ્તારમાં શ્વેતામ્બર જૈનોનાં પાંચ મંદિરો આવેલાં છે.

(૧) વિમળશાહ મંત્રીએ બંધાવેલું વિમલવસહી.

(૨) મહામંત્રી વસ્તુપાળના નાનાભાઇ તેજપાળે બંધાવેલું લૂણવસહી.

(૩) ભીમાશાહે બંધાવેલું પિત્તલહર.

(૪) ચૌમુખજીનું ખરતરવસહી.

(૫) મહાવીરસ્વામીનું.

આ પાંચ મંદિરોમાંથી પહેલા બન્ને મંદિરોમાં આરસપહાણની કોતરણીથી ભરપૂર શિલ્પકામ છે ત્રીજા મંદિરમાં પિત્તળની ૧૦૦ મણની પંચતીર્થીના પરિકરવાળી મૂળ-નાયકજીની મનોહર મૂર્તિ છે. પરિકર એટલે પ્રતિમાની પાછળનો અને બન્ને તરફનો અલંકારપૂર્ણ નકશીવાળો ભાગ. મૂળનાયકજી એટલે મંદિરની મુખ્ય પ્રતિમા. ચોથું મંદિર મૂળ ગભારો અને ચારે બાજુની દિવાલોમાં નકશીવાળું અને ત્રણ માળનું ઉંચું હોવાથી તેની રચના દર્શનીય લાગે છે. મહાવીરસ્વામીનું મંદિર છેલ્લા ૨૦૦-૨૫૦ વર્ષનું અર્વાચીન લાગે છે. પહેલા ચાર મંદિરો એક જ વિસ્તારમાં બાંધેલા છે, પાંચમું ચૌમુખજીના દરવાજાની બાજુમાં એક જુદા વંડામાં છે.

મંદિરોને બહારથી જોતાં તેની અંદરની શિલ્પ-સમૃદ્ધિનો બીલકૂલ ખ્યાલ આવતો નથી. વિમાનનું શિખર પણ નીચું અને કઢંગુ છે. આ મંદિરો કદમાં ખાસ નીચા રાખવામાં આવ્યા છે. તેના કારણો તરીકે ધર્મદ્વેષ્ટાઓની નજરમાં આકર્ષણરૂપ ન બને અથવા એકવાર ઊંચા કરેલા શિખરો ધરતીકંપના આંચકાથી પડી જતાં ફરી એવાં ન કરવાનો શિલ્પીઓનો નિર્ધાર હોય તેથી બહારનો વૈભવ ન વધારતાં અંદરના ભાગમાં કળાની વાડીઓ વિકસાવી કૃતાર્થતા માની.

ઈ. સ. ૧૦૨૦ માં મહમદગઝનીએ સોમનાથ પર ચડાઈ કરી સોમનાથનું મંદિર અને

બીજાં અનેક ધર્મસ્થાનોનો વિનાશ કર્યો હતો. પરન્તુ તેણે પુઠ ફેરવી કે તરત હિન્દુધર્મે સર્જેલા સોમપુરા શિલ્પીઓનાં ટાંકણાં પ્રતાપી જૈનમંત્રીઓ અને શ્રીમન્તોના આશ્રયે આબુ, ગિરનાર અને શત્રુંજય ઉપર ગાજતાં થઇ ગયાં. ૧૦ થી ૧૬ મા સૈકા સુધીનો સમય જૈનધર્મના પ્રભાવ અને કલાસંસ્કૃતિનો એક ઉજ્જ્વલ અને જ્વલંત ઇતિહાસ બની રહ્યો છે.

સં. ૧૦૮૮ માં પાટણના દંડનાયક સેનાપતિ વિમલશાહે જૈનમંદિરો બંધાવ્યા તે વખતે ત્યાં જૈનમંદિરો ન્હોતાં પણ પ્રાચીન ઉલ્લેખો પરથી જણાય છે કે ત્યાં પૂર્વકાલમાં મંદિરો હતાં પણ કાળબળે નષ્ટ થયેલા તે મંદિરોનો ઉદ્ધાર કરવાનો શ્રી ધર્મઘોષસૂરિ મહારાજે તેમના શિષ્ય દંડનાયક વિમળશાહને આદેશ આપ્યો હોય એમ લાગે છે.

વિમલમંત્રી ચૌલુક્યરાજા ભીમદેવ પહેલાના મહામંત્રી હતા. તેઓ અત્યન્ત કાર્યદક્ષ, શૂરવીર અને ઉત્સાહી હતા તેથી મહારાજા ભીમદેવે તેમને સેનાપતિ બનાવ્યા. તેમણે ઘણી લડાઇઓમાં પરાક્રમ બતાવી વિજય પ્રાપ્ત કર્યો હતો.

આબુની પૂર્વની તળેટીમાં ચંદ્રાવતી મોટી નગરી હતી. ત્યાંનો પરમાર રાજા ધંધુક તે પાટણનો સામંત હતો પણ તેણે માથું ઉંચક્યું ત્યારે મોટા સૈન્ય સાથે સેનાપતિ વિમળમંત્રીએ તેને વશ કર્યો. તે પછી ચંદ્રાવતી પ્રદેશના દંડનાયક તરીકે તેનું રક્ષણ કરવાનું કાર્ય રાજા ભીમદેવે વિમળમંત્રીને સોંપ્યું. ચંદ્રાવતીમાં તે કાળે આરસપાષાણના ઘણા દેવસ્થાનો હતાં. અને આજે તેનાં ભગ્નાવશેષોમાં જે શિલ્પકામ જોવા મળે છે તેની અખંડ પ્રતિકૃતિઓ દેલવાડાનાં જિનમંદિરોમાં જોવા મળે છે એટલે તે કાળે અનેક શિલ્પવિશારદો દેશમાં ઠેર ઠેર હશે એમ લાગે છે.

વિમળમંત્રીને પુત્ર ન હતો. કથા એવી છે કે—પુત્ર માટે તેમણે અંબિકાદેવીની આરાધના કરી. દેવીએ સ્વપ્નામાં તેને વરદાન માંગવાનું કહ્યું, ત્યારે તેણે પુત્ર માંગ્યો અને ગુરુઆજ્ઞા પ્રમાણે આબુ ઉપર એક જૈનમંદિર બાંધવાનું માંગ્યું. દેવીએ કહ્યું કે “બે વરદાન આપી શકાય નહીં, એક જ પસંદ કરી લે.” તે પરથી તેણે પોતાની પત્નીને પૂછીને નિર્ણય કરીને કહેવાનું કહ્યું. તેની પત્નીએ કહ્યું કે પુત્રથી કોનાં નામ ચિરકાળ અમર રહ્યાં છે. પુત્ર કરતાં મંદિર બંધાવી પુણ્ય પ્રાપ્ત કરવું ઇષ્ટ છે. દેવીએ સ્વપ્નમાં ફરી દર્શન આપ્યું ત્યારે વિમળમંત્રીએ મંદિરના સ્થાન માટે સંકેત માગ્યો અને દેવીના આદેશ પ્રમાણે એક ચંપાના ઝાડ નીચે કંકુના સાથીયાનું ચિહ્ન જોઇ ત્યાં ખોદાવતાં તીર્થંકર ભગવાનની મૂર્તિ નિકળી તે પરથી ત્યાં પ્રાચીન જૈનતીર્થ હતું એવી સાબિતી મળી.

આજે ઉભેલા મંદિરના પાયામાં આબુના કાળા પાષાણોની પીઠ બાંધેલી જણાય છે. તે જમીન ઉપર વિમળમંત્રીએ અપૂર્વ કોરણીવાળા આરસ પત્થરોથી મૂળ ગભારો, ગૂઢ મંડપ, નવ ચોકીઓ, રંગમંડપ અને બાવન જિનાલયો બંધાવી તેનું નામ વિમલવસહી આપ્યું. તેમાં કાંચનમિશ્રિત ૧૮ ભાગ પીત્તળની ૫૧ આંગળની પ્રમાણવાળી શ્રી આદીશ્વર ભગવાનની સપરિકર મનોહરમૂર્તિ કરી મૂળનાયક તરીકે સ્થાપના કરી. તે હાલ

નથી. પાછળથી જીર્ણોદ્ધાર થતાં શ્રી ઋષભદેવની પાષાણની મૂર્તિની પ્રતિષ્ઠા થયેલી જણાય છે.

વિમળવસહીના મંદિરની બહાર સામે જ એક સુંદર હસ્તિશાળા છે. તેના દરવાજાના મુખ્ય ભાગમાં ઘોડેસ્વારીમાં વિમળમંત્રીની પ્રતિમા છે. તેની બન્ને બાજુએ આગળ-પાછળ કુલ ૧૦ હાથીઓ છે. તેના ઉપર મંદિરનો વિસ્તાર અને જીર્ણોદ્ધાર કરનાર વંશપરિવારના લેખો છે.

વિ. સં. ૧૦૮૮ માં વિમળમંત્રીએ આ મંદિરની પ્રતિષ્ઠા શ્રી વર્દ્ધમાનસૂરિજી પાસે કરાવી હતી. તે સમયમાં મુખ્યમંદિર અને નૃત્યમંડપ બંધાયા હોય એવું શિલ્પશાસ્ત્રીઓનું માનવું છે. તેની ચોપાસની દેરીઓ અને મંદિરનો બહારનો બલાણકમંડપ (પ્રવેશમંડપ) તથા હસ્તિશાળા વગેરે પાછળથી ૧૨૦૧-૨ ની આસપાસ બંધાયા છે.

મુખ્ય નૃત્યમંડપની ઉત્તર બાજુની વચ્ચેની ચોકીની છતમાં સરસ્વતીદેવીની મૂર્તિની બન્ને બાજુ સૂત્રધાર કેલા અને લોયણની મૂર્તિઓ છે. આ શિલ્પીઓએ પાછળના ભાગો બાંધ્યા હશે. ટુંકામાં વિમલશાહનું મંદિર એક સાથે આખું બંધાયું નહોતું કકડે કકડે પૂરૂં થયું છે, એવું બીજા લેખો ઉપરથી પણ સિદ્ધ થાય છે. વખતો વખત મંદિરના જીર્ણોદ્ધારનું કામ ચાલ્યા કર્યું છે. તેમ, સિરોહી, સિદ્ધપુર, પાટણ અને પાલનપુર એ ચાર નગરોના કારીગરોના નામ મળે છે. ૧૮૨૧ ના લેખમાં ઝવેરચંદજી, આશકરણજી અને માણેકચંદજી દેખરેખ રાખે છે. કારીગરો ભાલો, રેખો, કનો, ખીમો, હરખચંદ, ડાયો, ભાયો, હરનોળ, કેસર, રામો, ગંગારામ વાંચે તેને રામ રામ બતાવે છે. આ લેખ હસ્તિશાળાના મંડપમાં છે.

વિમલવસહીના મંદિરમાં પ્રધાનમૂર્તિ શ્રી ઋષભદેવ ભ૦ ની છે. તેમાં પ્રકાશ માત્ર સામેના દ્વારમાંથી મળે છે તેની સામે મુખ્ય મંડપ છે. જેની બીજી ત્રણે બાજુ પરસાળો કે ચોકીઓ છે. આ મંદિરના ૧૪૦ ફૂટ લાંબા ૯૦ ફૂટ પહોળા ચોગાનની ભીંતોને અડતી સ્તંભોવાળી લાંબી પરસાળોમાં કે તખતીમાં બુદ્ધવિહારો જેવી દેરીઓ છે, તે દરેકમાં પદ્માસનવાળી પ્રતિમાઓ છે. મંડપના સ્તંભો પર પાટડાઓ ચડાવેલ છે, તે પર ઘુમ્મટની છત ટેકાવેલી છે. તેમાં અનેક વર્તુલોના કંદોરા પાડી દરેકમાં વેલો, ચક્રો, હાથીઓ વગેરે કોતરેલાં છે. અને છતમાંથી ઝુલતા ફૂલતોરાઓની આરસમાં ઉતારેલી કોમળ પાંખડીઓ વિશ્વનું આશ્ચર્ય બની છે. પાટડા ટેકવતી કમાનો કે તોરણો જૈન-મંદિરોનું એક કલાત્મક સુશોભન તત્ત્વ છે.

વિમલવસહી મંદિર પ્રાચીન મંદિરની કાળા પત્થરની પીઠ ઉપર રચાયેલું છે. તે બધા આબુના પહાડમાંથી કાઢેલા જણાય છે. વિમલશાહે નવા મંદિર માટે આરસનો પત્થર અંબાજી પાસેની ઝરીવાવની ખાણોમાંથી કાઢીને મંગાવેલો છે. જુના વખતમાં આબુ ઉપર જવાનો માર્ગ અચળગઢ તરફથી ગાડા રસ્તાનો પણ હતો, પણ પત્થરો હાથીની પીઠ ઉપર બાંધીને પર્વત ઉપર લાવવામાં આવ્યા હશે એવી માન્યતા છે.

વિમલવસહીની પડખામાં જ લગભગ બસો વર્ષે ફરી પાટણના મંત્રીમંડળના પરિવારમાંથી પ્રભાવી મહાન્ જૈનોએ વિમળશાહની ધર્મપ્રિયતાનું દર્શન કરાવ્યું.

પ્રતાપી ગુર્જરનરેશ સિદ્ધરાજ જયસિંહના મંત્રીમંડળમાં પોરવાડ જ્ઞાતિના સોમસિંહ નામના મંત્રી હતા. તેનો પુત્ર અશ્વરાજ (આસરાજ) કોઇ કારણસર પાટણ છોડી પાસેના 'સુંહાલક' ગામમાં જઇ વસ્યા હતા. તેની મહાપતિવ્રતા ધર્મપત્ની કુમારદેવીના ચાર પુત્રો લુણિગ, મલ્લદેવ, વસ્તુપાળ અને તેજપાળ હતા. અને બુદ્ધિશાલી ધર્મરત સાત પુત્રીઓ હતી.

પિતાના દેહવિલય પછી વસ્તુપાળ અને તેજપાળ સુંહાલક છોડી મંડળી (હાલનું માંડલ) ગામે જઇને રહ્યા. સદ્ગુરુ સૂરીશ્વરોના ઉપદેશથી તે બન્નેએ શત્રુંજય અને ગિરનારનો સંઘ આડંબરપૂર્વક કઢાવ્યો હતો.

તે સમયે ધવલકપુર (ધોળકા)માં મહામંડલેશ્વર અર્ણોરાજના પુત્ર લવણપ્રસાદ વાઘેલા રાજા ગુજરાતના મુખ્ય સામંત હતા. તેમનો પુત્ર વીરધવલ મહાપરાક્રમી હતો. મહારાજા ભીમદેવે (બીજા) લવણપ્રસાદને રાજ્યની સીમા સંભાળવાનું કામ સોંપ્યું, અને વીરધવલને પોતાનો યુવરાજ બનાવ્યો. વીરધવલે બાહોશ મંત્રી માટે શોધ કરતાં તેમાંથી વસ્તુપાળ અને તેજપાળને બોલાવી મહામંત્રી બનાવ્યા. મંત્રી તેજપાળને ધોળકા અને ખંભાતનો અધિકાર સોંપ્યો અને મંત્રી વસ્તુપાળને આખા રાજ્યનું મહામંત્રીપદ આપ્યું.

વસ્તુપાળ–તેજપાળે ઘણી લડાઇઓ કરી છતાં તેઓ કદી ન્યાય અને નીતિથી વિમુખ થયા નહોતા. તેમણે પોતાના અને કુટુંબીઓના, અને પ્રજાના કલ્યાણ માટે મંદિરો, ઉપાશ્રયો, ધર્મશાળાઓ, દાનશાળાઓ, હિન્દુમંદિરો, મસીદો, પરબો, વાવકુવા, ઘાટો એવા લોકોપયોગી ઘણા કામો કરાવ્યાં તેમાં લુણવસહી સૌથી મુખ્ય છે. વસ્તુપાળના નાનાભાઇ તેજપાળે પોતાની ધર્મપત્ની અનુપમાદેવીના પુત્ર લાવણ્યસિંહના કલ્યાણ માટે સોલંકીરાજ ભીમદેવ બીજાની તથા આબુના પરમાર રાજા સોમસિંહની અનુમતિ લઇને દેલવાડામાં વિમલવસહિની જોડે લુણવસહિ નામનું શ્રી નેમિનાથનું ભવ્યમંદિર બંધાવ્યું. તેમાં મૂળ ગભારો, ગૂઢમંડપ, નવ ચોકીઓ, રંગમંડપ, બલાનક, ખનીકો (ગોખલા) જગતી, ભમતી, હસ્તીશાળા વગેરે વિમલ–વસહિ જેવા જ કરાવ્યાં.

નવ ચોકીમાં બે ગોખલા છે. તેને લોકો દેરાણી–જેઠાણીના ગોખલા કહે છે. તે બન્ને મંત્રી તેજપાળે પોતાની બીજી પત્ની સુહડાદેવીના કલ્યાણ માટે કરાવ્યા છે અને ભમતીની દેરીઓમાં પોતાના કુટુંબીજનોના કલ્યાણ લેખો કરાવ્યા છે. મોટી દેરીઓ બીજા વેવાઇઓ અને બીજા સંબંધીઓની કરાવી છે. દેરાણી–જેઠાણીના ગોખલામાં એટલું બધું બારીક કામ છે કે તેમાં સાદુ કામ થયા પછી વધુ બારીક કરવાને જે ભૂકો નીકળે તેની ભારોભાર ચાંદી આપવામાં આવી હતી પણ તે કિંમત ઓછી ગણાય. સોનું આપ્યું હોત તો વાત જુદી હતી. અત્યારે પણ જીર્ણોદ્ધાર માટે જે કોતરકામ થાય છે તેમાં ભૂકાના ભાર કરતાં દોઢી ચાંદી જેટલું ખર્ચ થાય છે. કામની ઝડપ વધારવા કારીગરોની સરભરા માટે રસોયા; નોકરો અને ચંપી કરનારા રાખ્યા હતા, એમ કહેવાય છે.

પાલ ના જગપ્રસિદ્ધ દહેરાસરો



(આર્કિઓલોજિકલ સર્વે ઓફ ઇન્ડિયાના સૌજન્યથી)

લુણવસહિમાં દિવાલો, દરવાજા, ભીંતો, તોરણો અને છતના ઘુમટો વગેરેમાં ફૂલઝાડ, વેલબુટ્ટા, હાંડી, ઝુમ્મર એવી બીજી અનેક ચેતન વસ્તુઓની કોરણી કરેલી છે, તે ઉપરાંત હાથી, ઘોડા, ઉંટ, વાઘ, સિંહ, માછલી, પક્ષિઓ, મનુષ્યો, દેવદેવીઓ, જુદી જુદી અનેક પ્રકારની આકૃતિઓની સાથે મનુષ્યજીવનના અનેક પ્રસંગો જેવાં કે—રાજદરબાર, સવારીઓ, વરઘોડા, જાન, વિવાહની ચોરી, નાટક, સંગીત, રણસંગ્રામ, પશુપાલકો, સાધુઓ અને શ્રાવકોની ધર્મક્રિયાઓ અને તીર્થંકરના જીવન એવા સુંદર અને સુવાચ્યરૂપે કોતરેલાં છે કે તે બધાનું બારીકાઈથી નિરીક્ષણ કરતાં દિવસોના દિવસો પૂરા ન થાય અને વર્ણનથી પુસ્તકો ભરાય.

આ બે મંદિરોમાંથી કોને શ્રેષ્ઠ ગણવું તેનો મોટો વાદ કરી શકાય. દરેક જણ પોતાની મેળે રુચિ પ્રમાણે ગમે તેને શ્રેષ્ઠ ગુણ આપી શકે. કોતરણીની શ્રેષ્ઠતામાં વિમળ-વસહિ ચડી જાય તો લુણ-વસહિમાં કોરણીનો વિસ્તાર અને બારીકી અને સુંદરતા વધે. વિમળ-વસહિમાં મનુષ્ય જીવનના પ્રસંગો વધારે છે. લુણવસહિની દરેક નાની ચોકીની છતમાં ભિન્ન ભિન્ન પ્રકારની રચનાઓ છે. તેમાંથી ગાલીચાની અનેક ભાતો ઉપજાવી શકાય. અનેક ઘુમ્મટમાં ૧૦૦૦ પુતળીઓ છે તે જોઈ આટલે ઊંચે આટલા નાના કદની અનેક આકૃતિઓ કારીગરો શી રીતે કોરી શક્યા હશે તેનો વિસ્મય થાય છે. વિમળ-વસહિના કેટલાક ઘુમ્મટમાં પુરાણના પ્રસંગો મહાકુશળતા પૂર્વક રજૂ થયા છે. કાલીયદમન અને હિરણ્યકશ્યપ વધ વગેરે ઓળખાય છે.

લુણવસહિનો બાંધનાર **શોભનદેવ** નામનો શિલ્પાચાર્ય હતો. શિલાલેખો તેમજ અન્ય સાહિત્યમાં તેનો ઉલ્લેખ છે.

**अहो शोभनदेवस्य सूत्रधारशिरोमणिः ।**
**तच्चैत्यरचनाशिल्पं नाम लेभे यथार्थताम् ॥**

આશ્ચર્ય છે કે આ મંદિરની ઉત્તમ રચનાવાળા જ્ઞાનથી સૂત્રધારોમાં શિરોમણિ શોભનદેવનું નામ યથાર્થ ગુણવાળું છે.

ઈ. સ. ૧૩૧૮ માં અલાઉદ્દીન ખીલજીના સૈન્યોએ દેશને ધમરોળી નાખ્યો હતો. તેમાં આ મંદિરોના ગભારા, ગૂઢ મંડપો અને મૂર્તિઓ તેમજ બન્ને હસ્તિશાળાઓની ઘણી પ્રતિમાઓનો નાશ કરી નાખ્યો હતો તે પછી અનેક પ્રકારે તેનો જીર્ણોદ્ધાર કરનારાઓના પ્રયત્નો છતાં તેનું પૂર્વનું સંપૂર્ણ સ્વરૂપ મળ્યું નહોતું.

૧૯૫૦ ના ઓગસ્ટની ૧૫ મી તારીખે આ મંદિરોના જીર્ણોદ્ધારનું કામ સમસ્ત ભારતના શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈનોની પ્રતિનિધિ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી હાથ ધરવામાં આવ્યું છે અને હવે લગભગ પૂરૂં થઈ ગયું છે.

મોટા ભાગના માણસો એમજ માનતા હતા કે આ જમાનામાં આવું કામ કરી શકે તેવા માણસો મળી શકે નહીં અને આ કામનું સમારકામ થઇ શકે નહિ. પરન્તુ

શ્રી અમૃતલાલ ત્રિવેદી જેવા નિષ્ણાત સોમપુરા શિલ્પીની દેખરેખ નીચે અંદાજેલી કિંમતમાં હજાર વર્ષ પહેલાની ઘાટીનું કામ કરી આપે તે રીતે કારીગરોને તાલીમ આપવામાં આવી. તુટેલા ખંડોને બહુ હિસાબથી બારીકીપૂર્વક મેળવી દેવામાં આવ્યા છે, અને લગભગ બધી જ પ્રતિમાઓ તથા આકૃતિઓને અખંડ રૂપ આપી પથ્થરનો રંગ ઘાટ જરા પણ જુદો ન પડે એવી મરામત થઈ ગઈ છે. કેટલાક પાટડાઓ પણ બદલી નવા નાખવા પડ્યા છે. કેટલાક ખંડો નવા બહાર આવ્યા છે. જે જૂના આકારો મળ્યા છે, તેમાંના કેટલાક મથુરાના શિલ્પને મળતા છે. સંશોધકો માટે તે એક નવું પૃષ્ઠ બને છે.

આ કાર્ય માટે આજે શિલ્પી પરિવારમાંથી યોગ્ય જનો મળી આવ્યા તેઓ ધન્ય-વાદના અધિકારી બન્યા છે. દેલવાડાની વસ્તીને દૂર ખસેડી મંદિરોનું ઝુમખું ચોગમથી ખુલ્લું મૂકવાનો નિર્ણય લેવાય તો તે આવકાર પાત્ર છે.

માનવસંસારની આટલી બધી લીલા નીરખ્યા પછી તેને અમર કરનાર શિલ્પીઓ આજ અનેક વર્ષો પછી આપણા હૃદયમાં ઊર્મિભર્યાં સન્માન પામે છે.

દેલવાડાના આ બે જૈન દેવાલયો ભારતવર્ષના સર્વોત્તમ નમૂના ગણાય છે. એ દેવમંદિરો એકલા જૈનસમાજની સંસ્કૃતિ નથી પણ ગુજરાતની અમાપ શક્તિની પ્રતિભા અને પ્રતિષ્ઠાનાં પ્રતીકો છે. એને મૂર્તસ્વરૂપ આપવાનું કાર્ય બુદ્ધિનિધાન બે મહાન જૈનમંત્રીશ્વરોએ કર્યું છે, એ જૈનોને માટે ગૌરવનો વિષય છે.



# પાટણના જૈનમંદિરોમાં કાષ્ટશિલ્પો

લેખક : શ્રી કનૈયાલાલ ભાઈશંકર દવે

## ઉપક્રમ

સૃષ્ટિનાં સર્જન સાથે કલાનો પ્રાદુર્ભાવ કુદરતી તત્ત્વોમાંથી થયો. જેમ જેમ પ્રજા તેને પિછાનવા લાગી તેમ તેમ તેનાં તાત્વિક સ્વરૂપો માનવહૃદયને આકર્ષિત કરતાં, તેના પ્રત્યે આનંદની અભીપ્સા જગાડવા લાગ્યાં. આમ કલાનો જન્મ વિશ્વ કલાકારની અદ્‌ભૂત નિર્માણકલામાંથી થયો, જેની અનુકૃતિ કરી માનવો–કલાકારો, જુદા જુદા સ્વરૂપે સમાજની સમક્ષ તેનાં પ્રતિકો રજુ કરવા લાગ્યા. આવા નૈસર્ગિક કલાપ્રતિકોમાં કલાકારની જેટલી તન્મયતા, તેટલી જ તેની કલાકૃતિની વિશિષ્ટતા. કલાના વિવિધ ભેદોમાં શિલ્પ, સંગીત, અને ચિત્રકલાનું સ્થાન મૂર્ધ્ધન્ય ગણાય. જો કે શાસ્ત્રમાં તો કલાના ચોસઠ ભેદો નિરૂપ્યા છે. પરંતુ આ ત્રણ મુખ્ય કલાઓએ સારાએ વિશ્વમાં રંગબેરંગી સ્વરૂપે, ખૂબ વિકાસ સાધ્યો હોવાથી, બધી કલાઓમાં તેનું સ્થાન મોખરે છે. ભારતમાં આ ત્રણે કલાઓનો સાર્વત્રિક પ્રચાર થતાં જુદા જુદા યુગોમાં તેનું વૈવિધ્ય અવનવી રીતે પ્રકાશમાન થયું છે. રાજામહારાજાઓથી આરંભી સામાન્ય આદિવાસીઓ સુધીની પ્રજાએ, તેને પોતપોતાની રીતે અપનાવી છે, પૂજી છે અને સન્માની છે. આ પૈકી શિલ્પકલા એ વિશ્વકર્માનું ગહન શાસ્ત્ર છે. વિશ્વની દરેક પ્રજાએ શિલ્પનો સ્વીકાર ઓછે–વત્તે અંશે કરેલો જ છે. શિલ્પકલા પાષાણમાં મુખ્યતઃ આજે જોવામાં આવે છે, પરંતુ તેના સિવાય કાષ્ટ, ધાતૂ, મૃત્તિકા, અને બીજા અનેક દ્રવ્યોમાં ઉતારવાના પ્રયાસો તેના તદ્‌વિદોએ કર્યા છે. આવાં કલાસર્જનો અતિપ્રાચીનકાળથી તેના કલાકારોએ બનાવી, અપૂર્વ કલાસાધનાનાં અમર પ્રતિકો પ્રજા સમક્ષ રજુ કર્યા છે.

## ગુજરાતમાં કાષ્ટ શિલ્પકલા

આજે સામાન્યતઃ મંદિરો, મહાલયો, પ્રાસાદો, ગૃહો અને કિલ્લાઓ પાષાણ, ઈંટ, ચુનો કે સીમેન્ટકોંક્રીટના બનાવવાની પ્રથા પ્રચલિત છે. પરંતુ પ્રાચીન કાળમાં આ બધાનું સ્થાન મુખ્યતઃ કાષ્ટ–મજબુત લાકડાએ લીધું હતું. પાટલીપુત્રનો રાજમહેલ, તથા પ્રાકાર કાષ્ટનો હોવાનું મૌર્યોના ઇતિહાસ દ્વારા જાણી શકાય છે. આ સિવાય રાજામહારાજાઓના પ્રાચીન રાજમહેલો કાષ્ટશિલ્પ અને તેની અદ્‌ભૂત કલાકૃતિઓ દ્વારા જ શણગારવામાં આવતા હતા. નેપાળમાં તો દેવમંદિરો અને રાજમહાલયો, કાષ્ટનાં હોવાનું આજે પણ જાણવા મળે છે. રાજસ્થાન અને મેવાડના કેટલાએ પ્રાચીન રાજપ્રાસાદોમાં કાષ્ટ કલાકૃતિના અનન્ય ફલકો હજુ પણ સંગ્રહાયેલા છે. તે પૈકીના કેટલાક અવશેષો, જુદા જુદા પ્રાંતોના પ્રદર્શનોમાંથી પણ આપણે જોઇ શકીએ છીએ. ગુજરાતમાં તો કાષ્ટકલાએ અપૂર્વ વિકાસ સાધ્યો હતો. પ્રભાસપાટણમાં આવેલું સોમનાથનું પ્રાચીન મંદિર, પહેલાં કાષ્ટનું જ બના-

વેલું ત્યાર બાદ ચૌલુક્ય ભીમદેવે તેને પાષાણનું બનાવ્યાનો ઉલ્લેખ, ઇતિહાસના પાને નોંધાયો છે. આ સિવાય શત્રુંજય અને બીજા અનેક તીર્થસ્થાનો પર કાષ્ટના પ્રાચીન મંદિરો હતાં. ગુજરાતમાં તો પ્રત્યેક મકાનની અંદર, કાષ્ટશિલ્પના નાનાં મોટા અલંકરણો મુકવાની સર્વ સામાન્ય પરંપરા પ્રચલિત હતી. પછી ભલે તે સામાન્ય મનુષ્યનું હોય કે ધનાઢ્ય શ્રેષ્ઠિનું મકાન હોય પણ દરેક પોતપોતાની શક્તિ પ્રમાણે કાષ્ટકલાના અલંકરણો કમાડ, દ્વાર, શાખા સ્તંભો, ભારવટો, ગોખલાઓ, આળીયાં, જાળીઓ, કબાટો અને સામાન્ય ઉપકરણો પલંગ, કોચ, ટેબલ તથા વિરામાસનો વગેરેમાં કરાવતા. આજે પણ કેટલાએ શહેરો અને ગામડાઓના મકાનોમાંથી તેના અવશેષો જોવા મળે છે.

## પાટણની કાષ્ટકલા સમૃદ્ધિ

પાટણ એ પ્રાચીન રાજધાનીનું નગર હોઇ ત્યાંની પ્રજાએ પણ કાષ્ટકલાને સારો એવો આવકાર આપ્યો હોવાનું જાણવા મળે છે. કેટલાએ પ્રાચીન મકાનોના ઝરૂખાઓ, જાળીઓ, કમાડો, ગોખલાઓ, અને નવ ખાનાઓના કબાટોની અદ્વિતીય કલામય કોતરણીના વિવિધ પ્રતિકો હમણાં સુધી જોવા મળતાં હતાં. હિંદુ અને વહોરાઓના પ્રાચીન મકાનોમાંથી આવા ઘણાં કાષ્ટશિલ્પો મળતાં, જે પુરાણી વસ્તુ વેચનારા દલાલો પાણીના મૂલ્યે વેચાતા લઇ પરદેશ મોકલતાં અને હજુ પણ મોકલે છે. વખારના પાડામાં એક શેઠનું મકાન હતું, જે અદ્વિતીય કાષ્ટકલાની કોતરણીવાળું હોવાનું ડૉ. બર્જેસે પોતાના "આર્કીયૉલૉજીકલ સર્વે ઓફ નોર્ધન ગુજરાત" નામના ગ્રંથમાં રજુ કરી તેનું ચિત્ર પણ આપ્યું છે.

આ સિવાય ખારાકોટડીના પાડાના બારોટ કાનજી ઉમેદસીંગજીના મકાનનો ઉલ્લેખ આપી તેનો પણ ફોટો મુકેલ છે. વિશેષમાં કેટલાક પ્રાચીન હિંદુ મંદિરો પણ કાષ્ટશિલ્પથી અલંકૃત પાટણમાં હતાં જેની વિસ્તૃત સમાલોચના કરતાં આ નિબંધનું કલેવર વધી જાય તેમ હોવાથી અહીં આટલો જ ઉલ્લેખ કરી ચલાવશું.

કાષ્ટશિલ્પકલાને વધુ ઉત્તેજન; પાટણના જૈનશ્રેષ્ઠિઓ તરફથી સારૂં એવું મળ્યું હતું. તેઓએ પોતાના મકાનોમાં તો તેના અપૂર્વ શિલ્પો કંડાર્યા હતા. તેટલું જ નહિ પણ પોતાના ગૃહમંદિરોમાં નિત્ય સેવા કરવાના સ્થાનને અદ્દભૂત કલાકૃતિઓથી શણગારતા. જેનાં અનેક પ્રતિકો આજે પણ ઘણા ખરા ઘરોમાંથી જોવા મળે છે. આથી પણ વિશેષ કાષ્ટશિલ્પોની સુંદર કલા તેઓએ મંદિરોમાં અવતારી છે. પાટણમાં જૈનાશ્રિત કાષ્ટશિલ્પ-કલાનાં, આવાં કમનીય ફલકો આજે કેટલાએ મંદિરોમાં વિદ્યમાન છે. જેને જોતાં કલા-પ્રેમી મનુષ્ય મુગ્ધ બની પ્રાચીન કલાકૃતિઓ પ્રત્યે પ્રશંસાના પુષ્પ વેરે છે. આવા વિરલ કાષ્ટકલાના ફલકોની થોડીક ઝાંખી અત્રે અહીં રજુ કરવાનો પ્રયત્ન કર્યો છે.

## જૈનાશ્રિત કાષ્ટશિલ્પો

પાટણના જૈનમંદિરો પૂર્વકાળમાં મોટે ભાગે કાષ્ટના જ બનાવેલા હોવાનું અનુમાન છે. જો કે દિવાલો અને અગાશી પુરતા ભાગો ઈંટ, પથ્થર કે ચુનાના બનાવતા, પરંતુ

પાટણનું પ્રાચીન કલાત્મક કાષ્ઠ મંદિર



(હાલ : શ્રીયશોવિજયજી જૈન ગુરુકુલ, પાલીતાણા)

(પૂ. મુનિશ્રી મૃગેન્દ્ર મુનિના સંગ્રહમાંથી)



કાષ્ઠ ઘુમટ (કપુર મહેતાનો પાડો)



કાષ્ઠ ગભારો
(મણીયાતી પાડો)



કોરણીયુક્ત ઘુમટ
(પંચાસરાપાર્શ્વનાથ જિનપ્રાસાદ, ઢંઢેરવાડો)



ઘુમટ

સ્તંભો, મહેરાબો, ઘુમટો અને દ્વારો વગેરે કાષ્ટનાં બનાવી તેમાં કાષ્ટકલાકૃતિઓનાં અભિનવ સુશોભનો ખાસ કરી રજુ કરતાં ઝવેરીવાડાના મહોલ્લામાં આવેલ વાડીપાર્શ્વનાથના મંદિરનો મંડપ તો, કાષ્ટકલાકૃતિનો અદ્ભૂત નમુનો ગણાતો. તે મંદિર સંવત ૧૬૫૨ લગભગ બંધાયું હોવાનો શિલાલેખ છે. જેના આધારે તે મંદિર વિક્રમના સત્તરમા સૈકાનું ગણાય. આ મંદિનો રંગમંડપ કાષ્ટમય બનાવ્યો હતો, જેમાં તેના કલાકારે પાષાણની માફક અભિનવ કલાને કાષ્ટમાં ઉતારી હતી. આ મંડપનો ઘુમટ ૧૧½ ફૂટ ઉંચો બનાવ્યો હોઇ, તેમાં વિતાનોની કલા પાષાણના મંડપોને અનુરૂપ રજુ કરતાં, મધ્યમાં પદ્મલંબક બનાવ્યો હતો. ઘુમટના દરેક વિતાન ( પટ્ટાઓ ) માં ઝીણી ઝીણી કલામય કોતરણી બનાવી જૈન તીર્થંકરોના જીવનમાંથી કેટલાક ભાવો કોતર્યા હતા. તેમાં ફરતી આઠ સંગીત વિદ્યાધરીઓ મુકી, તે દરેકના હાથમાં સંગીતના ઉપકરણો—વાદ્યો મુકવામાં આવેલાં. આ પૈકી કેટલીક તો નૃત્ય કરતી હોય તેવી મુદ્રાઓ પણ તેમાંથી વ્યક્ત થતી. દરેકના પગ પાસે બે પારિપર્શ્વકો, વાદ્યો સાથે બેઠેલા મુકયા હતા. નીચે આઠ દિક્પાલો, ઇંદ્ર, અગ્નિ વગેરેને તેઓની નિયત કરેલી દિશા પરત્વે સ્થાપન કરેલા જણાતા હતા. આ દરેક દિક્પાલોના પગ પાસે તેઓના વાહનો મુકવામાં આવેલાં. આ મંડપની ચારે દિશામાં તોરણો યુક્ત ચાર નાનાં નાનાં દ્વારો હતા. આ દ્વારો ઉપર અને તેની ભીંતોમાં ચારે બાજુ નૃત્યાંગનાઓ નૃત્ય કરતી, તેમજ વાદ્યો વગાડતી રજુ કરી તેના ઉપરના પટ્ટાઓમાં હંસાવલી—હંસની લાંબી લાઇનો તેમજ બીજા આલંકારિક સુંદર સુશોભનો કોતર્યાં હતાં. દરેક દ્વાર ઉપર ગજલક્ષ્મી તેની બન્ને બાજુ વાદ્ય વગાડતાં સંગીતકારો, અને અભિવાદન કરતાં શ્રાવક—શ્રાવિકાઓનાં કલાપૂર્ણ ચિત્રો કોતરવામાં આવ્યાં હતાં. આખો મંડપ કાષ્ટમય હોવા છતાં, જાણે પાષાણનો જ બનાવ્યો ન હોય ! તેવું સુંદર કલામય કામ તેમાં કંડાર્યું હતું. આ મંદિરના સુંદર ફોટોગ્રાફો ડૉ. બર્જેસે "આર્કીઑલૉજીકલ સર્વે ઓફ નૉર્થન ગુજરાત" પુસ્તકની પ્લેટ નં. ૪–૨૦–૨૧ માં રજુ કર્યા છે.

આજે તો નવીન મંદિરો બંધાતાં, આ અદ્ભૂત કાષ્ટકલાકૃતિનો વિરલ નમુનો દૂર કરાયો છે. તેના વ્યવસ્થાપકોએ તે મંડપનું શું કર્યું, તે કયાં છે, તે સંબંધી કાંઇ હકીકત મળતી નથી.

પાટણના પંચાસરા પાર્શ્વનાથનું મંદિર આજે તો એક ભવ્ય ગુર્જરકલા નિકેતનના અનુપમ પ્રાસાદ સ્વરૂપે બન્યું છે, અને હજુ તેનું કામ ચાલુ જ છે. પરંતુ તેના પ્રાચીન મંદિરનો મધ્ય મંડપ, કાષ્ટનો જ હતો તે મંડપ હમણાં સુધી નવીન હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિર ઉપરની ગેલેરીમાં મુકયો હતો. આ મડંપમાં પણ, વાડીપાર્શ્વનાથના મંદિરની માફક નૃત્યાંગનાઓ, વાદ્યવાદકો, પાર્શ્વનાથ વગેરે તીર્થંકરની પ્રતિમાઓ, નેમિનાથ ભગવાનનો લગ્નોત્સવ, તેમનું જીવન, નવગ્રહો, અષ્ટ દિક્પાલો વગેરેના અભિનવ સ્વરૂપો મુકેલાં હતાં. તદ્ઉપરાંત ઘુમટના વિતાનો—પટ્ટાઓ બનાવી, તેમાં બારીક કલાકોતરણીથી કેટલુંક સૂક્ષ્મ કોતરકામ બનાવવામાં આવ્યું હતું. આ મંડપ પણ હમણાં અહીંથી બીજા કોઇ સ્થાને લઇ જવાયો છે.

આવા કલામય મંડપો, અને તેના ઘુંમટો, કાષ્ટમાંથી જ બનાવેલા પાટણના અનેક જૈન મંદિરોમાં જોવા મળે છે. આ પૈકી કપૂર મહેતાના પાડામાં આવેલ મંદિરમાં, ઢંઢેરવાડાના એક પ્રાચીન મંદિરમાં, ફોફળીયાવાડામાં પોળથી પેસતાં સામે જણાય છે તે મંદિરમાં, વસાવડાના જૈન મંદિરમાંના ઘુંમટો કલાની દૃષ્ટિએ અનુપમ કહી શકાય. આ દરેક ઘુંમટોની પાષાણના ઘુંમટો જેવી સ્થાપત્યની દષ્ટિએ રચના કરેલી હોઇ તેના વિવિધ વિતાનો, કાષ્ટમાં શાસ્ત્રીય રીતે ઉતાર્યા છે. વધુમાં તે દરેકનાં પદ્મલંબકો પણ ઝુલતાં ઝુમ્મરો જેવા બનાવી, કાષ્ટમાં પાષાણકલાનો આભાસ કરાવ્યો છે. તેમાં નૃત્યાંગનાઓ પારિપાર્શ્વકો, દિક્પાલો અને વિદ્યાધરોને પણ કેટલાકની અંદર મુકેલા છે. કોઇ કોઇ ઘુંમટોમાં તીર્થંકરોના પણ સ્વરૂપો જોવામાં આવે છે. જો કે રંગરોગાનથી કેટલાક મંડપોની આ કલાને ઢાંકી દીધી છે. છતાં કલાકારની અપૂર્વ સજાવટનાં દર્શન તો તેમાંથી સમજી શકાય છે. પાટણમાં આવા કાષ્ટમય કલામંડપો, ઘુમ્મટો વગેરે બનાવવાની પરંપરા પંદરમાં સૈકા પૂર્વથી ઉતરી આવી હોવાનું **વાડી પાર્શ્વનાથના મંડપ** ઉપરથી જાણી શકાય છે.

કાષ્ટશિલ્પનું અદ્‌ભૂત કામ, અને દર્શનીય કલાકૃતિઓ, કુંભારીયા પાડાના મંદિરમાંથી જોવા મળે છે. આ મંદિરની રચના પૂર્વકાલીન હોઇ, કદમાં પણ બીજા મંદિરોના મુકાબલે તે નહાનું ગણાય. પરંતુ કાષ્ટકલાકૃતિના એક અભિનવ સ્વરૂપે, તેનું મહત્ત્વ સામાન્ય તો નથી જ. આ મંદિરના સ્તંભો, ભારવટો, વિતાનો અને કાષ્ટફલકોમાં ભગવાન નેમિનાથનું જીવનદર્શન, ભાવવાહિ રીતે રજુ કર્યું છે. તેમાં ભગવાન નેમિનાથનો વરઘોડો, તેમનો લગ્નોત્સવ, રાજુલદેવીનો રાજમહેલ, ગિરનાર અને શત્રુંજયનાં પાર્વતીય ચિત્રણો, ત્યાં આવેલાં દેવમંદિરોનું અભિનવદર્શન, કાષ્ટના મોટા બિંબોમાં પ્રસંગાનુરૂપ અને ભાવાત્મક રીતે તેના શિલ્પીએ ઉતારી શ્રદ્ધેય સમાજનું ચિત્ત આકર્ષવા પ્રયત્ન કર્યો છે. તેનો ઘુંમટ બીજા કાષ્ટઘુંમટના જેવો હોઇ તેની પુનરાવૃત્તિ કરવાની જરૂર નથી. પરંતુ આ મંદિરની કાષ્ટકલા, પાટણના બધા મંદિરો કરતાં વિશિષ્ઠ પ્રકારની હોઇ, તેમાંના ચિત્રણો અદ્‌ભૂત છે, એમ કહેવામાં જરાએ અતિશયોક્તિ નહિ ગણાય. આ બધા ફલકોમાં રંગપુરણી પણ તેને અનુરૂપ બનાવતાં, તેના રક્ષણ માટે દરેકની ઉપર પારદર્શક કાચ જડી દીધા હોય છે. કલાની દૃષ્ટિએ પાટણના દર્શને આવનારે તો આ કલાકૃતિઓ ખાસ જોવા જેવી છે.

## એક અભિનવ તીર્થ કાષ્ટપટ્ટ:

જૈનમંદિરોમાં સમેતશિખર, ગિરનાર, શત્રુંજય વગેરે પવિત્ર તીર્થોના પટ્ટો મુકવાની પરંપરા અતિ પ્રાચીનકાળથી ઉતરી આવી છે. અને તે નિયમે આજે અનેક જૈનમંદિરોમાંથી, આવા નાના–મોટા ભવ્ય અને અદ્વિતીય કલાકૃતિઓ રજુ કરતાં પટ્ટો જોવામાં આવે છે. આવો એક તીર્થપટ કાષ્ટમાં કોતરેલો પાટણમાં કનાશાનાપાડાની અંદર, જૈનમંદિરમાં મુકેલો છે. શિલ્પકલાની દૃષ્ટિએ કાષ્ટકલાનો આ એક વિરલ નમુનો ગણી શકાય. તેમાંનું કોતરકામ, ભાવ, અને રચના વિચારતાં; તેના શિલ્પીઓએ આ અદ્‌ભૂત કલાને અજબ રીતે હસ્તગત કરી હતી, એમ તો જરૂર લાગે છે.

આ કાષ્ટપટ્ટ ૩ાા ફૂટ પહોળો, અને ૭ ફૂટ લાંબો વિશાળ છે. તેમાં ઉપર–નીચે બે કથાનકો વ્યક્ત કરતાં, બન્ને તીર્થોની અનન્ય પિછાન રજુ કરવાનો તેના શિલ્પીએ પ્રયત્ન સાધ્યો છે. ઉપરના વિભાગમાં, વર્તમાન યુગના વીસ તીર્થંકરોની નિર્વાણભૂમિ સમેતશિખરનો તાદૃશ ચિતાર રજુ કર્યો છે. ત્યાં વીસ તીર્થંકરો નિર્વાણ પામ્યા હોવાથી તે પર્વતની વીસ ટેકરીયો ઉપર વીસ દેવકુલિકાઓ રજુ કરી છે. આ દરેક મંદિરોમાં, તે તે તીર્થંકરોની પ્રતિમાઓ રજુ કરી, તેની આજુબાજુ કાયોત્સર્ગ મૂર્તિઓ પણ વ્યક્ત કરી છે. મધ્યમાં ભગવાન પાર્શ્વનાથનું ત્રણ શિખરવાળું મોટું મંદિર બનાવી, તેમાં તેમની પ્રતિમા આજુબાજુના ચામરધારી ઇંદ્રો સાથે બતાવી છે, તેની આગળ 'જલમંદિરનું દૃશ્ય પણ આબેહૂબ રીતે રજુ કરેલ છે. આ ઉપરાંત તે પર્વતનું હૃદયંગમ ચિત્ર કાષ્ટમાં ઉપસાવતાં તેમાં સરોવરો, કુંડો વૃક્ષો, વનરાજીઓ, નદી, વાવો, તેમાંના જલચરજીવો તપશ્ચર્યા કરતા મુનિઓ, સંતો, ઋષિઓ, તેમજ આ તીર્થની યાત્રાએ જતા આવતા, ચડતા ઉતરતા, અસંખ્ય યાત્રિકોના વૃંદોને સુંદર રીતે આમાં ઉતાર્યા છે. કાષ્ટમાં બતાવેલ આવો અનુપમ પ્રસંગ, તીર્થદર્શનનો આ પટ્ટ ગુજરાતના કાષ્ટ શિલ્પોમાં મહામૂલો અને વિરલ કહી શકાય.

આ પટ્ટના બીજા વિભાગમાં અષ્ટાપદ પર્વતનું દૃશ્ય ચરિતાર્થ કર્યું છે. તેમાં ફરતી ચોવીશ તીર્થંકરોની દેવકુલિકાઓ, નાની શિખરબંધ દહેરીઓની કલ્પના રજુ કરે છે. મધ્યભાગની એક કુલિકામાં ભગવાન ઋષભદેવની નિર્વાણભૂમિ તરીકે તેમનો સ્તૂપ વ્યક્ત કર્યો છે. આ મંદિરના ઉપરના ભાગે બન્ને બાજુ ચામરધારી ઇંદ્રો, નીચે મંદિર પાસે સામાસામી દશમુખ રાવણ તથા મંદોદરી તંતુવાદ્ય વડે કીર્તન કરતાં જણાય છે. મંદિરના અધોભાગે સૂર્ય પ્રકાશે છે, જેના પ્રકાશથી ગૌતમસ્વામી યાત્રા કરતા હોય તેવો ભાવ આમાં ઉતારેલ છે, મુનિઓમાં જંઘાચારણ અને વિદ્યાચરણ અહીં યાત્રા કરવા આવ્યા હતા તેનું સ્મરણ પટ્ટમાંથી થાય છે. સૌથી નીચે સગરના પુત્રો તીર્થરક્ષા કરવા ખાઇ ખોદતા હોવાનું જણાવેલ છે. જ્યારે સૌથી ઉપર વીશ વિહરમાન જિન–તીર્થંકરોની વીસ કુલિકાઓ તેમજ બીજા મંદિરો પણ વ્યક્ત કર્યાં છે. આ ઉપરાંત મુનિઓ, સાધુઓ વગેરેને ધ્યાન, જપ, તપ કરતાં પણ આમાં બતાવેલ છે. શિલ્પકલાની વાસ્તવિક રજુઆત કરતો આ કાષ્ટપટ્ટ સપ્રમાણ અને પૂરતી ચોકસાઇથી બનાવ્યો છે. આ કાષ્ટપટ્ટની વ્યવસ્થિત સમાલોચના પૂ૦ શ્રી યશોવિજયજી મહારાજે આચાર્ય વિજયવલ્લભસૂરિ સ્મારક ગ્રંથમાં રજુ કરી છે.

## ગૃહમંદિરો :

જૈનમંદિરોની માફક જૈન શ્રેષ્ઠીઓએ પણ પોતાના ઘરોની અંદર ભગવાન જિનનાં ગૃહમંદિરો બનાવી, કાષ્ટકલાને સુંદર રીતે આવકારી છે. પાટણ શહેરમાંથી આવા સંખ્યાબંધ ગૃહમંદિરો મળ્યાં છે, જેમાં એક નાનું કાષ્ટમય મંદિર સ્થાપત્યના નિયમોને અનુસરી બનાવેલ હોય છે. પાટણમાંથી આવા કેટલાંએ ગૃહમંદિરો પરદેશ મોકલતા પૂરાણી વસ્તુના દલાલો ને લોકોએ પાણીના મૂલે વેચી નાખ્યાં છે. કારણ આજના નવા યુગમાં કલાની પિછાન સામાન્ય માણસોને હોતી નથી. તેથી જુની કારીગરી પ્રત્યે સુગ ધરા-

વતા લોકો, આવા જુના કલાશિલ્પોને નિરર્થક ગણી નવીન મકાનો બંધાવતી વખતે કાઢી નાંખે છે. સાચી રીતે તો એ આપણી પ્રાચીન સંસ્કૃતિનું અણમોલ પ્રતિક છે. તે મંદિર બંધાવનારે તેના પ્રત્યે કેવી અભિરુચિથી અને પ્રભુ પ્રત્યેની અનન્ય ભાવનાથી ભગવાનને પધારાવવા બનાવ્યું હતું, તેનો ખ્યાલ આજના માણસોને આવવો મુશ્કેલ છે.

આવા કાષ્ટમંદિરોમાં પાષાણના મંદિરોની માફક નીચે કુંભો કે ખરાનું રેખાંકન, ઉપર મધ્યમાં દ્વાર, બન્ને બાજુ દ્વારસ્તંભો, તેમાં પ્રતિહારો, ઉપરના ભાગે માંદોલીયામાં ગજલક્ષ્મી, પાસે વૃંદવાદકો, શ્રાવકો, શ્રાવિકાઓ, તેના ઉપરની કાષ્ટપટ્ટિકામાં નવ ગૃહો, તેની છત્રીમાં ૧૪ સુપનો, ઉપરના ભાગે ચોવીશ તીર્થંકરો બંન્ને બાજુ ટોડલાઓમાં તીર્થંકરોનાં સ્વરૂપો કે મકરમુખો, સૌથી ઉપર સામરણ અને કોઈ કોઈમાં શિખરબંધ દહેરાનું દૃશ્ય કોતરેલું હોય છે. આમ ગૃહમંદિરો ઘરના પ્રમાણમાં બનાવવામાં આવતાં છતાં મંદિરના સ્થાપત્ય પ્રમાણે તેમાં યોગ્ય રચનાવિધાન પ્રાચીન શિલ્પશાસ્ત્રીઓ કરતા હતા. આવા ઘરમંદિરો મોટા મંદિરોની નાની આવૃત્તિ જેવાં લાગે છે. આવા કેટલાંક ગૃહમંદિરોમાંનું એક ગૃહમંદિર ફોફળીયાપાડામાં મંદિરની નજદીક એક ઘરમાં છે. બીજું ખડાખોટડીના પાડામાં ટાંગડીયાવાડામાં જવાના રસ્તા ઉપર એક મકાનમાં છે. મણીયાતી પાડામાં આવેલ આવું ગૃહમંદિર તો એક સર્વશ્રેષ્ઠ નમૂનો ગણાવી શકાય. તે હાથીદાંતના જડતરથી યુક્ત સુંદર કલાકૃતિવાળું બનાવેલ છે. ઘીયાના પાડામાં પણ એક વૈષ્ણવના ઘરમાં આવું સાદું મંદિર મારા જોવામાં આવ્યું હતું. હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિરમાં આવો એક સુંદર નમૂનો પ૦ પૂ૦ આચાર્ય શ્રી હેમચંદ્રના ચિત્રફલકની પીઠિકા તરીકે મૂકયો છે. આ સિવાય પાટણમાં અનેક જૈનગૃહસ્થોના ઘરોમાં આવા કાષ્ટશિલ્પ ધરાવતાં ગૃહ-મંદિરો હશે, પરંતુ તે માટેની યોગ્ય પિછાન નહિ હોવાથી તેની નોંધ આપી શકાય નહિ.

## ઉપસંહાર :

પાટણમાં જૈનધર્મ અને જૈનસંઘની પ્રતિષ્ઠા પ્રાચીન કાળથી ચાલી આવી છે. જૈન-સમાજે શિલ્પ, સંગીત અને કલાને ખૂબ ઉત્તેજી છે—આવકારી છે. એટલે કાષ્ટશિલ્પકલામાં પણ તેનો ફાળો નાનોસુનો નથી. મંદિરોથી આરંભી નાના મકાનો પર્યંત કાષ્ટશિલ્પો, ફલકો વગેરે સુશોભનોથી લોકો ગૃહોને શણગારતા. જેના કેટલાએ અવશેષો આજે ઘેરઘેરથી જોવા મળે છે. આ સિવાય મકાનોની કાષ્ટશિલ્પકલા, હિન્દુમંદિરોના શિલ્પો અને પ્રતિ-માઓ વગેરે પણ મળે છે. પરંતુ લેખની મર્યાદાને લઈ તે બધાને ન્યાય આપવાનું મુશ્કેલ બન્યું છે. અંતમાં પાટણની કાષ્ટકલાને બિરદાવતાં ગુજરાતના કલાગુરુ શ્રી રવિ-શંકર રાવળના શબ્દોમાં જણાવીશ કે "કાષ્ટશિલ્પના ઉત્તમોત્તમ નમૂના પાટણના ગૃહમંદિરો કે ઘરદહેરાસરો છે. આ અપૂર્વ ભારતીય શિલ્પકૃતિઓની નિકાસ કે વેપાર પર અટકાયત મૂકાવી જોઈએ. મંદિરોના નાના નમૂનાઓ ઉપરાંત કાષ્ટશિલ્પીઓએ જુના મંદિરોની છતોમાં કાષ્ટપૂતળીઓ, નકશીઓ, પ્રસંગો અને નકશીદાર સ્તંભો કોતર્યા છે, એ આરસના સ્તંભોની પૂરી સ્પર્ધા કરે છે."

# સુપાસનાહચરિયંની હસ્તલિખિત પોથીમાંનાં રંગીન ચિત્રો

આગમપ્રભાકર પૂ. મુનિ શ્રીપુણ્યવિજયજી

શ્રી લક્ષ્મણગણિવિરચિત પ્રાકૃત સુપાનાહચરિયંની હસ્તલિખિત પ્રાચીન પ્રતિમાંથી પસંદ કરીને છ સુંદરતમ ચિત્રો આ ગ્રંથમાં આપવામાં આવ્યાં છે. આ પ્રતિ, પાટણના "શ્રીહેમચન્દ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિર" માં ત્યાંના તપાગચ્છીય જૈન સંઘની સમ્મતિથી મૂકાયેલા "તપાગચ્છીય જૈન જ્ઞાનભંડાર" ની છે. આ આખી પોથીમાં શ્રી સુપાર્શ્વનાથચરિત્રમાંના વિવિધ પ્રસંગોને દર્શાવતાં બધાં મળીને ૩૭ ચિત્રો છે, જે પૈકી ૩૧ થી ૩૬ સુધીનાં ચિત્રો પ્રતિના માર્જીનને બાદ કરીને આખા પાનામાં આલેખાયેલાં છે અને બાકીનાં ચિત્રો પાનાના અર્ધા કે ત્રીજા ભાગમાં આલેખાયેલાં છે. દરેક ચિત્રની બાજુમાં ચિત્રનો ક્રમાંક અને પરિચય આપવામાં આવ્યો છે, જેનો ક્રમવાર ઉતારો આ ચિત્રપરિચયમાં આપવામાં આવશે. પ્રતિમાંના ૨૦, ૪૩, અને ૩૩૨ એ ત્રણ પાનાં ખોવાઇ જવાને કારણે કે જીર્ણ થવાને કારણે નવાં લખાયેલાં છે અને તેમાં ચિત્રો પણ આલેખવામાં આવ્યા છે, જે મૂળ ચિત્રકળાને પહોંચી શકતાં નથી. આ કારણસર પ્રતિમાં ક્રમાંક ૨-૩-૧૫-૧૬ અને ૩૧ એમ પાંચ ચિત્રો નવીન છે, જ્યારે બાકીનાં બધાં જ ચિત્રો પ્રાચીન અને બરાબર સુવ્યવસ્થિત રીતે સચવાયેલાં છે. આખી પ્રતિ લગભગ જીર્ણદશાએ પહોંચવા છતાં તે આજ સુધી જે રીતે સચવાએલી છે એ રીતે સચવાશે તો હજુ પણ બીજી બે-ચાર સદીઓ સુધી પ્રતિને કે ચિત્રોને આંચ આવે તેમ નથી.

આ પ્રતિનો નંબર ૧૫૦૬૯ છે અને તેની પત્રસંખ્યા ૪૪૩ છે. પ્રતિની લંબાઇ-પહોળાઇ ૧૧। × ૪।।। ઇંચની છે. પાનાની દરેક બાજુ પર બાર લીટીઓ અને દરેક લીટીમાં ૩૨ થી ૩૮ અક્ષરો લખેલા છે. પ્રતિની લિપિ સુંદર અને સચિત્ર સુંદર પોથીમાં શોભે તેવી છે. પ્રતિ વિક્રમ સંવત ૧૪૭૯-૮૦માં લખાયેલી છે. તેના અંતમાં નીચે પ્રમાણે લેખનસમયાદિને સૂચવતી પુષ્પિકા છે :

संवत् १४८० वर्षे । शाके १३४५ [illegible] वर्त्तमाने । ज्येष्ठ वदी १० शुक्रे ववकरणें । मेदपाटदेशे । देव कुलवाटके । राजाधिराजराणामोकलविजयराज्ये । श्रीमद्‌वृहद्‌गच्छे । मड्डाहडीय भट्टारक श्रीहरिभद्रसूरिपरिवारभूषण पं० भावच[illegible] शिष्यलेशेन । मुनि। हीराणंदेन लिलिखिरे ।

नंदे मुनौ युगे चंद्रे १४७९ ज्येष्ठमासे सितेतरे ।
दशम्यां लेखयामास शुभाय ग्रन्थपुस्तकम् ॥ १ ॥
नद-मुनि-वेद-चंद्रे वर्षे श्रीविकमस्य ज्येष्ठशिते ।
अलिखत् सुपार्श्वचरितं हीराणंदो मुनींद्रोऽयम् ॥ २ ॥

આ પુષ્પિકામાં એટલું જણાવવામાં આવ્યું છે કે વિ. સં. ૧૪૭૯માં મેદપાટ મેવાડ દેશના દેવકુલવાટક—દેલવાડામાં રાણા શ્રીમોકલના રાજ્યમાં બૃહદ્‌ગચ્છાંતર્ગત મડ્ડાહડીય આચાર્યશ્રી હરિભદ્રસૂરિના શિષ્ય ભાવચંદ્રના શિષ્ય હીરાણંદે આ પ્રતિ લખી છે.

## 'સુપાસનાહચરિય'ની હસ્તલિખિત પોથીમાંનાં રંગીન ચિત્રો

પ્રતિની પુષ્પિકામાં એ જણાવવામાં નથી આવ્યું કે પ્રતિમાંનાં ચિત્રો હીરાણંદ-મુનિએ પોતે આલેખેલાં છે કે કોઇ નિષ્ણાત ચિત્રકારે આલેખેલાં છે. સંભવત: હીરાણંદના આલેખેલાં ચિત્રો નહિ હોય. છતાં એ પ્રશ્ન સામાન્ય રીતે અણઉકેલ્યો જ ગણાય.

ચિત્રોની લંબાઈ પહોળાઈ વધારેમાં વધારે ૮।।×૪।।। ઈંચની છે અને ઓછામાં ઓછી ૩।×૪।।। ઇંચ છે. મોટા ભાગનાં ચિત્રો ૩।×૪।।। ઇંચનાં છે. કોઇ કોઇ ચિત્ર ૪।।×૪।।। ઇંચના પણ છે. ચિત્રોમાં લાલ, લીલો, પીળો, આસમાની, ગુલાબી, કાળો, સફેદ, સોનેરી અને રૂપેરી એમ નવ રંગનો ઉપયોગ કરવામાં આવ્યો છે. રંગોની બનાવટ અને મિશ્રણો અતિશ્રેષ્ઠ હોઈ પ્રત પ્રાચીન અને તે સાથે જીર્ણ થવા છતાં રંગોની ચમક અને તેનું સૌષ્ઠવ આજે પણ આંખને આકર્ષે છે આપણે ત્યાં પ્રાચીન કાળથી ઘણા ઘણા રંગોનું નિર્માણ અને તેનો ઉપયોગ થતો હતો, જેનું ભાન આપણને પ્રાચીન ગ્રંથોમાંના ચિત્રો અને પ્રાચીન ચિત્રપટ્ટિકાઓના દર્શનથી થાય છે. આ રંગો મુખ્યત્વે વનસ્પતિ. માટી અને ધાતુઓમાંથી બનતા હતા. જેને લગતા ઘણા ઘણા ઉલ્લેખો આપણને પ્રાચીન ગ્રંથોમાં અને ખાસ કરીને વિપ્રકીર્ણ પ્રાચીન પાનાંઓમાંથી મળી આવે છે. આવા કેટલાક ઉલ્લેખોની નોંધ મેં ભાઈ સારાભાઈ નવાબ સંપાદિત "ચિત્રકલ્પદ્રુમ"માંના મારા "ભારતીય જૈન શ્રમણસંસ્કૃતિ અને જૈન લેખનકળા" નામના અતિવિસ્તૃત લેખમાં આપી છે. તે પછી આને લગતા બીજા કેટલાય ઉલ્લેખો મળી આવ્યા છે. આથી ચિત્રકળા આદિ માટે ઉપયોગી રંગો બનાવવાની કુશળતા આપણે ત્યાં કેટલી અને કેવી હતી તેનો આપણને ખ્યાલ આવી શકે છે.

પ્રાચીન ચિત્રકળાના નિર્માણ સામે આજની કેટલીક વિધવિધ માન્યતા, કલ્પના અને તર્કોઆક્ષેપો હોવા છતાં આ ચિત્રોના નિર્માણમાં એક વિશિષ્ટ પરંપરા હતી, એમાં તો જરાય શંકાને સ્થાન નથી. એ નિર્માણ પાછળના કેટલાક ખ્યાલો વીસરી જવાને કારણે એ ટીકાસ્પદ બને, એ કોઇ ખાસ વસ્તુ ન ગણાય. એટલે પ્રસ્તુત ચિત્રોનું નિરીક્ષણ કરનારે અમુક વિશિષ્ટ દૃષ્ટિએ તેનું અવલોકન કરવું જોઇએ. આ ચિત્રો આપણા પ્રાચીન રીત-રિવાજો, સંસ્કૃતિ, વેષ-વિભૂષા આદિ અનેક બાબતો ઉપર વિશિષ્ટ પ્રકાશ પાડે છે, એ એક ખાસ ધ્યાનમાં રાખવા જેવી વસ્તુ છે. આટલું ટૂંકમાં જણાવ્યા પછી હવે પ્રતિમાં જે ક્રમે ચિત્રો અને તેનો પરિચય નોંધાયેલો છે તેનો ઉતારો આ નીચે આપવામાં આવે છે:

| पत्र-पृष्ठ | चित्रांक चित्रपरिचय |
|---|---|
| १–२ | १. श्रीसुपार्श्वजिन: |
| २–१ | २. श्रीसरस्वती देवी |
| २–२ | ३. गुरुमूर्ति |
| २२–२ | ४. प्रथम भव । मध्यमउवरिम ग्रिवेके भोग्य |
| २५–१ | ५. भाद्रपद वहुलाष्टमी सुमिनानि पश्यति |
| २५–२ | ६. गजादि चतुर्दश सुमिनानि १४ |
| २७–१ | ७. राजा श्रीसुपइठ्ठ । राजाग्रे सुपिनानि कथयति राज्ञी । |
| २८–१ | ७. चारणमुनि सुप्नफलं विचारयति । राजा सुपइठ सुणति । |

| पत्र–पृष्ठ | चित्रांक | चित्रपरिचय |
|---|---|---|
| २९–१ | ९. | राजा श्रीदानं ददंति स्वप्नपाठकानाम् |
| ३१–१ | १०. | राज्ञी पुहमिदेवी प्रसूता ज्येष्ठ उज्ज्वला द्वादशी । सुपार्श्वजन्म |
| ३८–१ डाबी बाजूए | ११. | सुरगिरौ इंद्र स्नात्रं करोति |
| ३८–१ जमणी बाजूए | १२. | सुरा स्नात्रवेलां नानाशब्देन वाद्यतं कुरुते |
| ४२–२ डाबी बाजूए | १३. | राज्ञी वासभवण |
| ४२–२ जमणी बाजूए | १४. | राजा श्रीसुपइट्ठ पुत्रदसणं करणार्थे आगत |
| ४३–२ डाबी बाजूए | १५. | ... |
| ४३–२ जमणी बाजूए | १६. | ... |
| ५०–२ | १७. | श्रीसुपार्श्वे पाणिग्रहण भार्या सोमा सहित |
| ५२–२ | १८. | राजा श्रीसुपार्श्वे सूर्यमंडलं असितं पश्यति प्रतिबुद्ध |
| ६०–१ | १९. | सहसांबवणे दीक्षां गृह्णयति जगन्नाथ ज्येष्ठ शुदि १३ |
| ६२–१ | २०. | जगन्नाथु परमान्नं पारयति । महिंदु पारावयति । महिंदगृहे सुवर्ण रत्न वृष्टि । देव महोत्सव |
| ६४–२ डाबी बाजूए | २१. | केवलज्ञानं उत्पन्नं सिरीस वृक्षतले फागु व ६ |
| ६३–२ जमणी बाजूए | २२. | समोसरणु |
| ६८–१ | २३. | समवसरण । अशोक चेत्यवृक्ष धनु क २४०० । सोमा नामा भार्या पुत्रसहिता वँदनायागता |
| ६९–१ | २४. | श्रीसुपार्श्वजिन समवरण । विरुद्ध जीव देसणा श्रृण्वंति |
| ७३–१ | २५. | सोमा नाम पत्नीं दीक्षा दीयते । पउत्तिणीपदे स्थापिता । अनेक भव्यजना दीक्षां गृह्न्ति देशनाप्रतिबुद्धा |
| ७५–२ | २६. | श्रीनंदवद्धणपुराधिपति राजा श्रीविजयवद्धण प्रतिबुद्ध दीक्षा गृहीता । |
| ७६–१ | २७. | श्रीसुपार्श्वे देशनां कुरते । पादपद्मभ्रमर राजा दान विरति । सम्यक्त्वादि सातीचार द्वादशव्रतादि व्याख्यान |
| ७६–२ | २८. | कुमुदचं उपाध्याय चम्पकमालां पठावयति |
| १३१–१ | २९. | कालीकादेवी वीसभुजा । भीमकुमरमित्र । कापालिक रूप । भीमकुमरः शिलां क्षिपति । भीमकुमर रूपः । तत्र हस्त । खड्गं गृह्णाति । कृष्णभुजारूढो आकाशे व्रजति भीमः । महिषारूढा देवी रुंडमालहारा |

पत्र–पृष्ठ चित्रांक चित्रपरिचय

२६६–२ ३०. उपर—सहकारतले श्रुतज्ञानिन मुनिं कीरी नमस्करोति
नीचे—रिपुमर्दनराजाग्रे शुकः शुकी संवादं कुर्वंति

३१. आखा पानामां चित्र छे.
डावी वाजू—राज्ञश्चरणें श्मशानभूमिकायां वेताला नमंति
२३३–२ जमणी वाजू—वेंताल धाविनि बधरूपा

३२. आखा पानामां चित्र छे.
डावी वाजू—राजा सभायामुपविष्टः। वेतालश्छत्रं धरति
३८६–१ जमणी वाजू—वेताल नृत्य कुर्वंति। एकः तुलाहस्तो नृत्यति
वृद्धरूपः

३३. आखा पानामां चित्र छे.
डावी वाजू—राजा सभायां उपविष्टः। विक्रमराजा
३८७–१ जमणी वाजू—आकाशात् खेटक खड्गधारी वेताल उत्तरितः
वेंताल युद्धं करोति राजपुरुषैः सार्धम्

३४. आखा पानामा चित्र छें.
डावी वाजू—शखकुमरः वेंतालं प्रति धावितः। राजानं प्रति
वदति पादौं लगित्वा
जमणी वाजू—वेतालरूपं युध्यमानम्। अत्र वनमध्ये सूरयः
४३९–१ संति केचित्। दृष्टाः कुमरेण। वाहुभ्यां मिलापकं
४४०–२ कुर्वंति द्वौ पुरुषौ

३५ वनमध्ये गणधरः समागतः। दिन्नगणधरः

३६. आखा पानामां चित्र छे
डावी वाजू—श्रीसुपार्श्वजिन शैलेशीध्यानमाश्रितः सम्मेतशिखरोपरि
वचमां—देवा मृतकविमानमुत्पाटयति। तीर्थंकरस्य उत्सव
४४१–१ जमणी वाजू—श्रीसुपार्श्वजिनदेवस्य देवा अंगसंस्कार कुर्वंति
सम्मेतशैलोपरि

३७ श्रीसुपार्श्वजिना मुक्ति प्राप्ताः

આ ઉતારો સુપાસનાહચરિયની હસ્તલિખિત પ્રતિમાં ચિત્રોની બાજુમાં જે ચિત્ર-પરિચય આદિ લખેલ છે તેનો અક્ષરશઃ મૂળમાં છે તેવો આપવામાં આવ્યો છે. એ શુદ્ધ સંસ્કૃત ભાષામાં નથી પણ મિશ્રિત ભાષામાં છે. છતાં એ પરિચય સંસ્કૃતપ્રધાન ભાષામાં છે એ સ્પષ્ટ દેખાય છે. પ્રસ્તુત સ્મારક ગ્રંથમાં ઉપર નોંધેલાં ૩૭ ચિત્રોમાંથી પસંદ કરીને સુંદર છ ચિત્રો છાપવામાં આવ્યાં છે.

પ્રથમ ચિત્ર પ્રતિમાં ૧૩ મું છે, જેમાં ભગવાન શ્રીસુપાર્શ્વનાથની માતા પોતાના પુત્રને લઇને પારણામાં બેઠાં છે અને પુત્રને રમાડી રહ્યાં છે.





चित्र नं. २. सोमा राजकुमारी साथे भगवाननुं पाणिग्रहण

←चित्र नं १. वासभवनमां पृथ्वीमाता साथे भगवान् श्रीसुपार्श्वनाथ



चित्र नं. ४. श्रीसुपार्श्वनाथ स्वामिना प्रथम दिन्न गणधरनुं वनमां आगमन अने पर्षदा समक्ष धर्मोपदेश







१ २ ३

चित्र ६. भगवान् श्रीसुपार्श्वनाथ स्वामीनुं निर्वाणकल्याणक

१ सातमा तीर्थंकर श्रीसुपार्श्वनाथ भगवाननुं समेतशिखर गिरि उपर कायोत्सर्ग मुद्रामां निर्वाण

२ भगवान् श्रीसुपार्श्वनाथ स्वामिना देहने शिबिकामां पधरावी देवोए उजवेली निर्वाणयात्रा

३ समेतशिखर गिरि उपर भगवानना देहनो अग्निसंस्कार

બીજું ચિત્ર પ્રતિમાં ૧૭ મું છે, જેમાં સુપાર્શ્વનાથ સોમા નામની રાજકુમારીને પરણી રહ્યા છે એ પ્રસંગનું દર્શન છે. એટલે એમાં ચોરીનો અને હસ્તમેળાપનો પ્રસંગ દેખાડવામાં આવ્યો છે.

ત્રીજું ચિત્ર પ્રતિમાં ૧૯ મું છે, જેમાં ભગવાનના દીક્ષાપ્રસંગનું દર્શન છે. એટલે ભગવાનને કેશલુંચન કરતા બતાવવામાં આવ્યા છે. આ ચિત્રમાં વૃક્ષોને અતિસુંદર રીતે ચીતરવામાં આવ્યાં છે, જેથી ચિત્ર આકર્ષક બને છે.

ચોથું ચિત્ર પ્રતિમાં ૩૫ મું છે. એમાં શ્રીસુપાર્શ્વનાથસ્વામીના મુખ્ય પટ્ટગણધર, જેમનું નામ દિન્નગણધર છે, તે વનમાં પર્ષદા સામે ઉપદેશ કરી રહ્યા છે. આ ચિત્રમાં વૃક્ષોનું સુંદર આલેખન અને રસપૂર્વક ઉપદેશને ઝીલતી પર્ષદાનું વિનીત ભાવભર્યું ચિત્ર દોરવામાં આવ્યું છે.

પાંચમું ચિત્ર પ્રતિમાં ૩૬ મું છે ને તે ભગવાનના નિર્વાણ-કલ્યાણકને લગતા ઉત્સવાદિના પ્રસંગને લગતું છે. આ ચિત્રકારે ત્રણ વિભાગમાં આલેખ્યું છે. પ્રથમ વિભાગમાં ભગવાન સમ્મેતશિખરગિરિ ઉપર શૈલેશીધ્યાન—અંતિમ સમાધિ લે છે એ દેખાડેલ છે. વચલા ચિત્રમાં ભગવાનના દેહને શિબિકામાં પધરાવી દેવતાઓને નિર્વાણ-મહોત્સવ ઉજવતા બતાવ્યા છે અને છેલ્લા ચિત્રમાં ભગવાનના દેહનો અગ્નિસંસ્કાર દર્શાવ્યો છે. અગ્નિની જ્વાળાઓની વચમાં બળતા ભગવાનના દેહનું દર્શન આમાં સુંદર રીતે આલેખવામાં આવ્યું છે.

છઠ્ઠું ચિત્ર પ્રતિમાં ૩૭ મું એટલે અંતિમ ચિત્ર છે. એમાં ભગવાન શ્રીસુપાર્શ્વ-નાથસ્વામીને સિદ્ધિપદમાં પ્રાપ્ત થયાનું આલેખન છે.

આમ આ ભાવને સૂચવતાં છ ચિત્રો આ સ્મારક ગ્રંથમાં આપવામાં આવ્યાં છે, જે પ્રાચીન ગ્રંથસ્થ ચિત્રકળાના અપૂર્વ નમૂનારૂપ છે અને સ્મારકગ્રંથની શોભાનું અજોડ પ્રતીક છે.

(આચાર્ય વિજયવલ્લભસૂરિ સ્મારક ગ્રંથમાંથી સાભાર ઉદ્ધૃત)



# દીર્ઘ તપસ્વી શ્રી જિનઋદ્ધિસૂરિ

### ફુલચંદ હરિચંદ દોશી 'મહુવાકર'

---

પૂજ્યપાદ પ્રાત:સ્મરણીય વચનસિદ્ધ પુણ્યપ્રભાવક મુનિશ્રી મોહનલાલજી મહારાજના પ્રશિષ્યરત્ન
ઘાણા તીર્થોદ્ધારક દીર્ઘતપસ્વી આચાર્યશ્રી જિનઋદ્ધિસૂરિજીની જીવનરેખાના દર્શન કરીએ.
વૈષ્ણવ સંપ્રદાયના પ્રસિદ્ધ તીર્થ લોહાગરજીની પાસેના ગામમાં ગૌબ્રાહ્મણ કુટુંબમાં રેવા માતાની
કુક્ષિએ પૂર્ણિમાના દિવસે એક પુત્ર રત્નનો જન્મ થયો. પિતા ખેતીનો ધંધો કરતા હતા. પુત્રનું નામ
રામકુમાર રાખવામાં આવ્યું. રામકુમારને બાળપણથી સંધ્યા પૂજા તરફ પ્રેમ હતો. નાનપણથી નવું
નવું જાણવાની ટેવ. કોઈ દેવ–દેવી કે પીર–પેગંબરનું સ્થાન સાંભળે ત્યાં દોડી જાય. બધા પાસે
'ચમત્કાર'ની માગણી કરે. રામકુમારને પાસેના ચુરૂ ગામે જવાની ભાવના થઈ. એક જૈન મિત્ર સાથે
માતા પિતાની આજ્ઞા મેળવી ચુરૂ ગયો.

ચુરૂની હવેલીઓ, બજાર, ભવ્ય મંદિર, મનોહર મૂર્તિઓ જોઈજોઈને રામકુમારના અંતરમાં
આનંદની ઉર્મિઓ ઉછળી રહી.

રાજપૂતાનાના બીકાનેર રાજ્યના ચુરૂ શહેરમાં બૃહત ખરતર ગચ્છની મોટી ગાદી હતી. આ
ઉપર વૈદક અને જ્યોતિષ વિદ્યાના જાણકાર પ્રતાપી યતિવર્યો થયા હતા. આ યતિ પરંપરામાં શ્રી
ચીમન રામજી ગાદીપતિ હતા. યતિ ચીમન રામજીને બાળક રામકુમારની તેજસ્વી મુખાકૃતિ તથા
ધર્મભાવના જોઈને મમતા જાગી. માતા પિતા તો ભદ્રિક હતા. મહારાજશ્રીના ભક્ત શ્રી કાનમલજીએ
તેના માતા પિતાને સમજાવ્યા. યતિવર્યે પણ રામકુમાર તપ અને ત્યાગ દ્વારા જૈન ધર્મનો ઉદ્યોત
કરશે તેમ દર્શાવી માતા પિતાની સંમતિ મેળવી લીધી. રામકુમારના આનંદનો પાર નહોતો. તેને
તો માગ્યા મેઘ વરસ્યા.

રામકુમાર અને ઋદ્ધિકરણ બન્ને ગુરૂ ભાઈઓ એક સાથે ઉછર્યા, સાથે અભ્યાસ કર્યો. આ
બે શિષ્યોને યતિ દીક્ષા અપાવવાનો વિચાર કર્યો. સં. ૧૯૪૮ના ફાગણ સુદિ ૨ ના મંગળ દિવસે
શ્રી સંઘની હાજરીમાં યતિવર્ય શ્રી ચીમન રામજીએ બન્ને ગુરૂ ભાઈઓને યતિ દીક્ષા આપી. શ્રી
સંઘે બન્નેને આનંદ ઉલ્લાસથી વધાવ્યા. યતિવર્યોએ મંગળ આશીર્વાદ આપ્યા. રામકુમારજીનો
અભ્યાસ વધવા લાગ્યો. સવારમાં વહેલા પ્રાતઃ ક્રિયાથી પરવારી શ્રદ્ધાળુજનોને માંગલિક સંભળાવતા.
યતિવર્યની સેવા કરતા હતા. રામકુમારજીમાં ત્યાગ ભાવના વિશેષ હતી. તપશ્ચર્યા તરફ વિશેષ લક્ષ

રહેતું. તેઓ ગાદીના વારસ થવાના છે. ગાદીપતિ થવાનો યોગ હતો પણ ત્યાગ ભાવનાથી રંગાએલ રામકુમારજી પોતાની ભાવનાની સિદ્ધિ માટે આલીશાન ઉપાશ્રય, યતિવર્યની સમૃદ્ધિ, સુખ સાહ્યબી છોડી ચુપચાપ ચાલી નીકળ્યા. જીવનદાતા ગુરૂવર્ય, ચુરૂની પવિત્ર ભૂમિ, મંદિરોને મહાલયોની છેલ્લી વિદાય લીધી. ત્યાગને યોગનું ભાથુ લઈને ભાગ્ય દોરી જાય ત્યાં જવા પ્રયાણ કર્યું.

મુસાફરી કરતાં કરતાં આબુના બેનમુન કલાત્મક મંદિરોનાં દર્શન કર્યાં જુનાગઢ આવી ગિરનારની યાત્રા કરી. તીર્થાધિરાજ શત્રુંજયની યાત્રાની ભાવનાથી પાલીતાણા આવી પહોંચ્યા. મંદિરોના નગર શત્રુંજયની યાત્રા કરી. તીર્થાધિરાજ આદીશ્વર દાદાની અનુપમ, ભવ્ય, તેજ તેજના અંબાર અને અલૌકિક જ્યોતિર્મયી ચમત્કારી મૂર્તિના દર્શન કરી આનંદ ઉલ્લાસથી આપણા રામકુમારજીનું હૃદય નાચી ઉઠ્યું.

અહીં પાલીતાણામાં ઉત્તમ ક્રિયાપાત્ર-વચન સિદ્ધિવાળા, યશ નામકર્મના ઉદયવાળા શ્રી મોહનલાલજી મહારાજ બિરાજતા હતા. આવા ગુરૂરાજના દર્શન કરીને રામકુમારજીને દીક્ષાની ભાવના જાગી. પૂજ્યશ્રીને પોતાની ભાવના દર્શાવી અને ગુરૂદેવે રામકુમારની દીક્ષા માટે ઉન્નત ભાવના જાણીને સં. ૧૯૪૮ના અષાડ શુદિ ૬ના દિવસે તીર્થાધિરાજ શત્રુંજયની છાયામાં પાલીતાણામાં ચતુર્વિધ સંઘની માનવમેદની વચ્ચે ઠાઠમાઠપૂર્વક રાજકુમારને દીક્ષા આપી. પોતાના વડીલ શિષ્ય શ્રી યશો મુનિના શિષ્ય તરીકે શ્રી 'ઋધ્ધિ મુનિ' નામ સ્થાપન કર્યું.

આપણા ચરિત્ર નાયક અભ્યાસમાં લાગી ગયા. તપશ્ચર્યા તો ચાલુ હતી. આવા પરમ ઉપકારી, પ્રભાવશાળી, વયોવૃદ્ધ, જ્ઞાન પ્રભાયુક્ત, સર્વમાન્ય ગુરૂદેવની સેવાને લ્હાવો મળ્યો તેથી તેઓ પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યા. ગુરૂકૃપાના તેઓ ભાગી બન્યા અને ઋદ્ધિ મુનિમાં સરળતા, સૌમ્યતા, શાંતિ, સેવાભાવના અને લઘુતા પ્રગટયાં. ગુરૂ સેવા એ પરમ કલ્યાણકારી છે તેમ અનુભવ થયો.

ગુરૂદેવની સાથે ઘણાં ચાતુર્માસ કર્યાં. સં. ૧૯૬૬ માં પં. શ્રી યશો મુનિએ શ્રી ઋદ્ધિ મુનિને ગ્વાલીઅર શહેરમાં ધામધુમપૂર્વક પન્યાસ પદવીથી વિભૂષિત કર્યા. આ પ્રસંગે શેઠ નથમલજી ગુલેચ્છાએ આઠ દિવસનો મહોત્સવ કર્યો હતો.

સાધુજીવનમાં તપશ્ચર્યા એ આત્મ સાક્ષાત્કાર માટે અમોઘ ઉપાય છે. આચાર્યશ્રી જીવનભર તપસ્વી રહ્યા. ૮૧ ૮૧ આયંબિલ, ચાર ચાર માસ ત્રણ ત્રણ માસ એકાંતરે ઉપવાસ અને આયંબિલ વૃદ્ધાવસ્થા હોવા છતાં ઉગ્ર તપશ્ચર્યા રૂપ અઠ્ઠમે અઠ્ઠમે પારણું ચાર ચાર માસ સુધી અઠ્ઠમની તપશ્ચર્યા ચાલુ રાખી ભકતો અને શિષ્યોને ચકિત કરી દીધા હતા.

વર્ષોથી મહાયોગીની જેમ રાત્રિના બબ્બે ત્રણ ત્રણ વાગે ઉઠીને ધ્યાનમાં બેસી જતા અને સવારના માંગલિક સ્તોત્રોનો પાઠ કરતા. તેઓ યોગનિષ્ઠ, વચનસિદ્ધ અને પ્રભાવિક હતા.

# દીર્ઘ તપસ્વી શ્રી જિનઋદ્ધિસૂરિ

ફુલચંદ હરિચંદ દોશી 'મહુવાકર'

---

**પૂજ્યપાદ પ્રાત:સ્મરણીય વચનસિદ્ધ પુણ્યપ્રભાવક મુનિશ્રી મોહનલાલજી મહારાજના પ્રશિષ્યરત્ન થાણા તીર્થોદ્ધારક દીર્ઘતપસ્વી આચાર્યશ્રી જિનઋદ્ધિસૂરિજીની જીવનરેખાના દર્શન કરીએ.**

વૈષ્ણવ સંપ્રદાયના પ્રસિદ્ધ તીર્થ લોહાગરજીની પાસેના ગામમાં ગૌડબ્રાહ્મણ કુટુંબમાં રેવા માતાની કુક્ષિએ પૂર્ણિમાના દિવસે એક પુત્ર રત્નનો જન્મ થયો. પિતા ખેતીનો ધંધો કરતા હતા. પુત્રનું નામ રામકુમાર રાખવામાં આવ્યું. રામકુમારને બાળપણથી સંધ્યા પૂજા તરફ પ્રેમ હતો. નાનપણથી નવું નવું જાણવાની ટેવ. કોઈ દેવ–દેવી કે પીર–પેગંબરનું સ્થાન સાંભળે ત્યાં દોડી જાય. બધા પાસે 'ચમત્કાર'ની માગણી કરે. રામકુમારને પાસેના ચુરૂ ગામે જવાની ભાવના થઇ. એક જૈન મિત્ર સાથે માતા પિતાની આજ્ઞા મેળવી ચુરૂ ગયો.

ચુરૂની હવેલીઓ, બજાર, ભવ્ય મંદિર, મનોહર મૂર્તિઓ જોઈજોઇને રામકુમારના અંતરમાં આનંદની ઉર્મિઓ ઉછળી રહી.

રાજપૂતાનાના બીકાનેર રાજ્યના ચુરૂ શહેરમાં બૃહત ખરતર ગચ્છની મોટી ગાદી હતી. આ ઉપર વૈદક અને જ્યોતિષ વિદ્યાના જાણકાર પ્રતાપી યતિવર્યો થયા હતા. આ યતિ પરંપરામાં શ્રી ચીમન રામજી ગાદીપતિ હતા. યતિ ચીમન રામજીને બાળક રામકુમારની તેજસ્વી મુખાકૃતિ તથા ધર્મભાવના જોઇને મમતા જાગી. માતા પિતા તો ભદ્રિક હતા. મહારાજશ્રીના ભકત શ્રી કાનમલજીએ તેના માતા પિતાને સમજાવ્યા. યતિવર્યે પણ રામકુમાર તપ અને ત્યાગ દ્વારા જૈન ધર્મનો ઉદ્યોત કરશે તેમ દર્શાવી માતા પિતાની સંમતિ મેળવી લીધી. રામકુમારના આનંદનો પાર નહોતો. તેને તો માગ્યા મેઘ વરસ્યા.

રામકુમાર અને ઋદ્ધિકરણ બન્ને ગુરૂ ભાઇઓ એક સાથે ઉછર્યા, સાથે અભ્યાસ કર્યો. આ બે શિષ્યોને યતિ દીક્ષા અપાવવાનો વિચાર કર્યો. સં. ૧૯૪૮ના ફાગણ સુદિ ૨ ના મંગળ દિવસે શ્રી સંઘની હાજરીમાં યતિવર્ય શ્રી ચીમન રામજીએ બન્ને ગુરૂ ભાઇઓને યતિ દીક્ષા આપી. શ્રી સંઘે બન્નેને આનંદ ઉલ્લાસથી વધાવ્યા. યતિવર્યોએ મંગળ આશીર્વાદ આપ્યા. રામકુમારજીનો અભ્યાસ વધવા લાગ્યો. સવારમાં વહેલા પ્રાતઃ ક્રિયાથી પરવારી શ્રદ્ધાળુજનોને માંગલિક સંભળાવતા. યતિવર્યની સેવા કરતા હતા. રામકુમારજીમાં ત્યાગ ભાવના વિશેષ હતી. તપશ્ચર્યા તરફ વિશેષ લક્ષ

રહેતું. તેઓ ગાદીના વારસ થવાના છે. ગાદીપતિ થવાનો યોગ હતો પણ ત્યાગ ભાવનાથી રંગાએલા રામકુમારજી પોતાની ભાવનાની સિદ્ધિ માટે આલીશાન ઉપાશ્રય, યતિવર્યની સમૃદ્ધિ, સુખ સાહ્યબી છોડી ચુપચાપ ચાલી નીકળ્યા. જીવનદાતા ગુરૂવર્ય, ચુરૂની પવિત્ર ભૂમિ, મંદિરોને મહાલયોની છેલ્લી વિદાય લીધી. ત્યાગને યોગનું ભાથુ લઈને ભાગ્ય દોરી જાય ત્યાં જવા પ્રયાણ કર્યું.

મુસાફરી કરતાં કરતાં આબુના બેનમુન કલાત્મક મંદિરોનાં દર્શન કર્યાં જુનાગઢ આવી ગિરનારની યાત્રા કરી. તીર્થાધિરાજ શત્રુંજયની યાત્રાની ભાવનાથી પાલીતાણા આવી પહોંચ્યા. મંદિરોના નગર શત્રુંજયની યાત્રા કરી. તીર્થાધિરાજ આદીશ્વર દાદાની અનુપમ, ભવ્ય, તેજ તેજના અંબાર અને અલૌકિક જ્યોતિર્મયી ચમત્કારી મૂર્તિના દર્શન કરી આનંદ ઉલ્લાસથી આપણા રામકુમારજીનું હૃદય નાચી ઉઠયું.

અહીં પાલીતાણામાં ઉત્તમ ક્રિયાપાત્ર-વચન સિદ્ધિવાળા, યશ નામકર્મના ઉદયવાળા શ્રી મોહનલાલજી મહારાજ બિરાજતા હતા. આવા ગુરૂરાજના દર્શન કરીને રામકુમારજીને દીક્ષાની ભાવના જાગી. પૂજ્યશ્રીને પોતાની ભાવના દર્શાવી અને ગુરૂદેવે રામકુમારની દીક્ષા માટે ઉન્નત ભાવના જાણીને સં. ૧૯૪૮ના અષાડ શુદિ ૬ના દિવસે તીર્થાધિરાજ શત્રુંજયની છાયામાં પાલીતાણામાં ચતુર્વિધ સંઘની માનવમેદની વચ્ચે ઠાઠમાઠપૂર્વક રાજકુમારને દીક્ષા આપી. પોતાના વડીલ શિષ્ય શ્રી યશો મુનિના શિષ્ય તરીકે શ્રી 'ઋધ્ધિ મુનિ' નામ સ્થાપન કર્યું.

આપણા ચરિત્ર નાયક અભ્યાસમાં લાગી ગયા. તપશ્ચર્યા તો ચાલુ હતી. આવા પરમ ઉપકારી, પ્રભાવશાળી, વયોવૃદ્ધ, જ્ઞાન પ્રભાયુક્ત, સર્વમાન્ય ગુરૂદેવની સેવાનો લ્હાવો મળ્યો તેથી તેઓ પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યા. ગુરૂકૃપાના તેઓ ભાગી બન્યા અને ઋદ્ધિ મુનિમાં સરળતા, સૌમ્યતા, શાંતિ, સેવાભાવના અને લઘુતા પ્રગટયાં. ગુરૂ સેવા એ પરમ કલ્યાણકારી છે તેમ અનુભવ થયો.

ગુરૂદેવની સાથે ઘણાં ચાતુર્માસ કર્યાં. સં. ૧૯૬૬ માં પં. શ્રી યશો મુનિએ શ્રી ઋદ્ધિ મુનિને ગ્વાલીઅર શહેરમાં ધામધુમપૂર્વક પન્યાસ પદવીથી વિભૂષિત કર્યા. આ પ્રસંગે શેઠ નથમલજી ગુલેચ્છાએ આઠ દિવસનો મહોત્સવ કર્યો હતો.

સાધુજીવનમાં તપશ્ચર્યા એ આત્મ સાક્ષાત્કાર માટે અમોઘ ઉપાય છે. આચાર્યશ્રી જીવનભર તપસ્વી રહ્યા. ૮૧ ૮૧ આયંબિલ, ચાર ચાર માસ ત્રણ ત્રણ માસ એકાંતરે ઉપવાસ અને આયંબિલ વૃદ્ધાવસ્થા હોવા છતાં ઉગ્ર તપશ્ચર્યા રૂપ અઠ્ઠમે અઠ્ઠમે પારણું ચાર ચાર માસ સુધી અઠ્ઠમની તપશ્ચર્યા ચાલુ રાખી ભક્તો અને શિષ્યોને ચકિત કરી દીધા હતા.

વર્ષોથી મહાયોગીની જેમ રાત્રિના બબ્બે ત્રણ ત્રણ વાગે ઉઠીને ધ્યાનમાં બેસી જતાં અને સવારના માંગલિક સ્તોત્રોનો પાઠ કરતા. તેઓ યોગનિષ્ઠ, વચનસિદ્ધ અને પ્રભાવિક હતા.

વલસાડથી મુંબઇ સુધીના નાના મોટા શહેરો અને ગામોમાં જિન મંદિરો અને ઉપાશ્રયો કરાવવામાં તેમનો જ ઉપદેશ હતો.

બોરડીમાં જૈન વિદ્યાર્થી ભવન કરાવવામાં આચાર્યે પ્રેરણા કરી હતી. જ્યાએ જ્યાએ સંઘોમાં નાના મોટા મતભેદો, કુસંપો મીટાવી શાંતિ સ્થાપન કરી શાસન ઉદ્યોતના કાર્યો કરાવ્યાં હતાં. ખંભાતમાં દાદાશ્રી જિન કુશળ સૂરિજી તથા શ્રી જિન ચંદ્રસૂરિજીની મૂર્તિઓની પ્રતિષ્ઠા કરાવી મનોહર દાદા વાડી બનાવરાવી છે. ખંભાતમાં ચમત્કારિક શ્રી માણીભદ્રની દેરીનો જીર્ણોદ્ધાર પણ કરાવ્યો હતો.

સુરતમાં શ્રી શામળા પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરાવી હતી. કુચેરામાં લગ્ન પ્રસંગે થતાં રાત્રિ જમણો બંધ કરાવ્યાં હતાં. સ્ત્રીઓ સ્વામી વાત્સલ્યમાં જઇ શકતી નહતી વગેરે સુધારા કરાવવામાં આચાર્યશ્રી યશભાગી નીવડયા હતા.

સુરતમાં શ્રી મોહનલાલજી જૈન જ્ઞાન ભંડારને સર્વાંગ સુંદર બનાવવામાં શેઠ નગીનદાસ કપુરચંદભાઈ તથા શેઠ ફકીરચંદ તથા મહેતાજી કપુરચંદભાઇ ઝવેરીને પ્રેરણા આપનાર પણ આચાર્યશ્રી હતા.

તપસ્વી આચાર્યશ્રીએ ઘણી ઘણી જગ્યાએ ઉપધાન તપના ઉદ્યાપનો કરાવ્યા હતા અને સેંકડો બહેન ભાઇઓને તપશ્ચર્યાનું રહસ્ય સમજાવી ધર્મ ઉદ્યોત કરાવ્યો હતો.

સ્થલી પ્રદેશમાં હજારો માઇલોનો વિકટ વિહાર કરી ધર્મથી વિમુખ થતા જતા હજારો ગ્રામવાસીઓને ધર્મનો સચોટ ઉપદેશ આપી ધર્મ માર્ગમાં વાળવાનું ભગીરથ કાર્ય આપણા ચરિત્ર નાયકે કર્યું હતું.

દાદરના શ્રી સંઘની વિનતીથી પન્યાસજી મહારાજ દાદર પધાર્યા. દાદરમાં પ્રતિષ્ઠા મહોત્સવ મંડાયો. હજારો ભાઇ બહેનો ઉમટી આવ્યા. ત્રણ સંઘજમણ કરવામાં આવ્યા. પ્રતિષ્ઠા ધામધુમ પૂર્વક કરવામાં આવી. પ્રતિષ્ઠાને દિવસે આકાશમાંથી વિમાન દ્વારા પુષ્પ વૃષ્ટિ જોઇને દાદરના નગરજનો ચકિત થઇ ગયા. પ્રતિષ્ઠા અંગે ઉપજ પણ ઘણી સારી થઇ.

થાણામાં ચતુર્વિધ સંઘની માનવ મેદની વચ્ચે પન્યાસજીને આચાર્ય પદવીથી વિભૂષિત કરવામાં આવ્યા. આબાલ વૃદ્ધના હૃદય આનંદથી નાચી ઉઠયા.

જન્મભૂમિ ચૂરૂમાં ધર્મનો ઘણો સારો ઉદ્યોત કર્યો. બીકાનેરમાં ઉપધાન તપની માળારોપણ વિધિ આચાર્યશ્રીએ કરાવી અને શાંતમૂર્તિ શ્રી મણિસાગરજી મહારાજને આચાર્યશ્રીની નિશ્રામાં બીકાનેર શ્રી સંઘ સમસ્તની હાજરીમાં આચાર્ય પદવીથી વિભૂષિત કર્યા. ગોગોલાવમાં દહેરાસરજી માટે ઉપદેશ કર્યો અને પ્રેરણા ફળી રૂા. ૨૫૦૦૦) થઇ ગયા અને દહેરાસરજીનું કામ શરૂ થયું.

આચાર્ય શ્રી વિજય વલ્લભ સૂરિના શિષ્ય રત્ન આચાર્ય શ્રી વિજય લલિતસૂરિ ગોગોલાવમાં મળ્યા. ખંભાતમાં સૂરિ સમ્રાટ આચાર્ય શ્રી વિજયનેમિ સૂરીશ્વરજી તથા તેઓશ્રીના વિદ્વાન શિષ્યોના મિલન મધુર હતાં.

આચાર્યશ્રીના અનન્ય ભકત શ્રી હરિચંદભાઇ માણેકચંદની વિનતીથી વીરનગર પધાર્યા અને સૌરાષ્ટ્રના સેવામૂર્તિ શ્રી વીરચંદભાઈની, ગ્રામસેવાની વિવિધ પ્રવૃત્તિઓ જાણી ખુશી થયા. શ્રી વીરચંદભાઇના પાંચે ભાઇઓના વિશાળ પરિવારને મંગળ આશીર્વાદ આપ્યા.

મુંબઇ તરફના વિહારમાં આચાર્યશ્રી દહાણુ પધાર્યા અને પોતાની સુધાભરી વાણીથી ચમત્કાર સર્જ્યો. વિહારની તૈયારી હતી અને આચાર્યશ્રીએ દાહાણુ જેવા મધ્ય સ્થાનમાં ઉપાશ્રય જરૂરી છે તેમ ઇશારત કરી અને ચમત્કાર સર્જાયો, વિહાર બંધ રહ્યો–જમીન શ્રી ધનરાજજી બાફણાએ ભેટ આપી. બાર હજારનું ફંડ થઇ ગયું. દહાણુમાં દહેરાસરજી ને ઉપાશ્રય થયાં અને આચાર્યશ્રીની ભાવના ફળી.

મુંબઇમાં શ્રી મોહનલાલજી જૈન સેન્ટ્રલ લાઇબ્રેરીને સમૃધ્ધ બનાવવા જૈન સમાજના આગેવાનોને પ્રેરણા આપી મોટું ફંડ કરાવ્યું હતું. આચાર્યશ્રી ખરતર ગચ્છના આચાર્ય હોવા છતાં એવા તો ઉદાર દિલના અને સમાજ કલ્યાણ સાધક હતા કે તપ ગચ્છના કે અંચળ ગચ્છના બહેન ભાઇઓને તે પૂજ્ય હતા. તેઓને પર્યુષણ પર્વમાં વ્યાખ્યાનો સંભળાવવા પોતે જાતે જતા અને શિષ્યોને મોકલવાની વ્યવસ્થા કરતા હતા.

થાણામાં બાર બાર વર્ષનો કુસંપ મીટાવી ઐકયતા કરવા આચાર્યશ્રીએ સુધાભર્યા પ્રવચનોથી ચમત્કાર સર્જ્યો હતો. થાણાના કળામય બેનમૂન જિનાલય માટે આચાર્યશ્રીએ ભારે જહેમત ઉઠાવી હતી. થાણાની પ્રતિષ્ઠાનો ભવ્ય મહોત્સવ આજે પણ હજારો ભાવિકો યાદ કરે છે આજે થાણા તો તીર્થધામ બની ગયું છે.

આચાર્યશ્રીની સુધાભરી વાણી સાંભળી માટુંગાના શ્રી બાબુભાઇ નાગજી ગણપતને ધર્મ પ્રભાવનાની ભાવના જાગી. આચાર્યશ્રીએ શ્રી મહાવીર સ્વામીના પાયધુનીના દહેરાસરમાં શ્રી ઘંટાકરણજીની મૂર્તિની પ્રતિષ્ઠા માટે પ્રેરણા કરી અને મહામંગલકારી મૂર્તિ તૈયાર કરાવવામાં આપી અને ૨૦૦૫ના મહાવદી ૬ના રોજ શ્રી બાબુભાઇ પરદેશ ગયેલા હોઇ તેમની સંમતિથી શ્રી હરિચંદ ભાઇના પિતાશ્રી શ્રી માણેકચંદભાઈએ શ્રી ઘંટાકરણની મૂર્તિની પ્રતિષ્ઠા કરી. આજે જાગતી જ્યોત સમી પ્રતિમાના હજારો માનવીઓ દર્શન કરી પાવન થાય છે.

શ્રી વાલકેશ્વરના જૈન સંઘની પ્રતિષ્ઠા મહોત્સવ માટેની વિનતિથી આપણા તપોમૂર્તિ આચાર્યશ્રી જિનઋદ્ધિસૂરિજી વાલકેશ્વર પધાર્યા. પ્રતિષ્ઠા નિમિત્તે અઠ્ઠાઇ મહોત્સવ શરૂ થયો. મંગળ મુહૂર્તે પાંચ પ્રભુજીની પ્રતિમા પધરાવવાની આચાર્યશ્રીએ પ્રતિષ્ઠા કરાવી. ઉપજ પણ સારી થઈ. સંઘમાં આનંદ આનંદ છવાઇ રહયો.

પ્રતિષ્ઠા બાદ શ્રી મહાવીર સ્વામીના દહેરાસરે પાયધુની પધાર્યા. આચાર્યશ્રીના જીવનનો આ છેલ્લો મહોત્સવ બની ગયો.

પાયધુની આવ્યા ને તબીયત બગડવા લાગી—ડોકટર ને વૈદની દવાની કારી ન લાગી. દર્દ વધતું ચાલ્યું પણ પોતે તો જાપમાં રહેતા. દુઃખદર્દની પરવા ન હોતી.

મહાવીર સ્વામીના દહેરાસરના ટ્રસ્ટીઓએ ગુરૂદેવની ખૂબ સેવા શુશ્રૂષા કરી. ગુરૂભકત સેવામૂર્તિ શ્રી ગુલાબ મુનિ તો ગુરૂદેવની આખરી ઘડીઓ જોઇ જોઈને બે અશ્રુ–બિંદુઓ અટકાવી સેવામાં લીન રહેતા હતા. જેઠ સુદ ત્રીજનો દિવસ પસાર થઇ ગયો. રાત્રિના તબીયત બગડી. સ્તોત્રો ચાલુ હતા. આચાર્યશ્રીનો જાપ ચાલુ હતો. સવારના છ વાગે વધારો લાગ્યો. તેજ સમયે ચાર આહારના પચ્ચખ્ખાણ કરાવ્યા. બરાબર છ ને ચાલીસ મીનીટે હંસલો ઉડી ગયો. મુંબઇ અને પરામાં વીજળી વેગે સ્વર્ગવાસના સમાચાર પહોંચી ગયા. પ્રાતઃકાળથી હજારો સ્ત્રી પુરૂષો દર્શનાર્થે દોડી આવ્યા. ભવ્ય સ્મશાન યાત્રા નીકળી. ગુરુભકત શ્રી હરિચંદભાઇએ રૂા. ૬૫૦)ની બોલીથી ગુરુદેવના દેહને અગ્નિ સંસ્કાર કર્યો.

ગુરૂદેવને શ્રધ્ધાંજલિ આપવામાં આવી જગ્યાએ જગ્યાએ સભાઓ થઇ. અઠાઇ મહોત્સવો થયા. સમાચાર પત્રોમાં ગુરૂદેવની જીવન પ્રભાનાં તેજ કિરણો આવ્યાં હતાં.

સં. ૨૦૦૮ના વદ ૬ના રોજ પાયધુનીના શ્રી મહાવીર સ્વામીના જૈન દહેરાસરમાં પૂજ્યપાદ પુણ્ય પ્રભાવક શ્રી મોહનલાલજી મહારાજના પ્રશિષ્ય દીર્ઘ તપસ્વી, થાણાના તીર્થોધ્ધારક જૈનાચાર્ય શ્રી જિનઋધ્ધિસૂરિજી મહારાજની મૂર્તિની પ્રતિષ્ઠા નીચેના ગોખમાં ગુરૂ ભક્ત શ્રી હરિચંદભાઇ માણેકચંદ તરફથી કરવામાં આવી.

આચાર્યશ્રીની જીવનની પ્રભા, તપશ્ચર્યાનું તેજ, યોગ દષ્ટિની નિર્મળતા, હૃદયની ઉદારતા, વચનની સિદ્ધિ, પ્રેમની સરિતા અને સેવાની સૌરભ પરમ પાવનકારી અને પુણ્યોજ્જવલ હતાં.

ધન્ય તપશ્ચર્યા! ધન્ય ગુરૂદેવ!



# श्री मोहनलालजी ज्ञानभण्डार, सूरत की ताडपत्रीय प्रतियाँ

ले० : श्री अगरचन्दजी नाहटा तथा श्री भंवरलालजी नाहटा

मानव को प्रकृतिने अन्य प्राणियोंकी अपेक्षा अधिक सुविधाएं और शक्तियाँ दी है, उनमें मन और बुद्धि प्रधान है। मानसिक शक्ति से वह विचार करता है और बुद्धि के द्वारा उलझनों को सुलझाता है और नये नये आविष्कार करता है। मन की प्रधानता से ही उसका नाम 'मानव' पडा। मन ही बंध और मोक्ष इन दोनों का प्रधान कारण है। "मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः।" वाचिक शक्ति यद्यपि अन्य प्राणियों को भी प्राप्त है पर मनुष्यने उसका विकास एवं उपयोग बहुत ही विशिष्टरूप से किया है। भाषा के द्वारा भावाभिव्यक्ति जितने परिमाण में मनुष्यने की है अन्य कोई भी प्राणी नहीं कर सका। असंख्य शब्द उसने गढे और बहुत ही उच्च श्रेणी के विचार और विविध व्यवहार उसकी वाचा शक्ति के ही परिणाम है। यदि मनुष्य अपने भाव दूसरों को बता नहीं सकता और दूसरों के भावो को स्वयं ग्रहण नहीं कर सकता तो विचारों की सम्पदा जो आज हमें प्राप्त है और दिनों दिन उसके आधार से नये नये विचार उद्भव होते है, वह सम्भव नहीं हो पाता। इसी तरह का एक और आविष्कार मानवने किया जिस से विचारों को दीर्घकाल तक सुरक्षित रखा जा सके। जो भी घटनाएं घटती है, एक दूसरो को जो कुछ भी कहते सुनते हैं उस सभी को स्थायित्व देने के लिये लिपि-विद्या का आविष्कार किया गया। थोडे से अंको और अक्षरों ने अनन्त ज्ञान को समेट रखने में गजब का काम किया है। मनुष्य की प्रत्येक ध्वनि को अक्षरों के सांचे में ढ़ाल देने का यह महान् प्रयत्न वास्तव में ही अद्भूत है।

जैनधर्म, भारत का एक प्राचीन धर्म है। उस धर्म के प्रवर्त्तक सभी तीर्थंकर इसी भारत में जन्मे। उनकी साधना, उपदेश-कार्य एवं निर्वाणक्षेत्र भी भारत है। जैनधर्म के अनुसार बहुत प्राचीन कालमें प्रथम तीर्थंकर ऋषभदेव हुए। इस अवसर्पिणिकाल के सबसे पहले राजा, भिक्षु और केवलज्ञानी हुए, तथा सभी प्रकार की विद्याओं और कलाओं के भी वे सबसे पहले आविष्कारक थे। पुरुषों की ७२ और स्त्रीयों की ६४ कलाएं उन्होंने अपने पुत्र-पुत्रियों और अन्य लोगों को सिखाइ। उनको बड़े पुत्र भरत के नाम से ही इस देश का नाम भारत पड़ा। वे सब से पहले चक्रवर्ति सम्राट् थे। भगवान् ऋषभदेव की २ पुत्रीयाँ थी-ब्राह्मी और सुन्दरी। जिन को उन्होंने अक्षर और अंक विद्या सिखाई। बड़ी पुत्री ब्राह्मी को लिपि विद्या सिखाई। अतः उसी के नाम से ब्राह्मी लिपि प्रसिद्ध हुई। उस के बाद समय समय पर अन्य कई लिपियाँ प्रकाश में आई।[१] अब से २॥ हजार वर्ष पहले भगवान् महावीर के समय में १८ प्रकार की लिपियाँ प्रसिद्ध होने का जैनागमों मे उल्लेख है।

---

१. दे. नागरी प्रचारिणी वर्ष ५७ में प्रकाशित मेरा लेख।

[२]पुस्तकें ५ प्रकार के साइझ की लिखी जाती थी उनका भी जैनागमों मे उल्लेख है।

प्राचीन काल में मनुष्यकी स्मृति वहुत तेज थी इसलिए मौखिक परम्परा से ही शिक्षादि व्यवहार होते रहें है। लिखने का काम बहुत थोड़ा ही पडता होगा और जो कुछ लिखा जाता, वह भी थोड़े समय टिकनेवाली वस्तुओं पर। इसी से प्राचीन लिखित ग्रंथ आदि अब प्राप्त नहीं है। मोहन जो दडे आदि स्थानों में प्राप्त पुरातत्त्व पर जो लिपि खुदी हुई है उस को अभी ठीक से पढ़कर समझी नहीं जा सकी। ब्राह्मी लिपि के उपलब्ध प्राचीन शिलालेखों में शायद सब से पुराना वीर भगवान् के ८४ वर्ष के उल्लेखवाला अजमेर म्युजियमवाला लेख है। उस के बाद अशोक के अनेक शिलालेख और खारवेल आदि के लेख प्राप्त है। पर कोई ग्रन्थ उस समयका लिखा हुआ अभी भारत में प्राप्त नहीं हुआ फिरभी 'रायपसेणी' सूत्र में उल्लिखित देवविमान की पुस्तक का जो विवरण प्राप्त है, वह बहुत कुछ ताडपत्रीय प्रतियाँ की लेखन पद्धति से मिलता झुलता है। यद्यपि ताडपत्रीय प्रतियाँ उतने प्राचीन समय की अब हमें प्राप्त नहीं है। जैनागम फुटकर रूप में कुछ पहले लिखे गये हों तो दूसरी बात है पर सामूहिक रूप में उन के लिपिबद्ध होने का समय वीरात् ९८० है। यद्यपि उस समय की भी लिखी हुई कोई प्रति आज उपलब्ध नहीं हैं। मालूम होता है कि उस समय तक पुस्तकों को अधिक से अधिक समय तक टिकाये रखने की कला का उतना विकास नहीं हुआ था। फलतः जो प्रतियाँ लिखी गई, वे कुछ शताब्दियों में ही नष्ट हो गई। उस अनुभवसे लाभ उठाकर ताडपत्र में कहां के सब से अच्छे और लिखने के उपयुक्त और टिकाउ है और किस तरह उन की घुटाइ करके लिखने से कैसे सुन्दर लेखन हो सकता है और वे अधिक समय तक टिक सकते हैं। इसी तरह स्याही भी किस तरह की बनाने से चमकीली और टिकाऊ बन सकती है इत्यादि बातों पर विचार किया गया होगा। इसके फलस्वरूप इन प्राचीन प्रतियों की अपेक्षा पीछेवाली प्रतियां अधिक स्थायी रह सकी। अबसे १७ वर्ष पूर्व जब हम जेसलमेर के भण्डारों का अवलोकन करने गये थे तो उस समय बहुतसी जर्जरित और टुटी हुई प्रतिया के ऐसे बहुतसे टुकडे हमने देखे थे जिनकी लिपि ९ वीं से १० वी शताब्दी की थी। इससे पहले तो न मालूम ऐसी प्राचीन प्रतियों के कितने टुकडे इधर उधर व नष्ट किये जा चूके होंगे। दूसरी बार जाने पर हमारे पहले के देखे हुए वे छोटें छोटे टुकड़े देखने को नहीं मिले और कई प्रतियाँ आदि भी पहली और दूसरी बार जाने पर देखी हुई अब अन्यत्र चली गई हैं। खैर! अब तो जेसलमेर भण्डार में 'विशेषावश्यक भाष्य' की ताडपत्रीय प्रति ही सबसे पुरानी है जिस का समय मुनिराज पुण्यविजयजी ने १० वीं शताब्दी के करीब माना है। १२ वीं शताब्दी से तो १५ वी और १६ वीं के प्रारम्भ तक की करीब १००० ताडपत्रीय प्रतियाँ जैसलमेर, पाटण, खम्भात, वड़ौदा पूना आदि स्थानों में प्राप्त है। अन्य भण्डारों में कहीं कहीं एक-दो प्रतियाँ ही मीलती है। जैसलमेर के वड़े भंडार के अतिरिक्त तपागच्छ भण्डार और खरतरगच्छ के वडे उपासरे के पंचायती भण्डार तथा आचार्य शाखा के भण्डार की प्रतियाँ हमने

---

२. दे. अवन्ति का में प्रकाशित मेरा लेख पुस्तक शब्द की प्राचीनता का प्रकार।

अपनी प्रथम जेसलमेर यात्रा में देखी थी। इनमें से स्वर्गीय चीमनलाल दलाल और पं० लालचन्द गांधी सम्पादित 'जेसलमेर भांडागारीय सूची' में बड़े भण्डार और तपागच्छ भण्डार की ताडपत्रीय प्रतियों का भी विवरण छपा था। बड़े उपासरे के पंचायती भण्डार और आचार्य शाखा भण्डार की ताडपत्रीय प्रतियों की जानकारी हमने सर्वप्रथम प्रकाशित की। पाटण, खम्भात, पूना की प्रतियों का विवरण प्रकाशित हो ही चुका हैं। दक्षिण भारतमें तो ताडपत्रो पर उत्कीर्ण-टंकित लिपि की लक्षाधिक लक्षाधिक प्रतियाँ सुरक्षित है। पर उत्तर भारत में जैन भण्डारों के अतिरिक्त अन्य संग्रहालयों में ताडपत्रीय प्रतियाँ क्वचित् ही है। इसलिये उपर्युक्त प्रसिद्ध जैन भण्डारों के अतिरिक्त अन्य छोटे मोटे जैन भण्डारों में जो भी ताडपत्रीय प्रतियाँ सुरक्षित है उन की जानकारी प्रकाश में आना अत्यावश्यक है। उन प्रतियों में बहुतसी ऐसी रचनाएं भी है। जिन की अन्य कोई भी प्रति कहीं भी प्राप्त नहीं है। वे तो महत्त्वपूर्ण है ही पर प्रसिद्ध ग्रन्थों की भी प्राचीन और शुद्ध प्रतियाँ इन ग्रन्थों के शुद्ध एवं प्राचीन पाठ के निर्णय तथा सम्पादन के लिए बड़े महत्त्व की है।

अभी अभी मेरा सहयोगी भतीजा भंवरलाल सूरत गया तो श्री मोहनलालजी जैन ज्ञानभण्डार में उसे ताडपत्रीय प्रतियाँ देखने को मिली। थोडे समय में उसका जो भी विवरण वह लिख सका वह उस ने मुझे लिख भेजा है और उसे इस लेख में प्रकाशित किया जा रहा है। पूज्य निपुणमुनिजी की कृपा से कुलकादि फुटकर ३४ रचनाओं की एक संग्रह प्रति तो वह अपने साथ कलकत्ते ले गया और केवल ३-४ दिन में ही उस की प्रेस-कोपी उसने स्वयं कर ली, जो अभी हमारे संग्रह में है। अब उन आठों प्रतियाँ का विवरण नीचे दिया जा रहा है—

१ विविध तीर्थकल्प—२. जिनप्रभसूरि, पत्र १३७, संवत् १४४३, पाटण में लिखित। इस प्रति के साथ प्रशस्ति के अनुसार ज्योतिष करण्ड विवृत्ति एवं चैत्यवंदनचूर्णि की प्रति भी लिखी गई थी, पर पता नहीं वे अब किसी अन्य भण्डार में है या नष्ट हो गई। त्रुटित प्रशस्ति इसी प्रकार हैः—

"—श्च मलयसिंहाख्य' देवगुरुपु भक्तौ डेरंडकनगरमुख्यतम डणू तस्य च भार्या साऊ धम्मासक्ता सुशीलसंयुक्ता.........सहिताश्च खेतसिंहाभिधः मेघाभ्याम् च सुगुणाभ्याम् ।४। पुत्र्यस्तथा च देऊ सारु धरणूप्रमुश्च पांचूश्च। रुडी मातृ नाम्नी स प्रति (?) सशीलसंयुक्ताः ।५। श्रीमत्तपागण्यधिपसूरि श्री देवसुन्दरगुरूणां उपदेशतो छद्मस्था...धर्मोपरिज्ञाय ।६। साऊ सुश्राविका सौव पुत्रपुत्रो परीवृता पत्युर्मलयसिंहस्य श्रेयसे शुद्धवासना ।७। ज्योतिःकरण्डविवृतिं तीर्थकल्पांश्च भूरिशः चैत्यवन्दनचूर्ण्यादि श्रीताडपुस्तकत्रये ।८। पत्तने लिखिते...ने वार्द्धिर्वेऽब्धि भूमिते १४४३ वत्सरे लेख्या मास नागशर्म्म द्विजन्मना ।९। शिवमस्तु ॥

२ योगशास्त्र—स्वोपज्ञवृत्ति, हेमचन्द्र पत्र १०३, प्रशस्ति त्रुटित "...काइल्य...कीर्तिपालेन लिखितम्।"

३ योगशास्त्र हेमचन्द्र, पत्र ८२ संवत् १२५६ लिखित।

